# બે બોલ

તત્ત્વજ્ઞાનના ગ્રંથોનું, ધર્મના ગ્રંથોનું અને લૌકિક વિદ્યાકલાના ગદ્યપદ્યગ્રંથોનું સર્જન બે પ્રકારે થાય છે. એક તો એ પ્રકાર છે કે લેખક સ્વયંસ્ફુરણથી ગ્રંથ લખે છે અને બીજો પ્રકાર એ છે કે બીજા તરફથી પ્રેરણા મળ્યા પછી લેખક ગ્રંથ લખે છે.

સૌથી પ્રથમ આપણે વેદોના સર્જનનો પ્રકાર જોઇએ. ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ એમ ચારે વેદો અપૌરુષેય છે એટલે ઇશ્વરપ્રેરિત છે, મનુષ્ય રચિત નથી. આને લઇનેજ વેદોનું બીજું નામ શ્રુતિ પડ્યું છે એટલે કે જે સાંભળીને લખવામાં આવ્યા છે તે, અથવા જે પરમાત્મા દ્વારા પ્રકાશિત થયા પછી લખવામાં આવ્યા છે તે.

બીલખા–આનંદાશ્રમના આચાર્યપ્રવર નાથપ્રભુએ આનું સ્પષ્ટીકરણ આ પ્રમાણે કર્યું છે:–

"જેમ ચિત્રપટ ઉપર અક્ષરો સ્પષ્ટ દેખાય છે અને બરાબર વંચાય છે તેમ ઋષિઓના માનસપટ ઉપર–ચિત્તઉપર વેદમંત્રોનું દર્શન પરમાત્માએ કરાવ્યું હતું અને તેથીજ ઋષિઓને વેદના રચનાર અથવા લખનાર માન્યા નથી, પણ દ્રષ્ટા માન્યા છે–દર્શન કરનાર માન્યા છે."

જેમ પરમાત્માની પ્રેરણાથી ઋષિઓએ વેદોનું સર્જન કર્યું, તેમ બ્રહ્માજીની પ્રેરણાથી વાલ્મીકિએ આદિ મહાકાવ્ય રામાયણનું સર્જન કર્યું અને નારદજીની પ્રેરણાથી વ્યાસ ભગવાને ભાગવતનું સર્જન કર્યું.

એજ પ્રમાણે મલબાર પ્રાંતના કાલટી ગામમાં પ્રકટેલા મહેશ્વરના અવતાર આદ્યશંકરાચાર્યજીની આજ્ઞારૂપ પ્રેરણાથી તેઓશ્રીના શિષ્ય સુરેશ્વરે કર્મમાર્ગનું ખંડન કરનારો અને જ્ઞાનમાર્ગની શ્રેષ્ઠતા જણાવનારો "નૈષ્કર્મ્ય સિદ્ધિ" નામનો સુંદર ગ્રંથ રચ્યો.

આ પછી આચાર્ય ભગવાને સુરેશ્વરને આજ્ઞારૂપ પ્રેરણા કરી કે "કૃષ્ણયજુર્વેદની તૈત્તિરીયોપનિષદ્‌પર તથા શુકલ-યજુર્વેદની બૃહદારણ્યકોપનિષદ્‌પર જે ભાષ્ય કરવામાં આવ્યાં છે તેના ઉપર તમે મુમુક્ષોઓના હૃદયપર તત્ત્વજ્ઞાનનો પ્રકાશ પાડનારાં સુંદર વાર્તિકો રચો."

"પોતાના સદ્‌ગુરુની આજ્ઞા પોતાના મસ્તકપર ધારણ કરી સુરેશ્વરે એ બંને ઉપનિષદોપર સુંદર વાર્તિકો રચી આચાર્ય ભગવાન્‌ને પ્રેમપૂર્વક અર્પણ કર્યાં, જેમને જોઇને આચાર્ય ભગવાન્‌નું ચિત્ત સંતોષ પામ્યું."

અંગ્રેજી સાહિત્યમાં પણ પ્રેરણા મેળવીને લખાયેલ એક ગ્રંથની હકીકત આ પ્રમાણે છે. વિલિયમ કાઉપર નામના કવિનો એ પ્રસંગ છે. રોબર્ટ ઓસ્ટીન નામના અમીરની

પત્ની લેડી ઓસ્ટીન અને કવિ કાઉપર વચ્ચે બહેનભાઈનો સંબંધ બંધાણો હતો અને તેથી લેડી ઓસ્ટીન "સિસ્ટર એના અથવા એના બહેન" બન્યાં અને કવિ કાઉપર "બ્રધર વિલિયમ અથવા વિલિયમ ભાઈ" બન્યા.

બહેન અને ભાઈનો સંબંધ બંધાણા પછી એક વખતે બહેન એનાએ ભાઈ વિલિયમને બ્લેંક વર્સમાં એટલે અનુપ્રાસવગરની નવીન પ્રકારની કવિતા લખવાનું સૂચન કર્યું–પ્રેરણા આપી એ પ્રેરણા મેળવ્યા પછી ભાઈ વિલિયમે બહેન એનાને કહ્યું કે "મારે કયા વિષયપર કવિતા લખવી એ તમેજ મને કહો." ત્યારે એના બહેને નીચે પ્રમાણે જવાબ આપ્યો:–

Oh! You can never be in want of a subject; you can write upon this "SOFA."

"અરે! કવિતા માટેના વિષયની તમને ખોટ નહિં રહે; તમે આ 'સોફા' ઉપર કાવ્ય લખો."

"સોફા" અંગ્રેજી શબ્દ છે અને તેનો અર્થ છે–તળીઆના ભાગમાં; પીઠના ભાગમાં અને બે પડખાંના ભાગમાં ગાદી જડેલી હોય એવો ચાર પાયાવાળો લાંબો બાંકડો.

બંધુઓ! બહેને કવિતા માટે આપેલો વિષય જોયો? કેટલો સાધારણ છે? અને છતાં ભાઈ વિલિયમે એ

વિષયને કેટલો સુંદર ન્યાય આપ્યો છે તે અંગ્રેજી સાહિત્યનો ઇતિહાસ જાણનાર વિદ્વાનોને કયાં અજ્ઞાત છે? ,

કવિ કાઉપરે "સોફા" ઉપર કવિતા લખવી શરૂ કરી અને સોફા કાવ્ય પૂરું કરી તેના અનુસંધાનમાં બીજાં પાંચ કાવ્યો પણ લંબાણથી લખી નાખ્યાં અને બહેન એનાએ સોંપેલા એ કામની યાદીરૂપે એ છએ કાવ્યપુસ્તિકાઓના સંગ્રહનું નામ રાખ્યું- "THE TASK" "ધી ટાસ્ક."

ટાસ્ક અંગ્રેજી શબ્દ છે અને તેનો અર્થ થાય છે "સોંપાયેલું કામ." બહેને સોંપેલા કામને ભાઇએ બરાબર પરું કર્યું. "ધી ટાસ્ક" કવિ કાઉપરે પૂરું કર્યું, પણ પરિણામ શું આવ્યું? એ કવિતાની રચનાએ ઇંગ્લાંડમાં "કુદરતની નવી શાળા" ની શરૂઆત કરી. તેનું અંગ્રેજી નામ છે "THE NEW SCHOOL OF NATURE" "ધી ન્યૂ સ્કૂલ ઓફ નેચર." કુદરતની આ નવી શાળાનો આરંભ કરનાર વિલિયમ કાઉપરને ગણી શકાય. કવિ કાઉપરે કાવ્ય શૈલીમાં જે નવા માર્ગનું દર્શન કરાવ્યું તે માર્ગપર ચાલી કાઉપર પછીના અંગ્રેજ કવિઓ વર્ડ્ઝવર્થ, કોલરિજ, શેલી, ટેનીસન આદિ અંગ્રેજ્ કવિઓએ કાઉપરે શરૂ કરેલી એ શૈલીનો-કાવ્યપ્રકારનો ખૂબ ખૂબ વિકાસ કર્યો હતો.

એ પ્રમાણેજ બન્યું છે "જૂનાગઢ" નામક આ પુસ્તક માટે. આ પુસ્તક લખવાનું સૂચન મને મારા નાના ભાઇ

દયાળસિંહજીએજ અથવા અત્યારના સ્વામી ચિદાનંદજીએજ કર્યું હતું અને એ પુસ્તક લખવાની પ્રેરણા પણ તેમણેજ આપી હતી. વિલિયમ કાઉપરને તો કાવ્યના વિષયમાટે પોતાનાં બહેન એનાને પૂછવું પડયું હતું, ત્યારે આ પુસ્તકના વિષય સંબંધે પ્રશ્ન પૂછવાની મારી મહેનત તેમણે બચાવી લીધી હતી. તેમણેજ મને "જૂનાગઢ" વિષય આપી સૂચના અને પ્રેરણા આપ્યાં હતાં.

વિષય, સૂચન અને પ્રેરણા મને મળ્યાં છતાં કદાચ હું આ પ્રસ્તુત પુસ્તક લખી શકયો ન હોત. જ્યારે જ્યારે આ જૂનાગઢનું પુસ્તક લખવું બંધ કરી હું બીજું લખવાની પ્રવૃત્તિમાં પડી જાઉં ત્યારે ત્યારે મારા લઘુ બંધુ "જૂનાગઢ કેટલું લખાયું છે?" એ પ્રેમભર્યો પ્રશ્ન પૂછે, મને તેનું સ્મરણ આપે અને ગર્ભિત પ્રેરણા આપે. જો પ્રેમભરી એ પ્રશ્નપરંપરા ચાલુ ન રહી હોત અને જો ઉષ્માભર્યા એ આગ્રહે મારામાં જોરદાર ઉત્સાહ ન ભર્યો હોત તો ભાગ્યેજ હું "જૂનાગઢ" નું આ પુસ્તક જનસમાજ સમક્ષ મૂકી શકયો હોત એમ મારે બહુજ પ્રામાણિકપણે એકરાર કરવો પડે છે.

"જૂનાગઢ" વિષે લખવા મેં કલમ હાથમાં લીધી કે તુરતજ મારા અંતઃકરણના અજાણ્યા ખૂણામાં સંતાઇને પડેલાં જૂનાગઢ સંબંધેનાં મારાં બાલપણથી માંડી અત્યાર સુધીનાં જૂનાં સંસ્મરણો એક પછી એક ક્રમવાર જાગવા લાગ્યાં અને શબ્દરૂપે સાકાર બનવા તત્પરતા દેખાડી.

સૌથી પહેલું સ્મરણ આ છે. જૂનાગઢની ગાદીએ આઠમા નવાબ સાહેબ સર રસુલખાનજી હતા ત્યારે જૂનાગઢમાં બહારગામથી નાટક કંપનીઓ આવતી અને નરસિંહ મહેતા, મીરાંબાઈ, ભર્તૃહરિ આદિ ધાર્મિક ખેલો કરતી–નાટકો ભજવતી. એ નાટકોમાં છલકતી ધાર્મિકરસની વાતો ઊડતી ઊડતી ઠેઠ બાંટવામાં–મારા જન્મસ્થાનમાં આવી પહોંચી અને જૂનાગઢમાં ભજવાતાં એ નાટકોએ બાંટવાની પ્રજાને જૂનાગઢ જવા લલચાવી. એ ખેલો જોવા બાંટવાથી માણસો જૂનાગઢ જવા લાગ્યાં. એ સમયે હજુ બાંટવા–શાપુર વચ્ચે આગગાડી ન હતી એટલે બાંટવા–શાપુર વચ્ચેનો આશરે ૨૦ માઇલનો પ્રવાસ માણસો બળદગાડામાં કરતા અને શાપુરથી આગગાડીમા બેસી આશરે ૮ માઈલનો પ્રવાસ કરી જૂનાગઢ પહોંચતા, નાટકો જોતા અને પાછા બાંટવા આવતા. બાંટવા આવી તેઓ જોયેલાં નાટકની રસમય વાતો કરતા અને અમે નાનાં બાળકો કુંડાળું વળીને સાંભળતાં. નરસિંહ મહેતા જૂનાગઢના નાગર હતા અને ભગવાનની ભક્તિ કરતાં કરતાં ઘણા સંકટો ભોગવ્યાં હતાં, મીરાંબાઈ ચિતોડનાં મહારાણી હતાં અને છતાં રાજવૈભવ છોડી એકલાં એકલાં દ્વારકા ચાલ્યાં ગયાં હતાં અને ભર્તૃહરિ તો માલવદેશના મહારાજા હતા. તેમણે પણ રાજપાટ છોડી ગોરક્ષનાથના ચેલા બની જંગલમાં જવાનું પસંદ કર્યું હતું. ભક્ત શું, ભગવાન શું, યોગ શું, યોગી શું, જ્ઞાન શું, જ્ઞાની શું? એવી એવી વાતો અમારા જેવાં અણુ-મણુ બાળકો ક્યાંથી સમજે? અમે તો એમ સમજીએ કે

રાજાને મજા હોય, રાણીને મજા હોય, રાજવૈભવ ભોગવવામા મજા હોય  રાજપાટ છોડીને જ ગલમા જવાથી શુ મળે? આવી આવી બાલબુદ્ધિની વાતો અમે અ દર અ દર કરીએ મને જૂનાગઢ જઈ ખેલ જોવાનુ મન તો થાય, પણ છોકરા ઓની બધી ઇચ્છા કયાથી પૂરી પડે? હુ એ ખેલોમાનો એક પણ ખેલ જોઇ ન શકયો, પણ મને એ ખેલોના નામ યાદ રહી ગયા અને જોડે જોડે જૂનાગઢ શહેરનુ નામ પણ યાદ રહી ગયુ અને સાથે સાથે એ શહેર જોવાની ઈચ્છા પણ ચાલુ થઈ જેમ લ ડનની નિશાળમા ભણતા એક વિદ્યાર્થીને થઈ હતી તેમ એ છોકરાની વાત એવી છે કે લ ડનની એક શાળામા તે અભ્યાસ કરતો હતો  એક વખત તેના વર્ગમા ભૂગોળ શિક્ષક ભૂગોળ શીખવવા આવ્યા અને ભૂગોળનો વિષય શીખ વવો શરૂ કર્યો શિક્ષક ભૂગોળ શીખવતા જાય અને આખી દુનિયાના નકશાપરના દેશો અને શહેરો પણ "પોઇન્ટર" ની અણી વડે-નકશો બતાવવાની લાકડીના છેડાવડે દેખાડતા જાય એમ કરતા કરતા શિક્ષકની લાકડીનો છેડો ભારતદેશપર આવ્યો ત્યારે શિક્ષક બોલ્યા, બહુ જોરથી બોલ્યા કે "આ ઇન્ડિયા છે-ભારત છે" જ્યારે ઇન્ડિયા-ભારત એ શબ્દ સ ભળાયો ત્યારે એ વર્ગમા આડુઅવળુ જોતો, ભૂગોળના વિષયમા જરાપણ રસ નહિ લેતો અને બીજા વિચારોમા મનને દોડાવી રહેલો એક બેદરકાર છોકરો સાવધ બન્યો અને અત્યાર સુધી નકશા સામુ નહિ જોનાર તે તાકીતાકીને નકશાપરના ભારત દેશને જોવા લાગ્યો એટલુ જ નહિ, પણ મનમાને મનમા

ભારત જોવાના વિચારો તેને આવવા લાગ્યા. એ છોકરો હતો કોણ? પોલ બ્રન્ટન. એ ભારત આવ્યો ખરો કે? મોટી ઉમ્મરે ભારતના પ્રવાસે તે આવ્યા. દક્ષિણ ભારતમાં ફર્યા અને એક મિત્રની મદદથી દક્ષિણ ભારતના સંત રમણમહર્ષિના દર્શન અને સમાગમમાં આવ્યા અને નાસ્તિકમાંથી આસ્તિક બન્યા. અંગ્રેજી ભણેલા વાચક બંધુઓએ જો એ પોલ બ્રન્ટનના જીવનનું આશ્ચર્યકારક પરિવર્તન જોવું હોય તો તેણે લખેલું નીચેનું અંગ્રેજી પુસ્તક બહુ ધ્યાનથી વાંચવું:–

"THE MAHARSHI and HIS MESSAGE"

"ધી મહર્ષિ એન્ડ હિઝ મેસેજ"

હું તો જ્યારે અંગ્રેજી પહેલા ધોરણમાં હતો ત્યારેજ જૂનાગઢ જોઈ શક્યો હતો. મારા પિતાશ્રી લાલસિંહજી બાંટવાના સુપ્રસિદ્ધ એજન્સી વકીલ હતા. તેમણે પોતાના મોટા પુત્ર પ્રતાપસિંહજી તથા મને અને પોતાના નાના ભાઈ દોલતસિંહજીના એક પુત્રને અને બીજા ભાઈ જાલમસિંહજીના એક પુત્રને એમ અમને ચાર જણાને જૂનાગઢ અભ્યાસ કરવા મોકલ્યા હતા. જૂનાગઢમાં શાપુર દરવાજા પાસે આવેલ નવા નાગરવાડામાંના શ્રી શિવાયલાલભાઈ, શ્રી મણિલાલભાઈ તથા શ્રી મોતીલાલભાઈના પિતાશ્રી શ્રી જયસુખલાલભાઈ કચ્છીનું મકાન ભાડે રાખવામાં આવ્યુ હતું. મારા બે મોટા ભાઈઓ ઉપલા ધોરણોમાં હતા, ત્યારે મારા જાલમસિંહ કાકાના પુત્ર

ગુણવંતસિંહ તથા હું એમ અમે બંને અંગ્રેજી પહેલા ધોરણમાં હતા અમારા ચાર જણની સગવડતા માટે મારા પિતાશ્રીએ પાંચ જણને સાથે મોકલ્યાં હતાં. મારાં માતુશ્રી, મારાં માશીબા, મારાં મોટાં બહેન, મારા કાકા તથા મારા પિતાશ્રીના કાકાના પુત્ર. મારાં માતુશ્રી ઝવેરબાઈ તથા મારાં હરિબા બહેન રસોઇનું કામ કરતાં; મારાં ફુલી માશી મારા નાનાભાઈ દયાળસિંહજીને તથા તેથી નાનાં બહેન ચંદનને સાંચવવાનું અને બીજી પરચુરણ સેવાનું કામ કરતાં; મારા દોલતસિંહ કાકા અમારી સંભાળ રાખતા અને ઘરનો વહીવટ સંભાળતા અને મારા પિતાશ્રીના કાકા નારણસિંહના પુત્ર રૂઘનાથસિંહ બજારનું અને બીજું કામ કરતા.

અત્યારે જ્યાં ગર્લ્સ હાઇસ્કૂલ છે ત્યાં ત્યારે અમે પહેલું અંગ્રેજી ધોરણ ભણતા અને ગર્લ્સ હાઇસ્કૂલના મધ્યખંડની ઉત્તર બાજુના નીચેના એક ઓરડામાં અમારા પહેલા અંગ્રેજી ધોરણનો વર્ગ બેસતો એટલું જ માત્ર અત્યારે યાદ છે. નિશાળ છૂટયા પછી સાંજે ઘરે આવતાં વચ્ચે આવતી વણઝારીવાવને કાંઠે અમે બંને બેસતા એ પણ યાદ છે. અત્યારે જ્યાં પોલિસ હેડકવાર્ટર્સ છે ત્યાં ત્યારે મોટું મેદાન હતું. અમે તે મેદાનમાં સવારે અને સાંજે રબ્બરના નાના દડાથી રમતા, ત્યાં દોડતા, કૂદતા અને આનંદ કરતા એ પણ યાદ છે, પણ અમે શું ભણતા, અમને કોણ ભણાવતા, અમારા શિક્ષકો કેવા હતા—આમાંનું કશું યાદ નથી. ફક્ત યાદ છે બચપણના એ સુખી દિવસો; ફક્ત યાદ છે કશી ચિંતાવગરના

ઓ, દિવનો, ફક્ત યાદ છે મા અને બાપનુ વિશુદ્ધ વાત્સલ્ય અને એ વાત્સલ્યના શીતલ જલમા સ્નાન કરતુ અમારુ ચાનદમય નિર્દોષ જીવન બાલ્યકાળના આવા સુખમય સમયનુ સ્મરણ ભલા કયા સસારીને થતુ નથી? અરે! નાનપણના મગલ દિવસોનુ સ્મરણ સાક્ષાત્ ભગવાનને પણ થાય છે

આના પુરાવા માટે ભગવાન્ રામચદ્રજીના શબ્દો જોઇએ લકેશને મારી અયોધ્યામા પધારી અયોધ્યાની રાજ ગાદીએ બેઠા પછી ભગવાન્ રામચદ્રજી નાનાભાઈ લક્ષ્મણજી આગળ નીચેના શબ્દો બોલ્યા હતા –

"જીવત્સુ તાતપાદેષુ, નવે દારપરિગ્રહે।
માતૃભિશ્ચિતમાનાનામ્, તેહિનોદિવસાગતા॥"

જ્યારે આપણા પૂજ્ય પિતાશ્રી દશરથરાજા જીવતા હતા, આપણે હજુ પરણીને નવુ નવુ લગ્નજીવન ભોગવતા હતા અને આપણી માતાઓ બહુ વાત્સલ્યથી આપણી ચિંતા કરતા હતા–સભાળ રાખતા હતા ત્યારના (હે લક્ષ્મણ!) આપણા એ સુખમય દિવસો ચાલ્યા ગયા છે"

ભગવાન્ રામચદ્રજીએ આપેલુ બાલ્યજીવનનુ આ સુભગ શબ્દચિત્ર છે! એ શબ્દચિત્રમા કેટલી રસમયતા છે!

પ્રસિદ્ધ સસ્કૃત કવિ ભવભૂતિ રચિત "ઉત્તર રામ ચરિત" નો ઉપરનો શ્લોક શીખવતા જૂનાગઢની બહાઉદ્દીન

કૉલેજના એ સમયના સંસ્કૃત પ્રાધ્યાપક શ્રી મહાદેવ મલ્હાર જોષી સાહેબ બહુ ભાર દઈને બોલ્યા હતા કે એ સુખમય જીવનની અંગ્રેજી વ્યાખ્યા આ પ્રમાણે થાય:-

"LIBERTY without Responsibility."

" લિબર્ટિ વિધાઉટ્ રીસ્પોન્સિબિલિટિ "–

"જવાબદારી વગરનું સ્વતંત્ર જીવન." કેટલી સુંદર વ્યાખ્યા! જવાબદારી કશી નહિ, બોજો કશો નહિ, જોખમદારી કશી નહિ, ચિંતા કશી નહિ છતાં સ્વતંત્રતા સઘળી!

રામચંદ્રજી ઉપરના શબ્દો લક્ષ્મણજી આગળ બોલ્યા તે પહેલાં તેઓશ્રી કયા શબ્દો બોલ્યા હતા? "સ્મરામિ હંત સ્મરામિ." "હે લક્ષ્મણ! મને યાદ છે, ખેદ સહિત–સખેદ! મને યાદ છે." હંત સંસ્કૃતમાં ખેદદર્શક અવ્યય છે અને અંગ્રેજીમાં alas! એલેસને મળતું છે. એ શબ્દો ભગવાન્ બોલ્યા ત્યારે આંખો કેવી હતી? "સાસ્રમ્" "આંસુભીની, આંસુ ટપકતી, આંસુ સારતી."

સાક્ષાત્ ભગવાન્ છતાં, અયોધ્યાના અધિપતિ છતાં જીવનના એ સુખમય સમયનું સ્મરણ થતાં મુખમાંથી "હંત" શબ્દ સરી પડે એ એથી પણ મોટું આશ્ચર્ય ખરું કે નહિ?

જ્યારે પરમાત્મા પોતે એ સુખી જીવનને સંભારતાં સંભારતા ખેદ દેખાડે અને દુઃખનાં આંસુ સારે ત્યારે આપણા

જેવા પામર માનવના મનની વ્યથા કેવી થાય એ કલ્પનાનું ચિત્ર દોરવાનું હું દરેક સંસારીને સોંપું છું.

આશરે એકાદ વરસ અભ્યાસ માટે જૂનાગઢમાં રહી અમે સૌ જૂનાગઢ છોડી બાંટવા ચાલ્યા ગયા.

આ પછી પાછા એકાદ વરસે અમે દોલતસિંહ કાકાની જાનમાં બાંટવાથી સીધા જૂનાગઢ સુધી બળદગાડામાં આવ્યા હતા. જૂનાગઢમાં કડિયાવાડના નાકા આગળના માંડાવડ દરબારના મોટા મકાનમાં જાનને ઉતારો મળ્યો હતો એટલું જ માત્ર યાદ છે.

એ જ પ્રમાણે બીજે વરસે જાલમસિંહ કાકાની જાનમાં સીધા બાંટવાથી જૂનાગઢ બળદગાડામાં આવ્યા હતા. જૂનાગઢના શાપુર દરવાજાની અંદર અત્યારે જ્યાં કોટેશ્વર મહાદેવનું મંદિર છે તેની પાસે ઓરડા છે તેમાં જાનનો ઉતારો હતો.

મારા જાલમસિંહ કાકાના સસરા કેસરીસિંહ આઠમા નવાબ સાહેબ સર રસુલખાનજીના દરબારગઢના ખાનગી ખાતામાં નોકર હતા. તેમના પુત્ર માધવસિંહ પણ નવાબ સાહેબના દરબારગઢમાં નોકર હતા. નવાબ સાહેબની ઉદારતાનો, માનવતાનો અને દયાળુ સ્વભાવનો એ પિતા પુત્રને બહુ અંગત અનુભવ હતો અને તેઓ પોતાના અનુભવની

નવાબ સાહેબ પોતાના ખાનગીખાતાના ગરીબ નોકરોના દીકરા દીકરીનાં સગાઇ વિવાહના ખર્ચની વ્યવસ્થા બહુ પ્રેમથી કરતા અને એ નોકરો પોતાનાં બાળકો હોય એમ સમજતા જ્યારે કેરીની મોસમ શરૂ થાય અને નવાબ સાહેબના રસોડામાં કેરીનો ઉપયોગ શરૂ થાય કે તુરત પોતાના રસોડે નહિ જમનાર હિંદુ નોકરોને પોતા પાસે બોલાવે અને દરેકને તેમના ઘરનાં માણુસોની સંખ્યા પૂછે અને પછી ખાનગી ખાતાના ખાસ અમલદારને હુકમ કરે કે, "જ્યાં સુધી અમારે રસોડે કેરી ખવાય ત્યાં સુધી ખાનગી ખાતાના દરેક ગરીબ નોકરને માણુસ દીઠ પાંચ સારી જાતની કેરી આપતા જવી. ઘરમાં બે માણુસ હોય તો હમેશની દશ કેરી મળે અને ત્રણ હોય તો પંદર મળે અને પાંચ હોય તો પચીશ મળે." કેરીની મોસમ ચાલે ત્યાં સુધી એ ગરીબ નોકરના ઘરમાં કેરી ખવાય. રસુલે ગુલજારના આંબાની અને નવાબ સાહેબના બીજા બગીચાની કેરીઓ ઈજારે ન અપાય, પરંતુ દરબારગઢની વખારમાં ભેળી થાય, ત્યાં પાકે અને ત્યાંથી સૌને અપાય.

રાજકુટુંબમાં લગ્નપ્રસંગ હોય ત્યારે આખું જૂનાગઢ જમે. એ ભોજન વ્યવસ્થા જ્ઞાતિવાર થાય. જે જ્ઞાતિમાં જે મિષ્ટાન્ન ભોજન માગે તેની વ્યવસ્થા રાજ તરફથી થાય. જ્ઞાતિના પટેલને જ્ઞાતિના માણુસોની સંખ્યાના પ્રમાણમાં બધી વસ્તુઓ મળી જાય.

તહેવારના દિવસોમાં નવાબ સાહેબના રસોડામાં જે

મિષ્ટાન્ન રંધાય-જે મીઠાઈ થાય-ને મીઠાઈ સારા હિંદુ કંદોઇ દ્વારા તૈયાર કરાવાય અને રસોડે નહિ જમનાર નાના હિંદુ નોકરોને ઘરના માણસોના પ્રમાણમાં અપાય.

ખાનગીખાતામાં કામ કરતા બધા નાના નોકરોને પહેરવાનાં કપડા પણ રાજતરફથી મળે. ટૂંકમાં નવાબ સાહેબ એટલે ગરીબ ટૂંકા પગારના નોકરોના સુખદુઃખના સાથીદાર.

કુતિયાણાના રહીશ અમારા બનેવી રૂઘનાથસિંહે વાત કરેલી કે, "જ્યારે મારા પિતાશ્રી ભોવાનસિંહજી ગુજરી ગયા પછી રસુલખાનજી નવાબ સાહેબે જે ઉમેદવારોને જૂનાગઢ બોલાવ્યા હતા તેમા મારૂ પણ નામ હતું. નક્કી કરેલે દિવસે અને વખતે અમે સૌ ઉમેદવારો રાજમહેલની સામે જોઇને ઊભા રહ્યા સમય થતાં નવાબ સાહેબ ઝરૂખામાં આવ્યા, એટલે અમે સૌએ નામદારને સલામ કરી. નવાબ સાહેબે સલામનો જવાબ સલામથી આપ્યો. અમારાં સૌનાં ગામ અને નામની નોંધ હાથમાં રાખીને એક અમલદાર ત્યા હાજર હતા. ત્યાં હારમાં ક્રમવાર ઊભેલા એક એક ઉમેદવારના ગામનું અને તેનુ નામ કહી નવાબ સાહેબને દરેકનો પરિચય આપવા લાગ્યા, એમ કરતા કરતાં મારો વારો આવ્યો ત્યારે એ અમલદાર બોલ્યાઃ- કુતિયાણા ગામના રેવન્યુ જમાદાર ભોવાન સિંહ ગુજરી જતાં, તેમનો પુત્ર રૂઘનાથસિંહ તેની નોકરી મેળવવા આવેલ છે. સામે ઊભેલ ઉમેદવાર એજ એ રૂઘનાથ સિંહ એ સાભળી નવાબ સાહેબે મારા સામું જોયુ અને

પગથી માથા સુધી મારું બરાબર અવલોકન કર્યું અને પછી બોલ્યા, જવાન અચ્છા હૈ. બહાલ કર દો. ઔર કોરી પચાસ ઇનામ દેના ' હજુર હુકમ થતાં મને ઇનામની કોરી પચાસ તુરત ત્યાં ને ત્યાં મળી—પાઘડી પણ મળી—અને કુતિયાણામાં મારા બાપની જગાનો હુકમ પણ મળ્યો."

બંધુઓ! રાજા જાતે આવી રાજવ્યવસ્થા કરે ત્યારે પછી કામ કેટલુ. સત્વર થાય! ત્યારે કામ કેટલું નિષ્પક્ષપાત થાય! ત્યારે મરણ પામેલા જૂના નોકરની કેટલી કદર કરનારું થાય! જ્યારે આવી શુદ્ધ અને ન્યાયપરાયણ રાજવ્યવસ્થા હોય ત્યારે નોકરો કેટલા વફાદાર અને કેટલા સેવાભાવી બની જાય!

એ સમયે એટલા ઊના મહાલનો બાજરો આખા જૂનાગઢ રાજ્યને પૂરો પડી શકતો. ખેતીની વ્યવસ્થા પણ એવી કે ખેડૂતોએ અનાજ મોટા પ્રમાણમાં વાવવું જોઇએ અને અત્યારે જેને કેશ ક્રોપ્સ—રોકડિયો પાક કહેવામાં આવે છે તેવી ચીજો જેવી કે મગફળી. તમાકુ અને જીવનનિર્વાહમાં ઉપયોગી નહિ એવી ચીજો ન વવાય આનું પરિણામ એ આવતું કે અનાજ—ઘઉં, બાજરો, જુવાર, ચોખા, મગ, અડદ, ચણા, મઠ ને બીજું કઠોળ પ્રજાને બહુ પૂરતા પ્રમાણમાં અને સસ્તું મળી શકતું અને આજની પેઠે તેની અછત ન જણાતી તેમ તેના ભાવમાં પણ અસાધારણ વધારો ન થતો પ્રજાના ગરીબમાં ગરીબ માણસને પણ પૂરતું અને સોંઘું અનાજ

મળતું. અત્યારે આશરે દશ રૂપીએ જે મણ બાજરો મળે છે તે ત્યારે બાર આને કે એક રૂપીઆનો મણ મળતો. બીજા ખાવાના પદાર્થોનું પણ આ પ્રમાણેજ સમજવું.

આવું આવું વાંચી કોઇ રાજપુરુષ એમ પૂછી નાખે કે "મુકાબલામાં સારું શું? રાજાશાહી કે લોકશાહી?" આનો જવાબ દુનિયાનો કોઇપણ તટસ્થ વિચારક આમ બહુ સ્વસ્થતાથી આપી શકે, "બધી પ્રજાને વધારેમાં વધારે સુખ અને સગવડ આપી શકે, બધી રીતે પ્રજાનું હિત સાધી શકે, અંદર બહારથી પ્રજાના જાનમાલની રક્ષા કરી શકે—ટૂંકમાં પોતાનાં બાળકોની પેઠે પ્રજાનું પાલન કરી શકે તે રાજવ્યવસ્થા સારી" સ્પષ્ટ શબ્દોમાં લખીએ તો સારી રાજ્ય વ્યવસ્થા એ ગણાય કે જ્યાં "રામરાજ્ય" નું દર્શન થઇ શકે. રામરાજ્ય એટલે ભગવાન્ રામચંદ્રજીના રાજ્યમાં હતી તેવીજ રાજ્ય વ્યવસ્થા. જ્યાં જ્યાં એ "રામરાજ્ય" નું દર્શન થઇ શકે, જ્યાં જ્યાં "રામરાજ્ય" નો આદર્શ દ્દષ્ટિગોચર થતો હોય, જયાં જયાં "રામરાજ્ય" નાજ આદર્શનું અનુસરણ થતું હોય એજ રાજયવ્યવસ્થા શ્રેષ્ઠ—એજ રાજયવ્યવસ્થા આદર્શ ગણાય. પછી ભલે એ રાજયવ્યવસ્થા રાજાની હોય કે પ્રજાની હોય. આજની ભાષામાં બોલીએ તો પછી ભલે એ રાજાશાહી હોય કે લોકશાહી હોય.

મારા બંને કાકાઓના લગ્નમાં આવી મને બે વાર જૂનાગઢ જોવાની તક મળી અને તક એમને એમ મળતીજ

રહી. પાછો મારા જાલમસિંહકાકા જોડે હું જૂનાગઢ આવ્યો હતો. ત્યારે મેં બે નાટકો જોયાં હતાં—એક નાટક "સ્રિયારાજનું" વિશલવાવ પાસે આવેલ ભીડભંજન મહાદેવના દરવાજામાં દાખલ થતાં આવતાં મેદાનમાં અને બીજું "જેસલતોરલ" નું અત્યારે જયાં શ્રી અનંતધર્માલય છે તે સ્થાનના મોટા મેદાનમાં. ત્યારે ત્યાં અનંતધર્માલય ન હતું. સ્રિયારાજનું નાટક 'એટલે જે દેશમાં સ્ત્રીઓનું રાજ્ય હતું એવા આસામની સરહદ ઉપર આવેલ "કામરૂપદેશ" નું નાટક. એ નાટકમાં મુખ્ય ભૂમિકા બે પાત્રોની છે– મત્સ્યેંદ્રનાથ અને ગોરક્ષનાથ. મત્સ્યેંદ્રનાથ ગુરુ છે અને ગોરક્ષનાથ તેમના શિષ્ય છે. એ નાટકમા શિષ્યની ગુરુ ભક્તિનો પરિચય થાય છે અને ગુરુની અલૌકિક યોગ શક્તિનો પરિચય થાય છે એ ખેલમાં પ્રેક્ષકોને સંગીતના આનંદ જોડે, હાસ્યરસના વિનોદ જોડે હઠયોગની ને રાજ-યોગની અનેક અદ્‌ભુત સિદ્ધિઓનું દર્શન થાય છે અને પ્રેક્ષક એ નાટક જોઈ શુભસંસ્કાર લઈને ઘરે જાય છે

ત્યારે બીજું નાટક "જેસલ ને તોરલ" નું પણ બે દશ્યો રજુ કરે છે–એક દશ્ય છે જાલીમ બહારવટિયાનું અને બીજું દશ્ય છે સૌરાષ્ટ્રની એક સતીનું. જેસલ કેવો ભયંકર બહારવટિયો હતો અને સતી તોરલ કેટલી પવિત્ર હતી તેનો તાદશ્ય ચિતાર તે નાટકમાં જોવા મળે છે. એવા ભયંકર જેસલના જીવનને સતી તોરલ પલટી પવિત્ર કરી નાખે છે એ છે નાટકનો સારભાગ. જેસલના જીવનની ક્રૂરતા નિહાળવી હોય અને સતી તોરલના સતીત્વની શક્તિ નીરખવી હોય તો સાધુઓ જેસલે ગાયેલું ભજન આપણે એકધ્યાને સાંભળીએ:–

## —: ભ જ ન :—

પાપ તારાં પ્રકાશ[1], જાડેજા, ધર્મ તારો સંભાળરે;
તારી બેડલી[2] બૂડવા નહિ દઉં, જાડેજા, એમ તોરલ કહે છેજી.

તોડી સરોવર પાળ સતી મેં, તોડી સરોવર
ગાધ્રન તરસ્યાં વાળિયાં, તોરલદે, એમ જેસલ કહે છેજી. પાપ૦

હરણ હણ્યાં લક્ષ ચાર સતી મેં, હરણ હણ્યાં લક્ષ ચાર રે;
વનના મોરલા મારિયા, તોરલદે, એમ જેસલ કહે છેજી. પાપ૦

લૂંટી કુંવારી જાન સતી મેં, લૂંટી કુંવારી જાન રે;
સાતવીશુ મોડબંધા મારિયા, તોરલદે, એમ જેસલ કહે છેજી. પાપ૦

ગોંદરેથી[3] વાળેલ ગાય સતી મેં, ગોંદરેથી વાળેલ જાન રે;
બહેન ભાણેજાં દુભાવિયાં, તોરલદે, એમ જેસલ કહે છેજી. પાપ૦

જેટલા મથેજા[4] વાળ સતી રાણી, જેટલા મથેજા વાળ રે;
એટલાં કુકર્મો મેં કર્યાં, તોરલદે, એમ જેસલ કહે છેજી. પાપ૦

બોલ્યા જેસલપીર કાઠીરાણી, બોલ્યા જેસલપીર[5] રે;
મને સંતચરણમાં રાખજો, તોરલદે, એમ જેસલ કહે છેજી. પાપ૦

---

૧ પ્રકાશ–જાહેર કર. ૨ બેડલી–જીવનનૌકા ૩ ગોંદરેથી–પાદરથી.
૪ મથેજા–માથાના. ૫ પીર–પવિત્ર માણસ.

મારા કાકા જોડે જૂનાગઢ આવી જેમ મેં ઉપરનાં બે નાટકો જોયાં તેમ મારા કાકાના પુત્ર ગુણવંતસિંહ જોડે જઈને બ્રહ્મકુંડ પણ જોયો. મને બહુ તરતાં ન આવડે એટલે હું બ્રહ્મકુંડને કાંઠે ઊભું અને મારા કાકાના પુત્ર અને તેના મામા વગેરે બ્રહ્મકુંડમાં તરે તે જોઉં. છોકરાઓ કુંડમાં ડુબકીઓ રમે તે જોઉં—કેટલાક કાંઠેથી પાણીમાં કલકલિયો મારે તે જોઉં. પછી અમે ભૂતનાથ મહાદેવનાં દર્શને જઈએ. સરસ્વતીમાતાનાં દર્શન કરી સરસ્વતીકુંડ પણ જોઈએ.

વારંવાર બાંટવાથી જૂનાગઢ આવવું થતાં મેં ઉપરકોટ જોયો, અશોકના શિલાલેખ જોયા, દામોદરકુંડ અને ગિરનાર જોયા, સરદારબાગ અને સકરબાગ પણ જોયા અને ઇન્દ્રેશ્વર મહાદેવનાં દર્શન કર્યાં.

જીવનના દિવસો પાણીના પ્રવાહની પેઠે જવા લાગ્યા અને મેં બાંટવામાં અંગ્રેજી ચાર ધોરણ પૂરાં કર્યાં, અંગ્રેજી પાંચમું ધોરણ રાજકોટમાં ભણ્યો અને અંગ્રેજી છઠ્ઠું અને સાતમું ધોરણ અમારા સદ્‌ગુરુદેવ મહાત્મા શ્રી નથુરામશર્માજીની પ્રેરણાથી ભાવનગરમાં સ્થપાયેલ શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવનમાં રહી ભાવનગરની હાઈસ્કૂલમા પૂરાં કર્યાં.

અત્યારે છે તેમ ત્યારે પણ ગુજરાતી પાંચમા ધોરણથી પહેલું અંગ્રેજી ધોરણ શરૂ થતું. અત્યારે ગુજરાતી ચાર ધોરણને સાથે ગણી પહેલા અંગ્રેજી ધોરણને પાંચમું ધોરણ કહે-

વામાં આવે છે ને સમયે ગુજરાતી ચાર ધોરણને જુદાં ગણી અંગ્રેજી ધોરણોની ગણતરી થતી એટલે તેને પહેલું અંગ્રેજી ધોરણ કહેવામાં આવતું. અત્યારનું છઠ્ઠું ધોરણ એ ત્યારનું બીજું અંગ્રેજી ધોરણ, અત્યારનું સાતમું ધોરણ એ ત્યારનું ત્રીજું અંગ્રેજી ધોરણ, અત્યારનું આઠમું ધોરણ એ ત્યારનું ચોથું અંગ્રેજી ધોરણ, અત્યારનું નવમું ધોરણ એ ત્યારનું પાંચમું અંગ્રેજી ધોરણ, અત્યારનું દશમું ધોરણ એ ત્યારનું છઠ્ઠું અંગ્રેજી ધોરણ, અત્યારનું અગિયારમું ધોરણ એ ત્યારનું સાતમું અંગ્રેજી ધોરણ. અત્યારનું અગિયારમું ધોરણ એટલે એસ. એસ. સી. અને ત્યારનું અંગ્રેજી સાતમું ધોરણ એટલે મેટ્રિક્યુલેશન.

એ સમયે પહેલા અંગ્રેજી ધોરણથી અંગ્રેજી શરૂ થતું, અત્યારે આઠમા ધોરણથી એટલે ત્યારના ચોથા ધોરણથી અંગ્રેજી શરૂ થાય છે. ત્યારે અંગ્રેજી ચોથા ધોરણથી ગુજરાતી સિવાયના બધા વિષયો અંગ્રેજીમાં શીખવાતા, અત્યારે અંગ્રેજી સિવાયના બધા વિષયો આઠમા ધોરણથી ગુજરાતીમાં શીખવાય છે. એ સમયે અંગ્રેજી ચોથા ધોરણથી ત્રણ બીજી ભાષાઓ ચાલતી. (૧) સંસ્કૃત (૨) પર્શિયન (૩) ફ્રેન્ચ. આ ત્રણમાંથી વિદ્યાર્થી ગમે તે એક બીજી ભાષા લઈ શકતો, અત્યારે એવું નથી. ત્યારે પુસ્તકો ઘણાં વર્ષો સુધી એકધારાં ચાલ્યા કરતાં એ એટલે સુધી કે મોટાભાઈનાં પુસ્તકો નાનાભાઈને કામ આવે અને નાનાભાઈનાં પુસ્તકો તેના નાનાભાઈને કામ આવે. આર્થિક દૃષ્ટિએ એ સમયનો વિદ્યાભ્યાસ બહુ હળવો હતો. ઉપરાંત પ્રાથમિકશાળા અને માધ્યમિકશાળાનું ભણતર ત્યારના મુક્ત

વ્યાપારની પેઠે લગભગ મફત હતું. "FREE TRADE and FREE EDUCATION" "મુક્ત વ્યાપાર અને ફી વગરનુ ભણતર" ત્યારની પ્રજાને મિત્રની પેઠે મદદરૂપ હતાં.

એ સમયમાં મેટ્રિકયુલેશનની પરીક્ષા માટે અમદાવાદ જવું પડતુ અને અત્યારે વાર્ષિક પરીક્ષાઓ જેમ માર્ચ-એપ્રીલમા થાય છે તેમ ત્યારે વાર્ષિક પરીક્ષાઓ સપ્ટેમ્બર-ઓકટોબર માસમાં થતી. મેટ્રિકયુલેશનની પરીક્ષા મેં આપી અને ભાવનગર છોડયુ. મેટ્રિકયુલેશનની પરીક્ષા પાસ કરી કોલેજના-મહાવિદ્યાલયના અભ્યાસમાટે હું મારા જાલમસિંહ કાકા જોડે જૂનાગઢ આવ્યો.

મારા કાકા મને લઇને બહાઉદ્દીન કોલેજમાં ગયા અને કોલેજના પ્રિન્સિપલ સ્કોટ સાહેબને તેમની ઓફિસમાં મળ્યા. મારા કાકાનો અંગ્રેજી અભ્યાસ કોલેજના પહેલા વર્ષ સુધીનો છતાં એ જૂના સમયનુ અંગ્રેજી શિક્ષણ એટલું ઊંચું કે મારા કાકા સ્કોટ સાહેબ સાથે બહુ સરલતાથી અંગ્રેજીમાં બોલવા લાગ્યા. તેમની બધી વાત સાભળ્યા પછી સ્કોટ સાહેબ બોલ્યા કે, "આ વિદ્યાર્થીને કોલેજમા દાખલ નહિ કરી શકાય, કેમકે તેને દાખલ કરવા તમે બહુ મોડા આવ્યા છો. કોલેજના એક વર્ષની બે ટર્મ-બે સત્ર અથવા બે વિભાગ રાખવામાં આવે છે અને એ બંને સત્રમાં અમુક દિવસોની હાજરી દરેક વિદ્યાર્થી માટે ફરજિયાત છે. આ વિદ્યાર્થીની હાજરી જોઇતી હાજરી કરતાં ઘણી ઓછી થાય છે, એટલે તેણે દાખલ થવા માટે બીજે વર્ષે આવવું." આ સાંભળી અમે નિરાશ બની પાછા

ગયા, પણ પછી અનુકૂલ સમયે અમે સ્કોટ સાહેબને બંગલે ગયા અમને પાછા આવેલા જોઇ લેશપણ નારાજ થયા વગર અમને મીઠા શબ્દો વડે બોલાવ્યા અને ખુરશી ઉપર બેસાડયા. મારા કાકાએ જણાવ્યું કે "સાહેબ, અમે સામાન્ય મધ્યમ-વર્ગના માણસો છીએ. જો મારા ભત્રિજાનું આ વર્ષ બગડે તો તેનુ આખું ભવિષ્ય બગડે. સામાન્ય સ્થિતિ હોવાથી તેને એક વર્ષ ઘરે બેસાડી ન રખાય, કયાંક પણ કામ ધંધે લગાડવો જોઇએ અને જીવનની દિશા બદલાઇ ગયા પછી અભ્યાસની આ સુંદર તક સદાને માટે સરી જાય" સામાન્ય સ્થિતિના વિદ્યાર્થીનું અભ્યાસ જીવન હાજરીના નિયમ ખાતર વ્યર્થ જાય એ દલીલે સ્કોટ સાહેબના હૃદયને પીગળાવ્યુ તે હસતા હસતા બોલ્યા, "થોડીવાર અહીં બેસો, હું વિચાર કરું છું." આમ કહી તેમણે પટાવાળાને મોકલી કોલેજની આખા વર્ષની રજાની ફાઇલ લઈને હેડ કલાર્ક જયતીલાલભાઇ ત્રિવેદીને તેડાવ્યા તે આવ્યા પછી રજાની નોંધપોથી જોઈ મારી ખૂટતી હાજરી પૂરી કરવા બહુ નવીન વ્યવસ્થા કરી. કોલેજના નિયમનો જરાપણ ભગ ન થાય અને વિદ્યાર્થીને હાજરીનો લાભ મળે એવો રસ્તો કાઢયો એ સત્રમા મારી હાજરીના જેટલા દિવસો ખૂટતા હતા એટલી રજાના દિવસોએ કોલેજ ખુલ્લી રાખવા તેમણે હુકમ કર્યો અને પછી સ્મિત કરતાં કરતાં મને કહ્યુ કેઃ- "Mr. Thakore, now never remain absent for a single day, even if you break your leg" "ભાઈ ઠાકોર, હવે કદાચ જો તમારો પગ ભાંગી જાય તોપણ એક દિવસ પણ ગેરહાજર ન રહેશો."

તેમના આ માયાળુ શબ્દોનો જવાબ મેં આભારદર્શક એ જ શબ્દોમાં આપ્યો, "Yes, Sir." "બહુ સારું, સાહેબ."

રજાના દિવસે પણ ત્યારથી કોલેજ ચાલવા લાગી અને સ્કોટ સાહેબ F. Y. A.માં–એફ, વાય, એ. માં–કોલેજના પહેલા વર્ષમાં અંગ્રેજી શીખવવા આવે. મને તેમના ટેબલ સામેની આગલી બેંચ ઉપર બેસવાનો હુકમ થયેલો. પ્રિન્સિપલ સ્કોટ સાહેબ વર્ગમાં દાખલ થઇ ખુરશી ઉપર બેસી પ્રથમજ પ્રેમથી પૂછે, "Is Mr. Thakore Present?" શ્રી. ઠાકોર હાજર છે?" મારી જગ્યાએથી ઊભો થઇ હું વિનયથી જવાબ આપું, "Yes, Sir." "હા, સાહેબ" મારી હાજરી પૂરાય જાય અને બીજાઓની હાજરી પૂરાય જાય પછી અને પછી તેઓ શીખવવુ શરૂ કરે. મારી હાજરીના દિવસો પૂરા થયા ત્યાંસુધી કોલેજ આ પ્રમાણે ચાલુ રહેલી પછી આવી છ માસિક પરીક્ષા કોલેજના ૧૦૦ ફૂટ લાંબા અને ૬૦ ફૂટ પહોળા વિશાળ સેંટ્રલ હોલમાં–મધ્યખંડમાં મને જગ્યા મળી હતી. પરીક્ષાના પહેલે દિવસે પરીક્ષા આપવા હું બેઠો કે તુરત સ્કોટ સાહેબ મારી પાસે આવ્યા અને પ્રેમના આનંદથી પ્રશ્ન કર્યો, "Mr. Thakore, now do you fill up your term? Do you complete your days of presence?" "શ્રી ઠાકોર, હવે તમારી ટર્મની હાજરીના દિવસો પૂરા થઇ ગયા કે કેમ?"

મેં જવાબ આપ્યો, "Yes, Sir." "હા, સાહેબ"

મારો જવાબ સાંભળી સ્કોટ સાહેબ હસતા હસતા ચાલ્યા ગયા.

બંધુઓ! આ પ્રસંગ બન્યાને લગભગ પાંચ દાયકા પૂરા થવા આવ્યા છતાં એ પ્રસંગ ભૂલાતો નથી અને એવો ઉપકાર ભૂલાય પણ કયાંથી? સ્કોટલૅંડના રહીશ એ કયાં એક અંગ્રેજ અને કયાં બાંટવાનો રહીશ હું એક ભારતવાસી? જૂનાગઢ કૉલેજના એ મુખ્ય અધિકારી અને હું એક સામાન્ય વિદ્યાર્થી. બંનેની સ્થિતિ વચ્ચે કેટલુ મોટું અંતર? બંનેની સ્થિતિ વચ્ચે કેટલો મોટો તફાવત? દયાની કોમળ લાગણીએ અથવા પ્રેમની સ્વાર્થરહિત નિર્મલ ભાવનાએ અગાધ બંને વચ્ચેના અભેદ દીવાલને ભેદી નાખી.

કૉલેજના નિયમ અનુસાર હાજરીના દિવસો ન પૂરા કરી શકનાર વિદ્યાર્થીને કૉલેજમાં દાખલ ન કરી શકાય એવો પ્રિન્સિપલને ખાસ અધિકાર છે–ખાસ સત્તા છે અને તે અધિકાર અને સત્તાના અમલ સામે કાયદાની દલીલ પણ ન કામ આવે. આવા ખાસ અધિકારનો ત્યાગ કરવો અને બાંટવા ગામના એક સામાન્ય ને અજાણ્યા વિદ્યાર્થીનું ભવિષ્ય સુધારવાની ભાવનાથી મદદરૂપ બનવું અને એ પણ ન્યાયની તુલા બરાબર સાંચવીને–એટલા રજાના દિવસોમાં કૉલેજ ચાલુ રાખવાનો શ્રમ લઈને. તેમનુ આ શુભ કાર્ય માનવ સેવાનો ઉચ્ચ પ્રકાર ગણાય ખરું કે?

મારા જીવનનાં આટલાં વર્ષો ચાલ્યાં ગયાં હોવા છતાં

પણ કવચિત્ કવચિત્ એ પ્રસંગનું સ્મરણ થતાં મારા મન-મંદિરના બારણા ઉપર સ્કોટ સાહેબના હૃદયની કોમળ લાગણીના મીઠા ટકોરા વાગવા શરૂ થાય છે અને આટલાં વર્ષોના ભૂતકાળને ભેદીને મને બહાઉદ્દીન કોલેજમાં ભણતા વિદ્યાર્થી તરીકે ઘસડી જાય છે અને આનંદથી હસતા એ અંગ્રેજ અમલદારનો મને પાછો મેળાપ કરાવે છે.

જૂનાગઢના મહાવિદ્યાલયમાં દાખલ થયા પછી કડિયાવાડમાં રહેતા મારા સગાના ફળિયાની એક ઓરડીમાં હું રહેતો અને પંચહાટડીમાં હવેલી ગલ્લીમાં દાખલ થતાં ડાબા હાથ તરફના મકાનના ઉપલા ભાગમાં આવેલી હરિશંકર મહારાજની વીશીમાં જમતો. આ પ્રમાણે મેં પહેલી ટર્મ–પહેલું સત્ર પૂરું કર્યું.

બીજી ટર્મમાં–બીજા સત્રમાં મેં કડિયાવાડનું મકાન બદલી શીતલા કુંડ પાસે આવેલા મોહન મહારાજના મકાનના ઉપલા ઓરડામાં રહેવાનું રાખ્યુ. મારી જોડે ભણતા રાજકોટના રહીશ રતિલાલ જસાણી નામના વિદ્યાર્થી મારી સાથે રહેતા. હરિશંકર મહારાજની વીશી છોડી મેં અમારી નજીક રહેતા જીવા મહારાજને ઘેર જમવાનું રાખ્યું. ત્યાં કોલેજના બીજા પણ આઠ–દશ વિદ્યાર્થીઓ જમતા. સાચી રીતે કહેવું જોઇએ કે હરિશંકર મહારાજે અને જીવા મહારાજે જમાડવામાં અમને સારો સંતોષ આપ્યો હતો. એ હરિશંકર મહારાજ હજુ જીવતા છે. તેમણે વીશીનો ધંધો છોડી કંદોઇનું કામ શરૂ કર્યું છે.

એ વર્ષનું ચોમાસું બહુ આકરું હતું. એક રાતે ધોધ માર વરસાદ શરૂ થયો અને અમારી પથારી ઉપર પડતા ચૂવાકે ભરઊંઘમાંથી અમને જગાડી દીધા. તૂટેલી બારીમાંથી વરસાદના સપાટા અંદર આવવા લાગ્યા અને અમારાં કપડાં તથા ચોપડીઓને પલાળી મૂકયાં. અધૂરું પૂરું કરવા વીજળી ચમકારા કરવા લાગી અને અત્યારે જ્યાં તાલુકા નિશાળ બેસે છે ત્યાં બેસતી કન્યાશાળાના મકાન ઉપર પડી. એ વીજળીના બિહામણો ઝબકારા અમારી ઓરડીની દીવાલો પર બટકાવા લાગ્યાં અને મોતનાં નગારાં વગાડતા હોય એમ નાચવા લાગ્યા. આકાશમાં થતા કડાકા, ભડાકા અને ગડગડાટે રાતના અંધારાને વધારે ભયકર બનાવ્યું. એવી ભયપ્રદ કફોડી સ્થિતિમાં અમે બંને સાથીદારોએ બેઠાં બેઠાં આખી રાત પસાર કરી. સવાર પડતાં અમારી જોડે ભણતા અમદાવાદના રહીશ ડાહ્યાભાઇ પટેલ અમારી ઓરડીએ આવ્યા અને પોતાની જોડે અમને સ્વામિનારાયણના મંદિરમાં લઇ ગયા અને વરસાદનું જોર રહ્યુ ત્યાં લગી અમને ત્યાં રાખ્યા. પરમાત્મા દુઃખમાં પડેલાને કોઇ પણ મદદગાર મોકલી આપે છે એનો આ છે સાચો દાખલો.

કોલેજના પ્રથમ વર્ષની પરીક્ષા પાસ કરી હું ઇન્ટર આર્ટ્સમાં આવ્યો અને ઘર બદલ્યું. કોલેજના પટાવાળા માવજી કાલીદાસ ભંડારીએ શીતલાકુંડના નૈઋત્ય ખૂણામાં આવેલી ડેલી ભાડે રાખી હતી તેના એક ઓરડામાં રહેવાનું રાખ્યું અને જીવા મહારાજની વીશી છોડી માવજી મહારાજને ઘેર

જમવા લાગ્યો.

એ વર્ષે મુંબઇ યુનિવર્સિટિએ—વિદ્યાપીઠે—વાર્ષિક પરીક્ષાનું ધોરણ બદલ્યું. સપ્ટેમ્બર—ઓકટોબરમાં લેવાતી વાર્ષિક પરીક્ષાઓ માર્ચ—એપ્રીલમાં લેવાનું નક્કી કર્યું. આ નિયમને કારણે એ વર્ષના વિદ્યાર્થીઓને બેને બદલે ત્રણ ટર્મ સુધી અભ્યાસ કરવો પડયો અને એ વર્ષની પહેલી ટર્મને સપ્લીમેન્ટરિ ટર્મ—વધારાની ટર્મ નામ આપવામાં આવ્યુ આ રીતે ઇન્ટર આર્ટસમાં અમારે બરાબર દોઢ વર્ષ ગાળવું પડ્યું અને ઇન્ટર આર્ટસની પરીક્ષા બીજે વર્ષે માર્ચ—એપ્રીલમાં આપવી પડી. ત્યારથી શરૂ થયેલી વાર્ષિક પરીક્ષાની પદ્ધતિ અત્યાર સુધી ચાલુ છે. હું ઇન્ટર આર્ટસની પરીક્ષા આપવા મુંબઈ ગયો હતો. તે પરીક્ષામાં પાસ થઈ બી. એ. માં આવ્યો અને માનજીભાઇ વાળું ઘર છોડી કોલેજની હોસ્ટેલમાં હું દાખલ થયો.

કાળવા દરવાજાની બહાર નીકળી બીલખા જવાની સડક પર આવતાં અત્યારનાં મનોરંજનનો મકાનો પછી બહાઉદ્દીન કોલેજની હોસ્ટેલ્સ આવે છે. હોસ્ટેલ એટલે કોલેજમાં ભણતા વિદ્યાર્થીઓ માટે રહેવાનાં મકાનો. આ હોસ્ટેલ્સના ચાર બ્લોક છે. એ સડક પર જતાં જમણા હાથ તરફ બે બ્લોક અને ડાબા હાથ તરફ બરાબર સામે બીજા બે બ્લોક. જમણી તરફના બે બ્લોક પૂરા થાય પછી દક્ષિણ છેડે એક પ્રાધ્યાપક માટે રહેવાનો બંગલો છે. એજ પ્રમાણે ડાબી બાજુએ ત્રણ

પ્રાધ્યાપકો માટે ત્રણ બંગલા છે. એકંદરે વિદ્યાર્થીઓની જોડે ચાર પ્રાધ્યાપકો રહી શકે એવી વ્યવસ્થા છે.

જમણી બાજુના પહેલા બ્લોકની પહેલી રૂમમાં મને રહેવાનું સ્થાન મળ્યું. મારા વખતમાં જમણા હાથ ભણીના બે બ્લોક પૂરા થાય એ પછી આવતા બંગલામાં તર્કશાસ્ત્ર અને તત્ત્વજ્ઞાનના પ્રાધ્યાપક શ્રી. હરિલાલ માધવજી ભટ્ટ એમ. એ. રહેતા. ડાબા હાથ ભણીના, પહેલા બંગલામાં સંસ્કૃતના પ્રાધ્યાપક શ્રી. મહાદેવ મલ્હાર જોશી એમ. એ. રહેતા. એ તરફના બીજા બંગલામાં ગણિતના પ્રાધ્યાપક શ્રી. નારાયણ બલવંત પેન્ડસે એમ. એ. એલ. એલ. બી. રહેતા અને એ તરફના દક્ષિણ બાજુના છેલ્લા બંગલામાં ફ્રેન્ચના પ્રાધ્યાપક ચાર્લ્સ એફ. સલ્દાન્હા એમ. એ. રહેતા.

એ વખતે કૉલેજ હોસ્ટેલના ચારે બ્લોકોમાં વિદ્યાર્થીઓ માટે જુદી જુદી ઘણી ભોજન કલબો હતી. તેમાં સર્વશ્રેષ્ઠ હતી "ફ્રેન્ડલિ કલબ" અને સામાન્ય હતી "હિંદુ કલબ" મધ્યમ પ્રકારની હતી બીજી કલબો. શ્રીમંત વિદ્યાર્થીઓ માટે "ફ્રેન્ડલિ કલબ" અને સામાન્ય વિદ્યાર્થીઓ માટે "હિંદુ કલબ." એ હિંદુ કલબમાં ભોજનની વ્યવસ્થા માટે દાખલ થયો. જમણી બાજુના બીજા બ્લોકની સામે પશ્ચિમ તરફ હિંદુ કલબ આવેલી હતી. એ હિંદુ કલબના સંચાલક સિનિયર બી. એ. માં અભ્યાસ કરતા ભાઈ નર્મદાશંકર જગજીવન દેસાઈ હતા. એ ભાઈ બી. એ. પાસ થઈ એલ. એલ. બી. પણ થઈ ગયા અને

ભાગ્ય સારું એટલે મુંબઈમાં સારી વેપારી નોકરી મળી ગઈ એટલે વકીલાતનો ધંધો ન કરવો પડયો. સમય જતાં જે કંપનીમાં પોતે નોકર હતા તેમાંજ પોતે ભાગીદાર બન્યા અને એક સારા વેપારી તરીકે હજુ મુંબઈમાં નાગદેવી સ્ટ્રીટમાં બેસે છે અને વેસ્ટર્ન રેલ્વેના શાંતાક્રુઝ નામના પરામાં પોતાના બંગલામાં રહે છે. કોલેજ જીવનનાં આટલાં વર્ષો ગયા પછી પણ મારી જોડે હિંદુ કલબનો સંબંધ જાળવે છે અને જૂનો સ્નેહસંબંધ એવોજ અવિચ્છિન્ન છે—એક સરખો છે.

બી. એ. ની પરીક્ષા આપવા હું મુંબઈ ગયો હતો ત્યારે તેઓ મને લેવા ગ્રાંટરોડને સ્ટેશને આવ્યા હતા અને લેમિંગ્ટન રોડ ઉપરની એક લોજમાં રહેવા જમવાની સગવડ કરી આપવાનું મિત્રકાર્ય કર્યું હતું. અત્યારે જેનું પશ્ચિમ રેલ્વે નામ છે તેને તે સમયે બી. બી. એન્ડ સી. આઇ. રેલ્વે કહેતા અને અત્યારે બોરીબંદર સ્ટેશનેથી દોડતી જે ગાડીને સેંટ્રલ રેલ્વે કહે છે તેને એ સમયે જી. આઇ. પી. રેલ્વે કહેતા.

અત્યારે પશ્ચિમ રેલ્વેની લોકલ ગાડીઓ—પરાંની ગાડીઓજ ચર્ચગેઇટ સ્ટેશન સુધી જાય છે—મેઇલ અને એક્સપ્રેસ અને બીજી મુંબઇથી બહારના પ્રદેશમાં દોડતી ગાડીઓ સેંટ્રલ સ્ટેશનથીજ ઉપડે છે અને મુંબઈ આવતી પશ્ચિમ રેલ્વેની બધી ગાડીઓ પણ સેંટ્રલ સ્ટેશનેજ ઊભે છે, એટલેકે પશ્ચિમ રેલ્વેનું મુંબઇ માટે ટર્મિનસ છે સેંટ્રલ સ્ટેશન—જૂના વખતમાં ટર્મિનસ—છેલ્લું સ્ટેશન—હતું કોલાબા અને તેથીજ મારા મિત્ર નર્મદાશંકરભાઇ મને લેવા ગ્રાંટરોડ સ્ટેશને આવ્યા હતા.

બી. એ. ની પરીક્ષામાં હું પાસ થયો, એટલે જૂનાગઢ છોડી હું મુંબઈ ગયો અને પ્રથમ એલ. એલ. બી. ના વર્ગમાં દાખલ થયો.

જૂનાગઢની બહાઉદ્દીન કોલેજમાં મેં બરાબર સાડા ચાર વર્ષ સુધી અભ્યાસ કર્યો હતો. તેનો ઇતિહાસ બહુ લાંબો છે અને સંભારણા બહુ ઝાઝાં છે. તેમાંનાં બહુ થોડાં પર વિચાર થશે.

કોલેજમાં મેં પગ મૂકયો કે તુરત અને એક જૂના મિત્રનો પરિચય થયો, મેળાપ થયો. એ હતા રાજકોટના રહીશ અને મારી જોડે રાજકોટની હાઇસ્કૂલનાં અંગ્રેજી પાંચમા ધોરણમાં અભ્યાસ કરનાર ભાઈ ઉમિયાશંકર પારેખ. એ ભાઈ કોલેજ છોડયા પછી પણ જૂનાગઢ રેલ્વેની ઓફિસમાં નોકર રહ્યા હતા અને એ નોકરીમાંથી નિવૃત્ત થયા પછી પણ જૂનાગઢમાંજ રહ્યા છે અને જન્મભૂમિ રાજકોટ છોડીને હજીસુધી જૂનાગઢનેજ પોતાનું બનાવી રહ્યા છે. રાજકોટના અંગ્રેજી પાંચમા ધોરણની મૈત્રી તેઓ એટલાજ પ્રેમ અને સૌજન્યથી નભાવે જાય છે.

મારા વખતમાં આખા સૌરાષ્ટ્રમાં બી. એ. અને એમ એ. સુધીના અંગ્રેજી અભ્યાસ માટે માત્ર બે જ કોલેજો હતી. એક ભાવનગરમાં "શામળદાસ કોલેજ" અને બીજી જૂનાગઢમાં "બહાઉદ્દીન કોલેજ." ભાવનગરના મહારાજા સર તખ્તસિંહજીએ ઇ. સ૯ ૧૮૮૪ માં પોતાના બાહોશ દીવાન

શામળદાસભાઈના નામથી ભાવનગરમાં શામલદાસ કૉલેજ સ્થાપી અને જૂનાગઢના આઠમા નવાબ સાહેબ સર રસુલખાનજીએ પોતાના બાહોશ વજીર શેખ બહાઉદ્દીનભાઇના નામથી જૂનાગઢમાં "બહાઉદ્દીન કૉલેજ" સ્થાપી.

ઈ. સ. ૧૮૯૭ માં બહાઉદ્દીન કૉલેજનો પાયો એ વખતના કાઠીઆવાડના પ્રાંત સાહેબ કર્નલ હંટરે નાખ્યો હતો.

ઈ. સ ૧૯૦૦ માં નવેમ્બરની ૩ જી તારીખે ભારતના એ સમયના ગર્વનર-જનરલ અને વાઇસરૉય લૉર્ડ કર્ઝને બહાઉદ્દીન કૉલેજનું વિધિસર ઉદ્ઘાટન કર્યું હતું.

બહાઉદ્દીન કૉલેજના નિવૃત્ત હેડ કલાર્ક અને ગ્રંથપાલ-લાઇબ્રેરિયન શ્રી. જયંતીલાલ દયારામ ત્રિપાઠી લખે છે કે:–

"ઇ. સ. ૧૮૯૭ ના માર્ચમાં જ્યારે કર્નલ હંટર સાહેબે બહાઉદ્દીન કૉલેજનો પાયો નાખ્યો તે પહેલા ઇ. સ. ૧૮૮૪ માં ફરગ્યુસન પુલ બધાયેલ. તે પુલ જોવા છ વર્ષની ઉમ્મરના મને મારા પિતાશ્રી તેડી ગયા હતા. ઈ. સ. ૧૮૯૬ માં જૂનાગઢની દક્ષિણ દિશામાં પ્રકાશપુરી, આશુદેશ્વર, બ્રહ્મકુંડ, સરસ્વતી, ભૂતનાથ સિવાય સર્વત્ર અરણ્ય હતું. હું પાંચમા–છઠ્ઠા ધોરણમાં ભણતો ત્યારે મારા મિત્રો સાથે આ તરફ આવતો અને અત્યારે જ્યાં બહાઉદ્દીન કૉલેજનો સેંટ્રલ હૉલ છે તે સ્થાનમાં આંબાવાડિયાની કેરી ખાવા આવતો. ઇ. સ. ૧૯૦૦ માં જ્યારે હું શામલદાસ કૉલેજમાં પ્રીવિયસ

ક્લાસમાં–કૉલેજના પ્રથમ વર્ષમાં હતો ત્યારે લૉર્ડ કર્ઝન, બહાઉદ્દીન કૉલેજના સેંટ્રલ હૉલના સેંટ્રલ દ્વારમાં પ્રવેશ કરતાં વેંતજ બોલી ઊઠયા કેઃ—

"Who is the Constructor of this majestic Hall? It is bigger than the House of Commons!"

"આ ભવ્ય હૉલ–મધ્યખંડનો બનાવનાર કોણ છે? આ મધ્યખંડ હાઉસ ઓફ કૉમન્સના–લંડનમાં બેસતી આમની સભાના મધ્યખંડ કરતાં મોટો છે."

ઉપરનો પ્રશ્ન સાંભળીને જેઠા ભગા નામના એક દેશી મીસ્રીને હાજરે કરવામાં આવ્યો. લૉર્ડ કર્ઝને પૂછયું, આ મીસ્રી કઇ પરીક્ષામાં પાસ થયેલ છે? જવાબ આપવામાં આવ્યો, નામદાર આ મીસ્રીએ કોઈ પરીક્ષા પાસ કરી નથી, તેનું જ્ઞાન કુદરતની બક્ષીસ છે–તેનું જ્ઞાન સ્વભાવિક છે, કાંઈ અભ્યાસ કરીને મેળવેલું નથી. આ સાંભળીને તે મીસ્રીને ઇનામ આપવામાં આવ્યું હતું."

ઇ સ. ૧૯૦૨ ના જાન્યુઆરી માસથી બહાઉદ્દીન કૉલેજમાં શિક્ષણ શરૂ થયું. આ કૉલેજના પહેલા પ્રિન્સિપલ માર્શ હેસ્કેથ ઓકસફર્ડના એમ. એ. હતા. ઓકસફર્ડથી તે સીધા જૂનાગઢ કૉલેજમાં આવ્યા હતા. તેઓ વિજ્ઞાન તથા અંગ્રેજીના પ્રાધ્યાપક હતા. તેમને ઊંચી નોકરી મળતાં તેઓ ઈ. સ. ૧૯૦૩ ના જાન્યુઆરીની ૨૮ મી તારીખે પ્રિન્સિપલ

તરીકે છૂટા થયા અને તેમની જગ્યાએ ગ્લાસગોના એમ. એ. બાર-એટ-લૉ જેમ્સ સ્કૉટ આવ્યા. ઇ. સ. ૧૯૦૩ થી ઇ. સ. ૧૯૨૦ ના ઓગસ્ટ માસ સુધી આશરે સત્તર વર્ષ સુધી બહાઉદ્દીન કૉલેજના પ્રિન્સિપલ રહ્યા હતા. તેમના સમયમા હુ જ્યારે કૉલેજમાં અભ્યાસ કરતો હતો ત્યારે નીચે પ્રમાણે સ્ટાફ- પ્રાધ્યાપકો વગેરે હતાઃ-

(૧) શાપુરજી હોર્મસ્જી હોડીવાલા એમ એ. અંગ્રેજીસાહિત્ય, ઇતિહાસ અને અર્થશાસ્ત્રના પ્રાધ્યાપક હતા.

(૨) નારાયણ બલવંત પેન્ડસે એમ. એ. એલ એલ બી. ગણિતના પ્રાધ્યાપક હતા

(૩) મહાદેવ મલ્હાર જોશી એમ. એ. સસ્કૃતના પ્રાધ્યાપક હતા.

(૪) હરિલાલ માધવજી ભટ્ટ એમ. એ. તર્કશાસ્ત્ર અને તત્ત્વજ્ઞાનના પ્રાધ્યાપક હતા

(૫) ચાર્લ્સ એફ. મલ્દાન્હા એમ. એ. ફ્રેન્ચના પ્રાધ્યાપક હતા.

(૬) આગા અબ્દુલ રહીમખાન એમ એ. પર્શિયનના પ્રાધ્યાપક હતા.

(૭) વાસુદેવ એમ ધુરિયે એમ. એ. વિજ્ઞાનના પ્રાધ્યાપક હતા

(૮) મણિલાલ એમ. મહેતા એમ. એ. પદાર્થ વિજ્ઞાનના મદદનીશ પ્રાધ્યાપક હતા.

(૯) પંડિત કેશવ ડી. બાપટ સંસ્કૃત શાસ્ત્રી હતા.

(૧૦) નારાયણ કે. કરંડે લેબોરેટરિ–આસિસ્ટન્ટ હતા.

(૧૧) જયંતીલાલ દયારામ ત્રિપાઠી હેડકલાર્ક ને ગ્રંથપાલ હતા

(૧૨) ચુનીલાલ એચ. નાણાવટી–બીજા કારકુન હતા.

પ્રિન્સિપલ જેમ્સ સ્કોટ એમ. એ. બાર–એટ–લૉ અંગ્રેજી સાહિત્ય, ઇતિહાસ તથા અર્થશાસ્ત્રના પ્રાધ્યાપ હતા.

કેશવલાલ એલ. ઓઝા એમ. એ.
અંગ્રેજી સાહિત્યના પ્રાધ્યાપક હતા.

એ સમયની બહાઉદ્દીન કૉલેજના પ્રિન્સિપલ અને તે કૉલેજના પ્રાધ્યાપકો એવા ઉચ્ચકોટિના વિદ્વાન્ હતા કે મુંબઈ ઈલાકામાં બહાઉદ્દીન કૉલેજની પ્રતિષ્ઠા વધારી પ્રત્યેક પ્રાધ્યાપક પોતપોતાના વિષયમાં નિષ્ણાત હતા અને બહારન વિદ્યાર્થીઓને પણ આકર્ષતા.

ઇતિહાસના પ્રાધ્યાપક હોડીવાલા કદમાં બહુ નાના પણ બુદ્ધિમાં પ્રખર હતા. તેમની પાસે ભણેલા વિદ્યાર્થીઓને તેમની વિદ્વતાનો પૂરો પરિચય છે. કચ્છના ભચાઉ ગામન રહીશ મારા મિત્ર ગોવર્ધનદાસ મહેતાએ બી. એ. માં ઐચ્છિક વિષયો ઇતિહાસ અને અર્થશાસ્ત્ર લીધેલા હતા. તે હોડીવાલા સાહેબના અસાધારણ જ્ઞાનની મુક્તકંઠે પ્રશંસા કરતા અને એક વખત તેમણે મને વાત કરી કે હોડીવાલા સાહેબ મોગલ

વંશ ઉપર ચર્ચા કરવા લાગ્યા અને તે યુગની જાહોજલાલી, ખાનપાન, વસ્ત્રાલંકાર અને બીજી પરિસ્થિતિની એટલી ઊંડી અને તલસ્પર્શી વાતો કરી કે સાંભળનાર અમે જાણે એ યુગમ વસતા હોઇએ એવો પ્રત્યક્ષ અનુભવ અમને થયો.

પ્રાધ્યાપક જદુનાથ સરકારના ઇતિહાસના વિશાલ જ્ઞાન માટે જેમ બંગાળા મગરૂર બનતું તેમ જૂનાગઢ કોલેજ ઇતિહાસના પ્રાધ્યાપક તરીકે હોડીવાલા માટે માન ધરાવતી. જદુનાથ સરકારને જેમ લાંબે સુધી ફરવા જવાનો શોખ હતો તેમ હોડીવાલા સાહેબને પણ ફરવા જવાની ટેવ હતી. બીલખાની સડકે પાદરીઆ તરફ ચાલ્યા જતા હોડીવાલા સાહેબને વિદ્યાર્થીઓ જોતા. તેમને રોયલ ન્યૂમિસ્મેટિક શિક્ક શાસ્ત્ર સોસાયટિના પ્રમુખ નીમવામાં આવ્યા હતા. ભારત વર્ષમાં અને એશિયાખંડમાં એ માન પ્રથમ મેળવનાર તેઓ હતા.

વડોદરા કોલેજના ઇતિહાસના પ્રાધ્યાપક શ્રી. કે. એચ. કામદાર એમ. એ. જૂનાગઢ બહાઉદ્દીન કોલેજમાં ઇ. સ. ૧૯૦૮ થી ૧૯૧૨ સુધી ભણ્યા હતા તે લખે છે કેઃ–

"પ્રાધ્યાપક હોડીવાલા ભભકદાર અંગ્રેજી લખી શકતા અને અંગ્રેજી શીખવે ત્યારે મિલ્ટન, કીટ્સ, શેલી, વર્ડ્ઝવર્થ અને શેકસપિયરનાં કાવ્યો ક્રમબદ્ધ લીટીએ લીટી મોઢેથી બોલી જાય. તેમણે લખેલા ઇતિહાસના ત્રણ ગ્રંથો મેં ધ્યાનથી વાંચ્યા છે અને વાંચુ છું. તે ત્રણે પુસ્તકો અંગ્રેજી ભાષામાં છે અને આંતરરાષ્ટ્રીય જગતમાં ખ્યાતિ પામેલાં છે."

પ્રાધ્યાપક પેન્ડસે અખિલ હિંદ ગણિત સંસ્થાના એક અગ્રગણ્ય સભ્ય હતા

પ્રાધ્યાપક ભટ્ટ સાહેબ પ્રિન્સિપલ સેલ્ડનીના માનીતા શિષ્ય હતા.

પ્રાધ્યાપક સલ્દાન્હા ફ્રેન્ચભાષાના જ્ઞાનમાં પ્રખર હતા .એટલે દૂર દૂરથી વિદ્યાર્થીઓ તેમની પાસે ભણવા જૂનાગઢ કોલેજમાં આવતા. તેમના માટે એમ. સી. નાણાવટી બી. એ. એલ. એલ. બી. લખે છે કે:– "ફ્રેન્ચભાષા માટે ચાર્લ્સ સલ્દાન્હા મારા પ્રાધ્યાપક હતા. ફ્રેન્ચના પ્રાધ્યાપક તરીકે તેમનું નામ મોટું હતું અને મુંબઇની કોલેજોના વિદ્યાર્થીઓ કેટલીક વખત તેમના વિદ્યાર્થી તરીકે અમારી અદેખાઇ કરતા. બી. એ. માં જ્યારે અમે મોઢાની પરીક્ષા માટે હાજર થયા ત્યારે મુંબઇની કોલેજોના યુરોપિયન પરીક્ષકોએ ચાર્લ્સ સલ્દાન્હાના વિદ્યાર્થીઓ તરીકે અમારી ભણી માનભર્યો વર્તાવ કર્યો હતો."

એ જ ભાઇ જોશી સાહેબ માટે લખે છે કે, "યુનિવર્સિટિ કમિશન જૂનાગઢ કોલેજમાં આવે ત્યારે પણ જોશી સાહેબ પોતાના પોશાકમાં અથવા રીતભાતમાં કશો ફેર કરતા નહિ, છતાં પણ એ કમિશનનો સભ્યો જોશી સાહેબના વર્ગમાં બેસે અને તેની કદર કરનાર શ્રોતાઓ તરીકે તેમને બહુ માન અને ભાવથી સાંભળે. તેમને એકવાર સાંભળે તે મુગ્ધ થઇ જાય."

પર્શિયનના પ્રાધ્યાપક આગા અબ્દુલ રહીમખાન એમ.

એ. માટે પણ એજ ભાઇ આ પ્રમાણે લખે છે કે, તેઓ મૂળમાં ઈરાનના હતા. તેઓ પ્રસિદ્ધ પર્શિયન સ્કોલર હતા અને કહેવાય છે કે તેમણે લખેલા ગ્રંથો બી. એ. પછીની પરીક્ષા માટે અભ્યાસના પુસ્તકો તરીકે નક્કી થતા."

સંસ્કૃતના પ્રાધ્યાપક જોશી સાહેબે તો મેટ્રિકથી એમ. એ. સુધી સર્વ પરીક્ષાઓમાં સર જગન્નાથ એસ. શિષ્યવૃત્તિ–સ્કોલરશીપ મેળવેલી. તેમનું સંસ્કૃતજ્ઞાન અનુપમ હતું. તેઓ એમ. એ. સુધી ભણેલા છતાં તેમને પશ્ચિમની અસર લેશપણ લાગી ન હતી. તેઓ સંસ્કારમાં, રહેણીકરણીમાં, અને પોશાકમાં પૂરા ભારતીય હતા. "સાદું જીવન અને ઉચ્ચ ચિંતન" તેમનો મુદ્રાલેખ હતો. પોશાકમાં ધોતીઉં, બદન, લાંબોકોટ, માથે દક્ષિણી પાઘડી, ગળામાં ફાળિયું અને પગમાં દેશી ચંપલ. તેઓ વર્ગમાં દાખલ થાય કે બધા વિદ્યાર્થીઓ વિનયથી ઊભા થાય અને બેસી જાય, પણ તેઓ તો ઊભા ઊભા શીખવવું શરૂ કરે અને સંસ્કૃત નાટક કે કાવ્ય એવું રસમયરીતે શીખવે કે ભણનારાઓ એકધ્યાન બની જાય. શીખવતાં શીખવતાં પુલપિટ પ્રાધ્યાપક પીઠ ઉપર ફરતા જાય અને નાટકમાં જે રસ પ્રધાનપણે ચાલતો હોય તે રસની અભિવ્યક્તિ હાથ, મુખ અને વાણી વડે કરતા જાય અને ચાલતા સંસ્કૃત વિષયને કાન્ટ, કાર્લાઇલ, મોર્લિના અંગ્રેજી વાકયો બોલી સ્ફુટ–સ્પષ્ટ કરતા જાય અને ભણનારની જ્ઞાનપિપાસા વધારતા જાય.

જોશી સાહેબ જેવા ચુસ્ત ધર્મપ્રેમી હતા એવાજ

ચુસ્ત રાષ્ટ્રપ્રેમી હતા. તેઓ રાષ્ટ્રને ધર્મજોડે સંકળાયેલું માનતા અને તેથીજ ભાર દઈને કહેતા કે, "RELIGION IS THE BOND of Nationality."—"ધર્મ એ રાષ્ટ્રભક્તિને દૃઢ કરનાર સાંકળ છે."

જોશી સાહેબને સાંભળવા બહારના વિદ્વાનો આવતા. એક વખત શ્રી. મણિશંકર રત્નજી ભટ્ટ, ગુજરાતી કવિતા સાહિત્યમાં "કાન્ત" નાં ઉપનામથી પ્રસિદ્ધિ પામેલ સાક્ષર જુનાગઢમાં આવતાં જોશી સાહેબને સાંભળવા તેઓ બહાઉદ્દીન કૉલેજમાં આવ્યા હતા અને ખુરશી ઉપર બેસી તેમણે પ્રસન્ન મને જોશી સાહેબને સાંભળ્યા હતા. જોશી સાહેબ એ સમયે વિદ્યાર્થીઓને કવિવર કાલિદાસનું "મેઘદૂત" શીખવી રહ્યા હતા. કાલિદાસનુ એ કાવ્ય જેટલું નાનું છે, એટલુંજ આકર્ષક છે. એ કાવ્યના માત્ર ૧૧૫ શ્લોકોજ છે, છતાં એની રચના એટલી કલામય છે અને તેની ભાષા એટલી સંગીતમય છે કે વાચક એ રસપૂર્વક વાંચી શકે છે. તે વારંવાર વાંચે છે અને દરેક પ્રસંગે તેને તેમાં નવી સુંદરતા જણાય છે. તે આખું કાવ્ય કલ્પનાની પાંખે ઊડે છે, ભવ્ય છે, હૃદયસ્પર્શી છે. મેઘદૂત એટલે મેઘદૂત.

પ્રાધ્યાપક જોશી સાહેબનો રાષ્ટ્રપ્રેમનો એક સુભગ પ્રસંગ વડોદરા કૉલેજના ઇતિહાસના પ્રાધ્યાપક કે. એચ. ...ાર એમ. એ. ના શબ્દોમાંજ સાંભળીએ:—

"ઇ સ ૧૯૦૮ના જાન્યુઆરીની બીજી તારીખે જૂના ગઢ કોલેજની હોસ્ટેલના ચોથા બ્લોકની ૨૧ મી રૂમમાં હુ દાખલ થયો હતો એજ વર્ષના ચોમાસામાં અગ્રેજ સરકારે લોકમાન્યને છ વર્ષ માટે માડલેમાં દેશનિકાલની સજા આપી હતી આના વિરોધમા કોલેજના વિદ્યાર્થીઓએ ત્રણ દિવસ સુધી હડતાલ પાડેલી પ્રાધ્યાપક જોશી સાહેબને આ બનાવને લઈને અતિશય ખેદ થયો અતરથી તિલકના રાજકીય સિદ્ધાંતને માનતા અને પોશાક પણ તેમના જેવોજ પહેરતા તે રાજના નોકર હોવાથી પોતાની જાતને કાબુમાં રાખતા હતા, પણ તેમના જેવા લાગણી પ્રધાન અને દેશપ્રેમી માટે એવો સયમ બહુ ભારે હતો વર્ગમા વારવાર તેઓ આવેશમાં આવી જતા અને લોકમાન્યના દેશનિકાલના અન્યાયી પ્રસગ વિષે આડકતરી રીતે ઇશારો કરતા એક વખતે તો અમને "શાકુતલ" શીખવતા શીખવતા આસુભીની આખે કાલિદાસના "મેઘદૂત"ના છેલ્લા શ્લોકની છેલ્લી કડી –

"ઇષ્ટાન્ દેશાન્ જલદ વિચર, પ્રાવૃષા સંભૃતશ્રી
માં ભૂદેવ ક્ષણમપિ ચ તે વિદ્યુતા વિપ્રયોગઃ ॥

જોશી સાહેબ ઉપલી કડી ફક્ત એકજવાર નહિ, ફક્ત બેવારજ નહિ, પણ એક પછી એક એમ સતત ચારથી પાચવાર મોઢેથી બોલી ગયા અને અમારામાના જે વિદ્યાર્થીઓ જોશી સાહેબના મનોમથનને, જોશી સાહેબના વિચાર પ્રવાહને, જોશી સાહેબના કહેવાના રહસ્યને બરાબર સમજી શકયા હતા તે સૌ

પણ જોશી સાહેબને સાથ આપવા મૂંગા મૂંગા રડી પડયા."

બંધુઓ! મેઘદૂતની કથા જાણ્યા વગર આપણે જોશી સાહેબની અને એ રડનારા વિદ્યાર્થીઓની મનોવ્યથાને નહિ સમજી શકીએ. મેઘદૂતનું કાવ્ય એક યક્ષની વિરહ વ્યથાનું કાવ્ય છે. અલકાપુરી કુબેરજીની રાજ્યધાની છે. અને યક્ષો કુબેરજીના અનુચરો છે. એક યક્ષે કુબેરજીની સેવામાં ન માફ થઇ શકે એવો દોષ કર્યો અને તે દોષ માટે કુબેરજીએ તે યક્ષને એક વર્ષની શિક્ષા કરી. તે યક્ષને અલકાપુરીમાંથી જવું પડયું અને પોતાની પત્નીથી વિયોગ થયો. તે યક્ષ અલકાપુરીમાંથી નીકળી રામગિરિ નામની ટેકરી પાસે આવેલા આશ્રમમાં નિવાસ કરવા લાગ્યો. વનવાસ વખતે ભગવાને સીતાજી તથા લક્ષ્મણ જોડે જે ટેકરી પાસે નિવાસ કર્યો હતો તે જ હતી એ રામગિરિની ટેકરી. એ સ્થાનમાં યક્ષે બરાબર આઠ માસ ગાળ્યા પછી આષાઢ માસના પ્રથમ દિવસેજ એ યક્ષે રામગિરિની ટેકરી ઉપર એક વાદળું જોયું. ભગવાન્ રામચંદ્રજીએ જેમ લંકામાં સીતાજીને હનુમાનજી જોડે સંદેશો મોકલ્યો હતો તેમ એ યક્ષે એ મેઘ જોડે અલકાપુરીમાં વસતી પોતાની પત્નીને સંદેશો મોકલ્યો અને એ સંદેશો પૂરો થયા પછી એ યક્ષ મેઘદૂત કાવ્યના છેલ્લા શ્લોકની છેલ્લી કડીમાં એ મેઘને આશીર્વાદ આપે છે:–

"વર્ષાઋતુને લઇને જેની શોભા સંપૂર્ણ બની છે એવા મેઘ! તમે તમને પ્રિય હોય એવા પ્રદેશોમાં પ્રવાસ કરો અને મને જેમ મારી પત્નીથી વિયોગ થયો છે તેમ તમને તમારી પત્ની વિદ્યુતથી–વીજળીથી વિયોગ ન થાઓ."

વિચારવંત વાચકને યક્ષે મેઘને આપેલા આ આશી-ર્વાદમાં ઊંડે ઊંડે યક્ષની દુઃખમય મનોદશાનું દર્શન થાય છે એટલુંજ નહિ પણ, યક્ષે બોલેલા "એવ" શબ્દમાં યક્ષને થયેલા પત્નીના શોકમય વિયોગનું પણ બરાબર દર્શન થાય છે. ત્યારે જૂનાગઢની બહાઉદ્દીન કોલેજમાં 'શાકુંતલ' શીખવતા સંસ્કૃત પ્રાધ્યાપક જોશી સાહેબના મનમાં જુદુંજ દર્શન થાય છે. અલકાપુરીથી આવીને રામગિરિ પાસેના આશ્રમમાં વસેલા યક્ષના દેશવટામાં જોશી સાહેબને લોકમાન્ય તિલકને મળેલા અન્યાય ભરેલા દેશનિકાલનું કરુણ ચિત્ર દેખાય છે અને એ ચિત્રમાં મુંબઈની હાઇકોર્ટ અને ત્યાંથી રાતોરાત એક ખાસ મોટરમાં બી. બી. એન્ડ સી આઈ રેલ્વેના કોલાબા સ્ટેશને પહોંચતા લોકમાન્ય દેખાય છે, ત્યાંથી ઊપડેલી સ્પેશિયલ ટ્રેઇન, અમદાવાદનું સાબરમતી સ્ટેશન અને અમદાવાદની સાબરમતી જેલમાં લોકમાન્ય દેખાય છે. ફરી અમદાવાદની સાબરમતી જેલમાંથી સાબરમતી સ્ટેશને, અને ત્યાથી સ્પેશિ-યલ ટ્રેઇનમાં મુંબઇના સ્ટેશને અને ત્યાંથી સ્ટીમલોંચમાં અને તેમાંથી હાર્ડિંજ સ્ટીમરમાં લોકમાન્ય દેખાય છે. મુંબઈથી રંગુન એજ સ્ટીમરમાં અને રંગુનથી સ્પેશિયલ ટ્રેઇનમાં માંડલેની જેલના ઓરડામાં બેઠેલા લોકમાન્ય દેખાય છે. ચિત્રપટ ઉપર દેખાતા દૃશ્યોની પેઠે જોશી સાહેબના માનસપટ ઉપર એ બધાં દૃશ્યો એક પછી એક એમ ક્રમવાર દેખાવા લાગ્યાં અને ભારતમાં સ્વતંત્ર જીવન જીવનાર દેશભક્ત તિલક મહારાજને માંડલેની જેલમાં કેદીનું પરતંત્રજીવન જીવતા જોયા—કોઇપણ

ભાઈમના સથવારા વગરના એકલા જોયા અને સાથોસાથ તેમના પત્ની સત્યભામાબાઈને પતિવિયોગમા ઝૂરતા અને ઘરમા અર ણ્યનુ એકાત સન્યાસિની જેવુ જીવન જીવતા જોયા પતિ કયા? પત્ની કયા?

જોશી સાહેબ જેવા દેશભક્તને લોકમાન્ય જેવા દેશ ભક્તને દેશમાટે માડલે જેલમા કેદી તરીકે જોતા અને લોક માન્યને સત્યભામાબાઈ માટે ચિંતા કરતા અને સત્યભામા બાઈને પતિ માટે દુખી થતા નિહાળતા ભલા શુ ન થાય? દેશભક્તને બીજા દેશભક્તના દુખમાટે જે થવુ જોઈએ એ જોશી સાહેબને 'શાકુતલ' શીખવતા શીખવતા સસ્કૃત વર્ગમા અને સામે બેઠેલા વિદ્યાર્થીઓની હાજરીમા થયુ અને મનમા જે થયુ તેનો પુરાવો આપવા જોશી સાહેબની આખો ભીની બની ગઈ ભલા આખો ભીની કયારે બનતી હશે? શોકની ભઠ્ઠીમા ઊકળતુ મન જ્યારે ઓગળી જાય ત્યારે એ ઓગળેલુ મન અદરના શોકને દેખાડવા આસુ બની આખોમા આવે છે જોશી સાહેબ જેવા પ્રેમાળ પ્રાધ્યાપકની આસુભીની આખો જોઈ તેમના ભણી સન્માન ધરાવતા કયા વિદ્યાર્થીનુ હૈયુ હાથ રહે? અને હૈયુ હાથ ન રહેતા એ વિદ્યાર્થીની આખો પણ ભાગીદાર બની જોશી સાહેબની જોડે રડવા લાગી.

એ જમાનામા "લાલ, પાલ અને બાલ" એ ત્રણની ત્રિપુટીની દેશભક્તિ ગાજતી હતી લાલ એ પજાબના દેશનેતા લાલા લાજપતરાય, પાલ એ બગાળાના દેશભક્ત બિપિનચદ્ર

પાલ અને બાલ એટલે મહારાષ્ટ્રના લોકમાન્ય બાલગંગાધર ટિળક.

જોશી સાહેબની વિદ્વતા જોઈ, તેમની રાષ્ટ્રભક્તિ જોઈ, હવે તેમનો ધર્મપ્રેમ અને તત્ત્વચર્ચામાં રસ લેતી મનોદશા જોઈએ. કુતિયાણા પાસેના સરાડિયા ગામના રહીશ ગિરિજાશંકરભાઈ સંસ્કૃતભાષાના પંડિત હતા. તેઓ માતૃભાષા ગુજરાતી બોલતા એમ સંસ્કૃતભાષા બોલી શકતા અને સંસ્કૃતમાં પોતાના ગુરુદેવ નાથપ્રભુનાં સ્તોત્રો પણ લખતા. તેમણે પોતાના ગુરુદેવનું એવું સંસ્કૃતમાં લખેલું "નાથસ્તુતિ શતક" પુસ્તિકારૂપે બહાર પણ પડયું છે. તેઓ સારા વૈદ્ય પણ હતા અને તેથી એ ધંધો કરવા સરાડિયામાંથી જૂનાગઢમાં આવીને વસ્યા હતા. "સમાન સમાનને આકર્ષે" એ ન્યાયે તેઓ જોશી સાહેબના પરિચયમાં આવવા લાગ્યા અને એ પરિચયમાંથી બંને વચ્ચે સ્નેહ વધ્યો. વખતે વખતે ગિરિજાશંકરભાઈ જોશી સાહેબને મળવા આવે અને બંને મળે ત્યારે ધર્મચર્ચા કરે અને તત્ત્વજ્ઞાનની ચર્ચા કરે. એક વખતે બંને વચ્ચે ન્યાયદર્શનના કોઈ અઘરા વિષયની ચર્ચા ચાલી, પણ બેમાંથી એકેય તેનું સંતોષકારક સમાધાન ન કરી શકયું. પ્રશ્ન એ આવ્યો કે આ શંકાનું સમાધાન મેળવવું કયાં? ગિરિજાશંકરભાઈએ કહ્યું "બીલખા–આનંદાશ્રમના આચાર્યપ્રવર નથુરામશર્માજી હાલમાં જૂનાગઢમાં અમરજીભાઈ કચ્છીને ત્યાં પધાર્યા છે. અત્યારે કથાનો સમય છે, માટે આપણે ત્યાં જઈ તેઓશ્રી પાસેથી શંકાનું સમાધાન મેળવીએ. કથાનો સમય છે એટલે

આપણને કથાનો લાભ પણ મળશે. કથા પૂરી થયા પછી આપણે આપણી શંકા પણ પૂછી શકશું. સ્વાભાવિક રીતે સૌને થાય એમ જોશી સાહેબના મનમાં થયું કે પોતા જેવા બંને વિદ્વાનો જે પ્રશ્નનું સમાધાન ન કરી શકયા એ શંકાનું સમાધાન મહાત્માશ્રી કયાંથી કરી શકશે? પણ વિવેકની ખાતર જોશી સાહેબે તે વાત ગિરિજાશંકરભાઈને ન કરી, પણ તેમના કહેવા પ્રમાણે જોશી સાહેબ તેમની જોડે અમરજીભાઈના ઘર તરફ ચાલ્યા. તેઓ ત્યાં પહોંચ્યા ત્યારે ત્યાં મહાત્માશ્રી કથા કરતા હતા એટલે તેઓ બંને પણ બીજાઓની જોડે કથા સાંભળવા બેઠા અને વિચાર કરી રાખ્યો હતો કે કથા પૂરી થયા પછી ન્યાયશાસ્ત્રની એ શંકા પૂછવી તેઓ કથા સાંભળવા લાગ્યા, ત્યાં કથામાંજ તેમને બંનેને થયેલી શંકાની વાત આવી અને કોઈ શાસ્ત્રજ્ઞ અથવા ન્યાયદર્શનના સમર્થ આચાર્ય એ શંકાનું સમાધાન આપે તેમ તર્કશાસ્ત્રની દૃષ્ટિએ મહાત્માશ્રીએ ચાલતી કથામાંજ એ શંકાનું સમાધાન કરી નાખ્યું. આવું સમાધાન કથામાંજ મળી જતાં બંનેને આશ્ચર્ય થયું અને જોશી સાહેબને તો વધારે આશ્ચર્ય થયું. વધારે આશ્ચર્ય એ માટે થયું કે પોતે માનેલું કે મહાત્માશ્રી એ શંકાનું સમાધાન નહિ કરી શકે. પોતાની એ માન્યતા ખોટી ઠરી, એટલુંજ, નહિ પણ પોતા જેવા બે વિદ્વાનો જે રહસ્ય ન જાણી શકયા તે ન્યાયશાસ્ત્રની અટપટી વાત મહાત્માશ્રીએ બહુ સરલતાથી સમજાવી દીધી અને ઉપરાંત વધારે આશ્ચર્ય થવા માટે જોશી સાહેબને એ કારણ મળ્યું કે તેઓના મનની વાત-તેઓના મનની શંકા મહાત્માશ્રીએ કેમ જાણી લીધી હશે?

એકજ અનુમાન જોશી સાહેબને થયું કે પારમેશ્વરી શકિત વગર અથવા યોગની પરાકાષ્ઠાએ પહોંચ્યા વગર બીજાના મનના વિચાર જાણવાનું શકય કયાંથી બને?

આ પ્રસંગ બની ગયા પછી અમુક સમયે બહારગામના એક વિદ્વાન્ પ્રાધ્યાપક જૂનાગઢમાં આવ્યા. તેઓ મારા પિતાશ્રીને જાણતા અને મને પણ ઓળખતા હોવાથી હું તેમને મળવા ગયો તેઓ પ્રાધ્યાપક જોશી સાહેબને મળવા જવાના હતા એટલે મને પણ સાથે લઇ ગયા. અમે ત્યાં પહોંચ્યા એટલે અમને બંનેને તેમની બેઠકના ઓરડામાં બેસાડયા. મળવા આવનાર પ્રાધ્યાપકને જોશી સાહેબ ઓળખતા હતા અને હું તેમનો વિદ્યાર્થી હોવાથી મને પણ ઓળખતા હતા. બંને વચ્ચે થોડી વાત ચાલ્યા પછી જોશી સાહેબે આવનાર પ્રાધ્યાપક મહાત્માશ્રીના શિષ્ય હતા એટલે તેમને પૂછયું કે, "તમારા ગુરુદેવ સમર્થ યોગી છે એમ મેં સાંભળ્યું છે અને તેઓશ્રી અલૌકિક યોગશકિતવડે અનેક ચમત્કારો કરી શકે એવી વાતો પણ સાંભળી છે. આના સમર્થનમા તમારો જાત અનુભવ મને સભળાવો."

જોશી સાહેબની વાત સાંભળી આવનાર પ્રાધ્યાપકે બહુ ભારપૂર્વક જણાવ્યું કે, "તમે સાંભળેલી વાતો તદ્દન સાચી છે. મને તો તેઓશ્રીની આધ્યાત્મિક પવિત્રતાનો પૂરો પરિચય છે. એ પવિત્રતા એટલી અદ્‌ભુત છે કે તેઓશ્રીના જીવનના સમાગમમાં શુદ્ધભાવથી આવનારના જીવનને પણ પવિત્ર

નાખે છે".

આધ્યાત્મિક, પવિત્રતાનું બીજું નામ યોગશાસ્ત્રમાં અધ્યાત્મપ્રસાદ છે. અધ્યાત્મપ્રસાદ એટલે બુદ્ધિની સર્વોત્તમ શુદ્ધિ. "એ શુદ્ધ પ્રકાશમય બુદ્ધિ વિપ્રકૃષ્ટ-અત્યંત દૂર રહેલા, વ્યવહિત-પૃથ્વીમાં આચ્છાદિત થઇને રહેલા, અને સૂક્ષ્મ પદાર્થોને પણ ગ્રહણ કરી શકે છે."

જોશી સાહેબ બહુ સંતુષ્ટ થયા. થોડીવાર બેસી અમે બંને ત્યાંથી વિદાય થયા.

જૂનાગઢની બહાઉદ્દીન કોલેજ જોઇ, તેના પ્રિન્સિપલ તથા પ્રાધ્યાપકોને જોયા, હવે તે સમયની આર્થિક સ્થિતિનું અવલોકન કરીએ. ઇ. સ ૧૯૦૩ થી ૧૯૧૮ સુધીની માહિતી આપતી બે નોંધો નીચે પ્રમાણેની છેઃ-

પહેલી નોંધ લખનાર સર જે. એલ. સાઠે સી આઇ. ઇ. આઇ. સી. એસ. લખે છે કેઃ-

"અમને વિદ્યાર્થી દીઠ ભોજન ખર્ચ દર મહિને રૂપીઆ ૮ થી ૧૨ વચ્ચે આવતો. એ સમયે એક ટર્મ ૩।। માસની થતી અને એક ટર્મનો ભોજન ખર્ચ રૂપીઆ ૩૫ ની અંદર આવતો. ટર્મની કોલેજ ફી અને પ્રવાસ ખર્ચ મળીને પ્રત્યેક વિદ્યાર્થીને રૂપીઆ ૬૦ એક ટર્મનો ખર્ચ થતો. જો વિદ્યાર્થી સારી રીતે રહે અને પરચુરણ ખર્ચ વધારે કરે તોપણ એક

ર્મના રૂપીઆ ૮૦ માંડ ખર્ચ થાય. આ યુગના વિદ્યાર્થીઓને ઉપર જણાવેલા આંકડા આશ્ચર્ય પમાડે ખ-ા કે?"

બીજા વિદ્યાર્થી પી. એમ. બુચ નીચે પ્રમાણે લખે છેઃ–

"અને એ સમયનું જીવનધોરણ કેટલું સસ્તું? એક કલબના વ્યવસ્થાપક તરીકે હું જોઈ શકતો કે કલબના દરેક વિદ્યાર્થીને હમેશના વધારેમાં વધારે છ આના અને સામાન્ય રીતે ૪ાા આનાથી પાા આના ખર્ચ લાગતો. એટલા પૈસામાં સારો ખોરાક, દૂધ, ચા તથા બે રસોયા તથા બે નોકરોનો પગાર પણ આવી જાય. મારો પોતાનો કોલેજની ફી સહિતનો માસિક ખર્ચ આશરે રૂપીઆ ૧૭ થી ૨૦ સુધી દર મહિને આવતો".

કોલેજમાં ભણનાર એ સમયના વિદ્યાર્થીઓનું આવું સસ્તું આર્થિક જીવનધોરણ હતું

હવે જૂનાગઢ કૉલેજની એક બે બહુ સામાન્ય વ્યકિતઓની વાતો સાંભળીએ અને તેમને મળી કોલેજની વિદાય લઈએ.

અમારા સમયમાં કોલેજ હોસ્ટેલ્સમાં રહેનાર વિદ્યાર્થીઓ તથા હોસ્ટેલ્સના કંપાઉન્ડમાં રહેતા પ્રાધ્યાપકોની હજામત કરવાનું કામ જૂનાગઢમાં શીતલાકુંડ પાસે રહેતો જાદવ નામનો વાળંદ કરતો. પોતાના ધંધામાં પ્રવીણ અને સ્વભાવનો ભલો એટલે પ્રીતિપાત્ર બનતો. જાદવભાઈએ પોતાનો

અનુભવ નીચે પ્રમાણે કહેલો:-

"કૉલેજમાં ઊનાળાની રજા પડી ત્યારે પ્રાધ્યાપક પેન્ડસે સાહેબ મને મુંબઈ દેખાડવા પોતાની જોડે જૂનાગઢથી મુંબઈ લઈ ગયા હતા. પોતે મને મુંબઈ દેખાડવાની ગોઠવણ કરી આપી હતી. હું તે પ્રમાણે મુંબઈમાં જોવા જેવું જોયા કરતો. એક દિવસે સાંજને વખતે હું ચોપાટી ઉપર બેઠો હતો, દરિયાની હવા ખાતો હતો અને ત્યાં આવનાં જતાં માણસોને જોતો હતો તેવામાં જૂનાગઢ કૉલેજના પ્રાધ્યાપક જોશી સાહેબ ત્યાંથી નીકળ્યા અને મને જોઈ ઊભા રહી ગયા. તેમણે હસનાં હસતાં મારા સામું જોયું અને મને પૂછ્યું, "જાદવ! તું જૂનાગઢથી મુંબઈમાં કયાંથી?" મેં જવાબ આપ્યો, "સાહેબ, પેન્ડસે સાહેબ મને તેમની જોડે મુંબઈ તેડી આવ્યા છે". આ સાંભળી જોશી સાહેબ બોલ્યા. "જાદવ, તેં મુંબઈ જોયું. હવે મારી સાથે પુના આવ એટલે તને હું પુના પણ દેખાડી દઉં". મેં રાજી થઈને હા પાડી

તેમણે પેન્ડસે સાહેબને મળી તેની રજા મેળવી તેઓ મને તેમની જોડે પુના લઈ ગયા અને પુના મને બતાવ્યું. ત્યાં અમુક દિવસો રોકી, મને પોતાના બાળકની જેમ સાંચવી સારા સથવારા જોડે પાછો મુંબઈ મોકલી દીધો. ઊનાળાની જા પૂરી થતાં હું પેન્ડસે સાહેબ સાથે જૂનાગઢ આવ્યો."

આગણે આવેલા કોઈ ગરીબ માણસને આપણે મીઠા

પ્રેમથી બોલાવીએ; પ્રેમથી બેસાડીએ અને ફક્ત ટાઢાપાણીનો એક પ્યાલો પાઇએ તોપણ તેનું અંતઃકરણ કેટલું બધું પ્રસન્ન થાય એ તો ગરીબ માણસજ જાણે. તેમ જાદવ જેવા બહુ સામાન્ય સ્થિતિના એક માણસને પેન્ડસે સાહેબ જેવા મોટા માણસ ઘરના એક માણસની પેઠે મુંબઇ લઈ જાય, ઘરમાં જમાડે અને મુંબઈ બતાવે અને જોશી સાહેબ જેવા મોટા માણસ તેને પુના બનાવે અને પાછો મુંબઇ મોકલે. આ બધાં સ્મરણો જાદવના જીવનની અમૂલ્ય મૂડી ગણાય કે નહિ? એથી તેનું અંતઃકરણ કેટલું તૃપ્ત, કેટલું રાજી થયું હશે તે તો જાદવ જ જાણે. આપણે તો એટલુંજ કહી શકીએઃ–

"બાબર, હુમાયુ ના રહે, ખુશકામ રહ ગયા."

"બાબર હુમાયુ જેવા બાદશાહો અને સમ્રાટો પણ સંસારમાં રહેતા નથી, તેમણે કરેલું સારું કામજ ફક્ત રહે છે"

બહાઉદ્દીન કૉલેજની છેલ્લી વ્યક્તિને મળી લઇએ અને એ છે કૉલેજના પટાવાળા અને પછી પટાવાળામાંથી બનેલા પટાવાળાના ઉપરી–નાયક માવજી કાલીદાસ ભંડારી. લગભગ કૉલેજની શરૂઆતથીજ તેની નોકરી શરૂ થઇ અને છેલ્લા શ્વાસસુધી કૉલેજ ન છોડી. જ્યારે જુઓ ત્યારે હસતું મોઢું,- જ્યારે મળો ત્યારે હસતું મોઢું, અને જ્યારે કામ ચીંધો ત્યારે પણ હસતું મોઢું. સ્વભાવ એવો આનંદી કે અજાણ્યાને પોતાના કરી લે. સેવાની ભાવના એવી સુંદર કે

પ્રિન્સિપલ રાજી રહે, અધ્યાપકો રાજી રહે, કારકુનો રાજી રહે, સાથે કામ કરનાર પગારવાળા રાજી રહે અને વિદ્યાર્થીઓ પણ રાજી રહે સ્થિતિ દુબળી, પણ મન મોટું.

તમે તેને ત્યાં અણધાર્યા અતિથિ બની જાઓ અને ઘરમાં કશું ન હોય તોય માવજીભાઇ તમને વાતોમાં રાખે અને તેમના વહુ બહાર જઈ બધી વ્યવસ્થા કરી આવનારને જમવા બોલાવે અને માવજીભાઇ ગરમાગરમ પૂરી, બટાટાનું સુંદર શાક અને મીઠું દૂધ પીરસે. આવનાર સારા માણસનું આવું સ્વાગત કરે છતાં માગે કશું નહિ. એવી અયાચક હતી તેમની વૃત્તિ તેમને ત્રણ કન્યા હતી, પણ કોઈ કન્યાનો વિક્રય કર્યો નહિ–પૈસા લીધા નહિ ત્રણેને કંકુને ચાંદલે પરણાવી ને કન્યાવિક્રય નહિ કરનાર બ્રાહ્મણની પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી.

રસોઇમાં પણ બહુ કુશલ. રસોઇ એવી સ્વાદિષ્ટ કરે કે જમનાર જમ્યાજ કરે. તેમનું શાક કે દાળ, તેમની રોટલી કે લાડુ ખાનાર હજુ ભૂલ્યો નથી તેમના ચા અને કોફીના બનાવટ પણ એવીજ રસોઇમાં કુશલતાની સાથે તેમના પ્રેમાળ સ્વભાવની મીઠાશ ભળતી એટલે સોનામાં સુગંધ ભળે તેમ તે રોચક બનતી

કોલેજમાં પ્રિન્સિપલનો ફોટો મૂકાય અને હાઇસ્કૂલમાં હેડમાસ્તરનો ફોટો મૂકાય, અધ્યાપકો અને શિક્ષકોના ફોટા

ભાગ્યેજ મૂકાય, ત્યારે કારકુન કે પટાવાળાના ફોટાનો પ્રશ્ન ક્યાંથીજ રહે ? પરંતુ બહાઉદ્દીન કોલેજના વિદ્યાર્થીઓએ કોલેજના નાયક માવજીભાઇના માનમાં તેના કુટુંબને રોકડ રકમની થેલી પણ આપી અને માવજીભાઇનો ફોટો બહાઉદ્દીન કોલેજને અર્પણ કરી મધ્યખંડમાં ટંગાવ્યો છે. વિદ્યાર્થીઓએ આવું સ્મારક રચી તેને યશ આપ્યો છે અને એવા સામાન્ય ગણાતા માણસના જીવનની ઉજ્જવલતા પ્રકાશમાં આણી છે. કોલેજમાં મૂકાયેલો તેમનો ફોટો તેમના જીવનની લાયકાતનો મૂક ઇતિહાસ છે.

હું જૂનાગઢ છોડી એલ. એલ. બી. ના પ્રથમ વર્ષના અભ્યાસ માટે મુંબઇ ગયો, પણ ત્યાંનાં હવાપાણી પ્રતિકૂલ આવતાં મને સંગ્રહણીનું દર્દ લાગુ પડયું. ગુજરાત આયુર્વેદ ફાર્મસીવાળા, વૈદરાજ શ્રીમાન્ જટાશંકરભાઇને હું તેમના કાલબાદેવીરોડ ઉપર આવેલા દવાખાનામાં મળ્યો અને મારી તબિયત બતાવી. તેમણે મારા સંગ્રહણી જેવા હઠીલા રોગનું બરાબર નિદાન કર્યું અને હુ વિદ્યાર્થી છું એમ જાણીને મને દવામાટે બહુ આગ્રહ ન કર્યો, પણ પ્રામાણિકપણે સંગ્રહણી મટાડવાના પ્રાથમિક ઉપાય તરીકે પથ્યપાલનની ખાસ સૂચના આપી અને બાર દઇને જણાવ્યું કે પૂરા છ માસ સુધી દહીંના ઘોળવાં ઉપરજ મારે રહેવું અને બીજો કશો ખોરાક ત્યાંસુધી ન લેવો. બીજી સૂચના નિત્ય સૂર્યોદય પહેલાં ફરવા જવાની આપી અને ધીમે ધીમે વધીને બેથી ત્રણ માઇલ સુધીનો ક્રમ રાખવા ભલામણ કરી. ઉપરની બંને ક્રિયાના અનુસંધાનમાં

દેશી દવા લેવાનું કહ્યું. આટલું કહી મને છેલ્લી સલાહ આપી કે, "તમારા શરીરનું બંધારણ જોતાં મુંબઇનાં હવાપાણી તમને પ્રતિકૂલ પડશે, માટે ભણવાનો મોહ રાખશો નહિ."

મારા મોટાભાઇ પ્રતાપસિંહજી મથુરામાં વેપાર કરતા એટલે હવાફેર માટે હું ત્યાં ગયો અને આશરે એકાદ વર્ષ હું ત્યાં રહ્યો. ત્યાં જઇ વૈશાખ માસની અક્ષય તૃતીયાથી-અખાત્રીજના શુભ દિવસથી મેં દહીંના ઘોળવાં ઉપરજ ચલાવવાનું અને સૂરજ ઊગ્યા પહેલાં ફરવા જવાનું શરૂ કર્યું અને સાથે સાથે વૈદરાજે આપેલી દેશી દવા તેના અનુપાન સાથે લેવા લાગ્યો બરાબર દિવાળી સુધી આ કાર્યક્રમ ચાલુ રાખ્યો અને અસાધ્યજેવા જણાતા સંગ્રહણીના દુઃખદ રોગમાંથી હું તદ્દન મુક્ત થયો. તે પછી ધીમે ધીમે જમવું શરૂ કર્યું અને દવા છોડી દીધી, પરંતુ નિત્ય સૂર્યોદય પહેલાં ફરવા જવાનો નિયમ તો ચાલુજ રાખ્યો. એ નિયમ ત્યારથી અત્યારસુધી શિયાળામાં, ઉનાળામાં અને ચોમાસામાં પણ ચાલુ છે અને નિત્ય ફરવાના નિયમે મારું આરોગ્ય સારું રાખવામાં સારી મદદ કરી છે.

સંગ્રહણીના રોગે મને મથુરામાં એક વર્ષ રાખ્યો એ મારા લાભ માટે થયું. હું કૃષ્ણપ્રભુનું જન્મસ્થાન મથુરા અથવા મધુપુરી, ભગવાનનાં લીલાસ્થાનો ગોકુલ, વૃંદાવન, ગિરિરાજ અને વ્રજનાં બીજાં સ્થાનોનાં દર્શન કરી શક્યો, યમુના સ્નાન કરી શક્યો, મથુરાના મુખ્ય ગણાતા વિશ્રામઘાટ ઉપર નિત્ય સાયંકાલે થતી યમુનાજીની આરતીનાં દર્શન કરી

શકયો, કાર્તિક સુદિ બીજનું એટલે યમદ્વિતીયા અથવા ભાઇબીજનું મધ્યરાત્રિથી શરૂ થતું યમુના સ્નાન કરી શકયો, અને એ સ્નાન માટે ઊભરાતી માનવમેદનીનું ભાવમય દૃશ્ય નીરખી શકયો, મથુરામાં થતી રાસલીલા અને રામલીલા પણ જોઇ શકયો, એ તરફનાં બધાં મંદિરોનાં દર્શન કરી શકયો, મથુરાની અને ગિરિરાજની પરિક્રમા કરી શકયો. ગિરિરાજની પરિક્રમા કરવા ભરતપુરના મહારાજા અને શેઠશાહુકારો ઉઘાડે પગે ચાલતા હોય. આષાઢમાસની અજવાળી ચૌદશની રાત્રિએ એ પરિક્રમા શરૂ થાય.

મથુરામાં રહીને મર્કટોનાં તોફાનો અને ટીખળો પેટ ભરીને હું જોઈ શકયો, મથુરાના અખાડા, કુસ્તીનો શોખ અને પહેલવાનોની કુસ્તીઓ જોઇ શકયો અને ભાદરવા મહિનામાં થતી તેરાકી એટલે યમુનાજીના જલપ્રવાહમાં થતી તરવાની યાત્રા પણ જોઈ શકયો. જોકે સંગ્રહણીએ મને માંદો પાડી વકીલ થતાં અટકાવ્યો, તોપણ મને મથુરામાં રાખી આરોગ્ય આપ્યું અને મથુરા અને વ્રજની યાત્રા કરાવી તેના અનુભવોનો એક ગ્રંથ લખવાની તક આપી. એ ગ્રંથ છે "વ્રજવિહાર યાને મથુરાની તીર્થયાત્રા." મથુરામાં લખાયેલો એ ગ્રંથ પ્રકટ પણ થયો અને ગુજરાતના સાક્ષરરત્ન કવિશ્રી નાનાલાલભાઇનો અભિપ્રાય પણ પ્રાપ્ત કરી શકયો.

મારી શરીરપ્રકૃતિ યોગ્યરીતે સુધરી ગયા પછી હું જીવનના વ્યવસાયમાટે વિચાર કરવા લાગ્યો. મુંબઈનાં પ્રતિકૂલ

હવાપાણીએ મને વકીલ ન થવા દીધો, પણ મથુરાનિવાસે મારામાં લેખનવૃત્તિ પ્રકટાવી. આને લઈને મારા વિચારો લેખનવૃત્તિને અનુકૂલ આવે એવા ધંધાની શોધ કરવા લાગ્યા અને અધ્યાપન અને લેખનને સુમેળ છે એવું સમજાવી મને શિક્ષકના ધંધામાટે અભિરુચિવાળો કર્યો. ધંધામાટે નિશ્ચય થયો, પણ બીજો પ્રશ્ન આવ્યો સ્થાનનો. મારા સદ્‌ગુરુદેવ નાથ ભગવાનના નિવાસસ્થાન બીલખા–આનંદાશ્રમની પાસેના સ્થાનમાટે નિશ્ચય થયો અને મારા બાલપણનું સાથી જૂનાગઢ યાદ આવ્યું–બીલખાની પાસે અને વળી મારું પ્રિય સ્થાન. ગુરુદેવની કૃપાથી મારી ભાવના સિદ્ધ થઈ અને જૂનાગઢ હાઈસ્કૂલમાંજ મને શિક્ષકની નોકરી મળી ગઈ. એ સમયે જૂનાગઢ હાઈસ્કૂલ અત્યારે લાયબ્રેરી સામે જ્યાં ગર્લ્સ હાઈસ્કૂલ છે ત્યાંજ હતી અથવા સાચું કહું તો જ્યાં હું અંગ્રેજી પહેલું ધોરણ ભણવા બેઠેલો ત્યાંજ હું શિક્ષક બનીને આવ્યો. જ્યાં હું ભણતો ત્યાંજ હું વિદ્યાર્થીઓને ભણાવવા લાગ્યો.

આને ભાગ્યની બલિહારી કહો કે ભાવનાની સિદ્ધિ કહો–જે કહેવું હોય તે કહો, પરંતુ જે જૂનાગઢનું નામ મેં ખાંટવામાં બેઠાં બેઠાં સાભળ્યું હતું અને જે સ્થાન જોવા મેં ઇચ્છા કરી હતી ત્યાં પ્રભુએ મને અંગ્રેજી પહેલું ધોરણ ભણવા મોકલ્યો, કોલેજનો ચાર વર્ષનો અભ્યાસ કરવા મોકલ્યો એટલુંજ નહિ પણ ત્યાં ને ત્યાં મને પાછો શિક્ષક તરીકે મોકલ્યો.

નવા નાગરવાડામાં હરિભાઈ કોઠારીના ફળિયામા રહેતા કૉલેજના નાયક માવજી કાલીદાસ ભંડારીને ઘેર પ્રથમ હું એકાદ માસ રહેલો અને જમેલો, તે પછી નાગરરોડ ઉપર આવેલાં નવલદાન બારોટનાં મકાનમાં રહેવા ગયો, ત્યાં બે ત્રણ માસ રહી નવા નાગરવાડામાં આવેલ કુસુમરાય નવરંગરાય વસાવડાના મકાનમાં રહેવા ગયો, તે પછી રહેવા ગયો હાઈસ્કૂલના મારા સહશિક્ષક અને સજ્જન મિત્ર પ્રાણજીવન પંડ્યાના મોટાભાઇ ડાક્તર ગૌરીશંકરભાઇના મકાનમાં અને ત્યાથી છેલ્લે આવ્યો શાપુર દરવાજે થાણારોડ ઉપરનાં દાંતના ડાક્તર જશભાઈ નાણાવટીના મકાનમાં જો કે ત્યાથી મારા મોટાભાઈ પ્રતાપસિંહજીના મોટા પુત્ર ચંદ્રસિંહ અને પુત્રી બસીબહેનના વિવાહ પ્રસંગની સગવડતા માટે થોડો સમય હાઈસ્કૂલના કલાર્ક શાંતિભાઈ સેવકના મકાનમાં રહેવા ગયો હતો, પરંતુ ત્યાથી પાછો ઉપર જણાવેલા ડાક્તર જશભાઈના મકાનમા આવ્યો અને હજુ સુધી તેમાજ રહુ છુ.

વસાવડા કુસુમરાયના મકાનમાં હુ રહેતો હતો ત્યારે એ મકાનના ડેલા ઉપરના માઢમાં એક અધ્યાપક રહેતા હતા તેમનુ નામ હતુ ફણીભૂષણ રૉય તે બંગાળી હતા અને અંગ્રેજીમાં ફર્સ્ટ કલાસ–પહેલા વર્ગના એમ એ હતા તેમની નોકરીને પહેલેજ દિવસે બહાઉદ્દીન કૉલેજના બી. એ ના વર્ગમાં તેમને અગ્રેજી શીખવવા મોકલ્યા અને તે વર્ગમાં મોર્લીનું અગ્રેજી પુસ્તક "કૉમ્પ્રોમાઈઝ" શીખવવાનું હતું. એ સમયના બી એ. ના વિદ્યાર્થીઓ રૉય સાહેબનુ અસા

માન્ય અંગ્રેજી જ્ઞાન જોઈ મંત્રમુગ્ધ બની ગયા. એ પુસ્તક શરૂ કરતા પહેલાં એ પુસ્તક ઉપર વિશદ વિવેચન કર્યું અને પછી પુસ્તકનો પ્રારંભ કર્યો. અનુભવી લોમિયો પ્રવાસીને પ્રવાસ સ્થાનોનું સ્પષ્ટ માર્ગદર્શન આપે તેમ રોય સાહેબે વિદ્યાર્થીઓને પ્રારંભથીજ રસ લેતા કર્યા. તેમનો અંગ્રેજીભાષા ઉપર એટલો કાબુ કે બોલવામાં કયાંય ક્ષતિ ન થાય. જલના પ્રવાહની જેમ તેમની વાણી પ્રવાહરૂપમાં ચાલી જાય. એ ગ્રંથ શીખવતાં શીખવતાં જે જે સુંદર વાકયો તેઓ બોલતા તેમાંનાં કેટલાકનું સ્મરણ એ સમયના ભણનારાઓને છે. જૂનાગઢ કોલેજના વિદ્વાન્ પ્રાધ્યાપકોમાં એકનો ઉમેરો થયો.

એ રોય સાહેબ જેટલા વિદ્વાન્ એટલા વિનમ્ર. જ્ઞાનનું અભિમાન તેમનામાં લેશપણ નહિ. મારા તે પાડોશી એટલે અમારું મળવું વારંવાર થતુ. એક પ્રાધ્યાપક અને શિક્ષક વચ્ચે સારો સ્નેહસંબંધ થયો તેમણે મારામાં એમ. એ. થવાની વૃત્તિ જગાડી.

કાર્તિકમાસની સુદિ એકાદશીને દિવસે અમારે ઘરે ભગવાન્ સત્યનારાયણની કથાનો પ્રસંગ હતો. કથા પૂરી થતાં પ્રસાદ વહેંચાયો અને તે પછી અમે ચીસો સાંભળી. અમે બહાર નીકળ્યા, મારા મોટાભાઈ પ્રતાપસિંહજી, હું અને મારા નાનાભાઈ દયાળસિંહજી—અત્યારના સ્વામી ચિદાનંદજી, અમારા ત્રણેયના હાથમાં લાકડી. અમને લાગ્યું કે રોય સાહેબના મકાનમાં ચોરે પ્રવેશ કર્યો છે. અમે ત્રણે ઉપર દોડયા ત્યાં

ચોરને સ્થાને તેમના મકાનમાં અગ્નિની જ્વાલા જોઈ. બારણું ઉઘડયું ત્યાં તેમનાં પત્ની બેભાન અવસ્થામાં અને રોય સાહેબ તેમને ઠારવા જતાં ખૂબ દાઝી ગયેલા. દાક્તર ઝવેરીલાલભાઈ વસાવડાને પાડોશમાંથી બોલાવ્યા. તેઓ આવ્યા અને સારવાર શરૂ કરી. એ આખી રાત અમે અને બીજા પાડોશીઓ ત્યાં રહી જાગ્યા.

સવાર પડતાં ત્યાં અમુકને રાખી હું બપોરના અગિયાર પહેલાં નિશાળે ગયો. હાઈસ્કૂલના હેડમાસ્તર આવી ગયા હતા. તેમની ઓફીસમાં તેમને મળ્યો અને રાતના અકસ્માતની સવિસ્તર વાત તેમને કરી. મારી વાત સાંભળી એક મિનિટના વિલંબવગર તેમણે હેડકલાર્ક મણિભાઈ દેશાઈને બોલાવ્યા અને હુકમ કર્યો, "દેશાઈ, ઠાકોર માસ્તરને ઓન ડયૂટિ-બીજા કામ અંગે-છૂટા કરો, તેનું કામ બીજા શિક્ષકને સોંપો અને તેમની સાથે એક પટાવાળાને મોકલો એટલે ઠાકોર માસ્તર એ પટાવાળા સાથે રોય સાહેબના મકાનપર આખો દિવસ રહે. દેશાઈ, કયાં કલકત્તા અને કયાં જૂનાગઢ? રોયનાં વહુ જૂનાગઢ જોવા અને આનંદ કરવા આવ્યાં હતાં, પણ રાતમાં ભયકરરીતે દાઝી ગયાં છે. બપોરના બેથી ત્રણની રજામાં આપણે ત્યાં જશું. ઠાકોર માસ્તર, તમે ત્યાં જલદી જાઓ."

એ પટાવાળાને લઈ રોય સાહેબને ઘેર હું ગયો. મને તથા પટાવાળાને જોઈ રોય સાહેબે સોલોમન સાહેબનો ઉપકાર માન્યો. બપોરની રજામાં હેડમાસ્તર, હેડ કલાર્ક, એક

બે બીજા પટાવાળા અને મુખ્ય મુખ્ય માસ્તરો ત્યાં આવી પહોંચ્યા, થોડો સમય ત્યાં બેઠા અને રોય સાહેબને ધીરજ આપી. આ બધું જોઇ રોય સાહેબને પોતાના કુટુંબીજનોને મળ્યા તુલ્ય આનંદ ને સંતોષ થયો.

કોલેજમાં ખબર પડતાં પ્રિન્સિપલ હોડીવાલા, જોશી સાહેબ, પેન્ડસે સાહેબ, ભટ્ટ સાહેબ, સલ્દાન્હા સાહેબ, ધુરિયે સાહેબ, કરોડે સાહેબ વગેરે એક પછી એક રોય સાહેબને ઘરે આવ્યા અને આશ્વાસન આપ્યું. કોલેજના વિદ્યાર્થીઓ પણ આવવા લાગ્યા. રોય સાહેબનું મકાન મેળાના સ્થાન જેવું બની ગયું અને રોય સાહેબને જૂનાગઢમાં કલકત્તાની હુંફ અને સહકાર દેખાવા લાગ્યાં. સેવા, સહકાર અને સહાનુભૂતિના ત્રિવેણી સંગમને રોય સાહેબે જૂનાગઢમાં નજરોનજર નિહાળ્યો. જેટલા દિવસો સુધી તેમનાં પત્ની માંદગીને બિછાને રહ્યાં તેટલા દિવસો સુધી સેવાભાવનાનો પ્રેમપ્રવાહ સતત ચાલતોજ રહ્યો અને ખરુ લખું તો રોય સાહેબની એ મોટી આફતમાં જૂનાગઢવાસીઓ સાચા સાથીદાર બન્યા હતા.

બરાબર સાતમા દિવસના પ્રભાતમાં સૂર્યોદય પહેલાં રોય સાહેબનાં પત્નીનું શરીર છૂટી ગયું. તેની સ્મશાનયાત્રામાં પણ જૂનાગઢના પ્રજાજનોએ, પ્રાધ્યાપકોએ, શિક્ષકોએ તથા વિદ્યાર્થીઓએ મોટા પ્રમાણમાં ભાગ લીધો હતો. આ અશુભ પ્રસંગ પછી રોય સાહેબ કુસુમશયભાઈવાળું મકાન બદલી

આણંદરાયભાઈ મજમુદારના મકાનમાં રહેવા ગયો. ત્યાં પણ હું કવચિત્ કવચિત્ તેમને મળવા જતો અને બીજા સજ્જનો પણ અવારનવાર ત્યાં આવ્યા કરતા. તેમની હાજરીથી રોય સાહેબનું માનસિક દુઃખ હળવું થતું. એ સમયે વાતો થતી ત્યારે રોય સાહેબ પણ ભાગ લેતા અને ઇતિહાસની, સંસ્કૃત સાહિત્યગ્રંથોની અને જ્યોતિષની ખૂબ ખૂબ વાતો કરતા અને આ ત્રણે વિષયના પોતાના પ્રખર જ્ઞાનની છાપ ત્યાં બેઠેલા વિદ્વાન્‌વર્ગ ઉપર પાડતા.

ઉનાળાની રજા પહેલાં રોય સાહેબે સોમનાથ પ્રભાસ-પાટણની યાત્રા કરવાનો સંકલ્પ કર્યો અને મને સાથે લીધો. જૂનાગઢથી વેરાવળ સુધી અમે આગગાડીમાં પ્રવાસ કર્યો અને વેરાવળમાં બાંટવાના મારા એક જૂના મિત્રને ત્યાં ઉતર્યા, રાત્રિએ મિષ્ટાન્ન ભોજન કર્યું અને સૂતા. પ્રભાતમાં સૂર્યોદય પહેલાં ઊઠી શૌચ–સ્નાન સંધ્યાદિ પ્રાતઃકર્મથી પરવારી અમે ઘોડાગાડી બાંધી સોમનાથ પાટણ ગયા. જૂનાગઢની બહાઉદ્દીન કોલેજના લેબોરેટરિ એસિસ્ટન્ટ–વિજ્ઞાનની પ્રયોગશાળાના મદદનીશ શ્રી. નારાયણરાવ કરોડે સાહેબનો ભલામણપત્ર સોમનાથ પાટણમાં રહેતા એક દક્ષિણી બ્રાહ્મણ ઉપર લઈ ગયા હતા. તે ભલામણપત્રે અમને બહુ મદદ કરી હતી. રોય સાહેબને ત્રિવેણી સંગમ ઉપર જે ધાર્મિક ક્રિયા કરવી હતી તે માટે ધાર્મિક ક્રિયા જાણનાર એક સંતોષી ગોરને પણ એ ભાઈએ શોધી આપ્યો હતો. એ ધાર્મિક વિધિ ચાલ્યો ત્યાં સુધી અમે પ્રભાસક્ષેત્રમાં ત્રિવેણી સંગમને કિનારે સમુદ્રના

તરંગોને નિહાળતા અને આવું વિશાલવિશ્વ રચનાર પરમાત્માની અલૌકિક શક્તિનો વિચાર કરતા બેઠા. તે દિવસે અમારે એ દક્ષિણી બ્રાહ્મણને ઘરે જમવાનું હતું. ધાર્મિક ક્રિયા સમાપ્ત થતાં રોય સાહેબે તે ગોરને દક્ષિણા આપી સંતુષ્ટ કર્યો અને અમે ત્યાંથી ચાલ્યા. માર્ગમાં રોય સાહેબ "કુમાર સંભવ" માંથી સુંદર સુંદર સંસ્કૃત શ્લોકો બોલતા જાય અને તેની મૌલિક સુંદરતા સમજાવતા જાય. આમ કરતાં અમે તે સજ્જનને ઘરે પહોંચ્યા અને હાથપગ ધોઈ ભોજન માટે બેઠા.

અમને જમાડનાર ધાર્મિક સંસ્કારવાળું દક્ષિણી બ્રાહ્મણ કુટુંબ હતું અને અમે બે જમનાર હતા. અમારા સ્વાગતમાટે દૂધપાકનું ભોજન હતું. દૂધપાક, પૂરી, શાક, કઢી, ભાત, પાપડ, અથાણાં વગેરે. જમાડનાર દક્ષિણી અને જમનાર એક બંગાલી અને બીજા કાઠિયાવાડી. રોય સાહેબને પ્રથમ ભાત ખાવાની ટેવ એટલે તેમણે પ્રથમ ભાતને ન્યાય આપ્યો અને પછી બીજી વસ્તુઓને ન્યાય આપ્યો—આ ભોજન દૂધપાકનું હતું એજ તેની વિશેષતા ન હતી, પરંતુ જમાડનાર કુટુંબનુ સૌજન્ય, જમાડનાર કુટુંબનો અમારા જેવા અજાણ્યા માટેનો સ્નેહભાવ અને ભોજનની દરેક વાની પીરસવાની પદ્ધતિએ અમને મુગ્ધ કર્યા અને અમારા પોતાનાજ ઘરમાં અમને માતા અને બહેનો જમાડતી હોય એવો પ્રત્યક્ષ અનુભવ થયો. મહારાષ્ટ્ર, બંગાળ અને કાઠિયાવાડ ભારતના અવિભાજ્ય અંગ છે એવું ભાન થયું અને આતિથ્ય કેમ કરવું એવું સ્પષ્ટ

દર્શન થયું. તુલસીદાસજીએ કહેલા શબ્દો અહીં અક્ષરશઃ લાગુ પડયાઃ–

"આવ જહાં, આદર જહાં, અરુ નૈનનમેં નેહ;
તુલસી વહ ઘર જાઈએ, પથ્થર બરસે મેહ"

"આવ નહિ, આદર નહિ, નહિ નૈનનમેં નેહ;
વહ ઘર કબુ ન જાઈએ, કંચન બરસે મેહ."

જ્યાં આવકાર છે, સત્કાર છે, અને આંખોમાં પ્રેમ છે, ત્યાં પથ્થરનો વરસાદ પડતો હોય તોપણ જવું એમ તુલસીદાસજી કહે છે; અને જ્યાં આવકાર નથી, જ્યાં સત્કાર નથી અને જ્યાં આંખોમાં પ્રેમ નથી એવા ઘરમાં સોનાનો વરસાદ વરસે તોય ન જવું એમ તુલસીદાસજી કહે છે."

પ્રેમનો આવો પરિચય અમને જમતાં જમતાં થયો. જમીને ટાંગામાં વેરાવળ આવ્યા અને ત્યાંથી આગગાડીમાં જૂનાગઢ પાછા આવ્યા. રૉય સાહેબે જૂનાગઢ કૉલેજ છોડી અને પોતાનું જન્મસ્થાન બંગાળ પાછું પસંદ કર્યું. ત્યાંથી તેમના ભાવપૂર્ણ અને પ્રભાવશાળી અંગ્રેજીભાષામાં મારા ઉપર પત્રો આવતા. મારા નાનાભાઈ દયાળસિંહજી અત્યારના સ્વામી ચિદાનંદજી મારા મોટા બંધુ પ્રતાપસિંહજી પાસે કલકત્તા ગયા હતા ત્યારે કલકત્તામાં રૉય સાહેબનું તેમને આકસ્મિક મિલન થઈ ગયેલું. તેમણે પોતાની વાત આ પ્રમાણે કરીઃ–

"હું જૂનાગઢ છોડી કલકત્તા આવ્યો અને મૈમેનસિંઘ શહેરની કૉલેજમાં અંગ્રેજીના પ્રાધ્યાપક તરીકે અત્યારે કામ કરું છું. સાથે સાથે પી એચ. ડી. થવા માટે "સોસિયલ કન્ડિશન ઇન ધી ડેઝ ઓફ કાલિદાસ"—કવિવર કાલિદાસના સમયમાં સામાજિક સ્થિતિ-ઉપર થીસિસ-મહાનિબંધ લખું છું. એ પછી હું કલકત્તાની કૉલેજમાં પ્રાધ્યાપક તરીકે આવી શકીશ. કલકત્તાની જે કૉલેજમાંથી હું એમ. એ. માં પ્રથમ વર્ગમાં આવ્યો હતો તે કૉલેજમાં પ્રાધ્યાપક બનવા માટે એમ. એ. માં પ્રથમ વર્ગમાં આવવું એજ એક યોગ્યતા ગણાતી નથી, પરંતુ-બીજાં મહાવિદ્યાલયોમાં-કૉલેજમાં પાંચ-સાત વર્ષો સુધી કામ કર્યા પછી અને પી. એચ. ડી. ની પદવિ-ઉપાધિ મેળવ્યા પછીજ ત્યાં પ્રાધ્યાપક તરીકે આવી શકાય છે."

બંગાળના રહીશ એ રોય સાહેબના દુઃખી દિવસોમાં મિત્રકાર્ય કરનાર જૂનાગઢ હાઇસ્કૂલના હેડમાસ્તર સોલોમન સાહેબ એક સજ્જન પુરુષ હતા. તે હાઇસ્કૂલને પોતાનું કુટુંબ માનતા અને તેથી તેઓ તેમના શિક્ષકો, કારકુનો, પટાવાળા અને વિદ્યાર્થીઓને પોતાના કુટુંબીજનો ગણતા. આ માત્ર કલ્પનાનું ચિત્ર નથી, પરંતુ સાચા અનુભવનો વિષય છે. દરેક વર્ષના રાજ્યના બજેટની બેઠકમાં તેઓ જૂનાગઢ રાજ્યના મુખ્ય અધિકારીઓ આગળ હાઇસ્કૂલના શિક્ષકોના પગારમાં વધારો કરવા ભારપૂર્વક કહેતા અને તે માટે સુંદર રજૂઆત કરતા. માંદા પડેલા શિક્ષક પ્રતિ એક

મુરબ્બીની ગમતા દેખાડતા. હાઇસ્કૂલના ક્ષયરોગની પ્રથમ સ્થિતિમાં સપડાયેલા એક શિક્ષક પ્રતિનું તેમનું વર્તન તેમના જીવનની દયાલુવૃત્તિ દેખાડે છે. એ શિક્ષક જો આરામ માટે લાંબી રજા ઉપર ઊતરે તો તેની હક્કની રજા લેણી હોય ત્યાં સુધી તેને અરધો પગાર મળે અને હક્કની રજા પૂરી થયા પછી તેને કપાતે પગારે રજા મળે. ક્ષયરોગમાં રિબાતો શિક્ષક આ રીતે મળતા પગારમાંથી કુટુંબીજનોનું પોષણ અને પોતાને જોઈતી દવા આદિનો ખર્ચ કયાંથી ચલાવી શકે? આ સમગ્ર પરિસ્થિતિનો સોલોમન સાહેબને ખ્યાલ હતો, એટલે એ શિક્ષકને રજા ઉપર ઊતરવા ન દેતાં તેને નિશાળે આવવાની છૂટ આપી, છતાં તેને આરામ લેવાની નિશાળમાં વ્યવસ્થા કરી. તે બીમાર શિક્ષક એક આ ામ ખુરશી ઉપર આરામ કરે અને તેનું કામ નિશાળના બીજા શિક્ષકો કરે. નિશાળમાં આવીને આરામ લેતા શિક્ષકની હાજરી ગણાય અને બીજા શિક્ષકોની પેઠે તેને પણ પૂરેપૂરો માસિક પગાર મળે. તે માંદા શિક્ષક માટે સોલોમન સાહેબે ઉપર પ્રમાણેની ઉદાર વ્યવસ્થા કરી હતી. તે ફક્ત થોડા દિવસો માટે નહિ, આશરે છ થી આઠ માસ સુધી તે વ્યવસ્થા તેમણે ચાલુ રાખી હતી. આવું શુભ વર્તન કરનાર હેડમાસ્તર માટે તે બીમાર માસ્તરના મનમાં આભારની કેટલી ઊંચી લાગણી ઉત્પન્ન થઇ હશે? એવા ભલા હેડમાસ્તરને એ શિક્ષકના હૃદયે કેટલી કેટલી શુભ આશિષો આપી હશે? અને તેમના કલ્યાણ માટે તે શિક્ષકે પરમાત્માને કેટલી કેટલી મુંગી પ્રાર્થના કરી હશે? વ્યવહારની કપરી સ્થિતિમાં જીવન ગાળતા શિક્ષકોના જગતમાં

આવી દયાળુવૃત્તિ દેખાડનાર હેડમાસ્તર આશીર્વાદરૂપ ગણાય ખરા કે? આવકારદાયક મનાય ખરા કે? આદર્શ લેખાય ખરા કે?

જેવા ઉદાર હેડમાસ્તર હતા તેવાંજ ઉદાર તેમનાં પત્ની પણ હતાં. હેડમાસ્તરને એકજ પુત્ર હતો અને તેને ખાનગી શિક્ષણ આપવા હાઈસ્કૂલના માસ્તરો હેડમાસ્તરને ઘરે જતા. બંધુઓ! સામાન્યરીતે બધે ચાલતું હોય તેમ એ શિક્ષકો ખાનગી શિક્ષણ મફત આપવા જતા એમ ન માનશો. શિક્ષકોને શહેરમાં બીજાને ત્યાં જે ટ્યુશન ફી મળતી હોય તેજ ટ્યુશન ફી–ભણાવવાનો પગાર હેડમાસ્તર આગ્રહ કરીને બહુ પ્રેમથી આપતા ત્યારે તેમનાં પત્ની ભણાવવા જનાર શિક્ષકનું માત્ર મીઠા શબ્દોથીજ સ્વાગત ન કરતાં, પણ તેમની આગળ રકાબીમાં સોપારી સાથે મુઠી ભરીને એલચી–ઇલાયચી મૂકતાં અને કહેતાં કે, "મારા પિતાશ્રી ઈસ્ટ ઇંડીઝ ટાપુઓમાંના એક ટાપુમાં વેપાર કરે છે અને તેમના કબજામાં એલચીનાં ખેતરો–વાડીઓ છે" આટલી સ્પષ્ટતા કરી એ બધી એલચી ઘરે લઈ જવા એ શિક્ષકને આગ્રહ કરતાં.

એક મુસલમાન પટાવાળો હેડમાસ્તરને ઘરે રાંધવાનું કામ કરતો અને રસોડા માટેની વસ્તુઓ ખરીદવાનું કામ પણ કરતો એક વખત બજારમાં તે ઘી ખરીદવા ઘીઆણીએ ગયો, અને ઘણો વખત થયો, તોપણ ઘી લઈને પાછો આવ્યો નહિ, એટલે હાઈસ્કૂલમાં પટાવાળાનું કામ કરનાર તેના મોટાભાઈને

બોલાવીને હેડમાસ્તરે પૂછ્યું. તેના જવાબમાં તેણે જણાવ્યું કે, "સાહેબ, ઘીખાણીએથી ઘી લઈને આવતાં રસ્તા ઉપર તેને ઠોકર લાગી, એટલે તે પડી ગયો, બધું ઘી રસ્તા ઉપર ઢોળાઈ ગયુ અને કાચની બરણીના કટકા થઇ ગયા. તે ઘેર આવીને રૂએ છે અને કહે છે કે હું પાકા અઢી શેર ઘીના પૈસા ક્યાંથી આપીશ? અને તૂટી ગયેલી સારા કાચની એ મોટી બરણીની કિમ્મત ક્યાંથી ભરીશ?"

તેના મોટાભાઇની વાત સાંભળી હેડમાસ્તર જરા હસ્યા અને પછી પૂછ્યું કે, "ઇસા, તારા ભાઈને કેવુંક વાગ્યું છે એ તો મને કહે. દવાખાને મોકલવાની જરૂરત હોય તો ત્યાં મોકલવાની સગવડ કરું. ઠોકર લાગે તો પડી જવાય એમાં શું? જા જો તેને ન લાગ્યું હોય તો અહીં તેડી આવ. નવી બરણી અને ઘી ખરીદવા હું તેને પૈસા આપું."

મીઠા શબ્દો સાંભળી મોટોભાઇ ઘેર જઈ નાનાભાઈને તેડી આવ્યો. સાહેબે તેની તબિયતના સમાચાર પૂછયા અને નવી બરણી તથા ઘી ખરીદવા પૈસા આપ્યા. એ ગરીબ નોકરનું મન કેટલું રાજી થયું હશે તે તો તેજ જાણે!

બંધુઓ! શેઠ આવા ઉદાર હોય તો સેવક કેટલો સેવાભાવી બને! માલિક આવા મોટા મનના હોય તો નોકર કેટલો વફાદાર બને! અને અમલદારમાં પિતાનો પ્રેમ ભર્યો હોય તો પટાવાળો પુત્રની હોંશથી કામ કરે કે?

સોલોમન સાહેબના સમયમાં હાઇસ્કૂલ કેળવણીખાતાના તાબામાં ન હતી. સોલોમન સાહેબ શિક્ષકને હાઇસ્કૂલમાં દાખલ કરી શકતા. શિક્ષકની અરજી ઉપર સોલોમન સાહેબની ભલામણ હોય એટલે તે અરજી દીવાન સાહેબ મંજુરજ કરે.

હેડમાસ્તર હાઇસ્કૂલમાં ભણતા વિદ્યાર્થીઓને ઓળખે અને હાઇસ્કૂલમાં ભણી ગયેલા તેના મોટા ભાઇઓની ઓળખાણ આપે. ભણનાર વિદ્યાર્થીઓના બાપ અથવા વાલીને પણ ઓળખતા હોય.

તેઓ એટલા નિયમિત કે તેમનો ટાંગો-ઘોડાગાડી ૧૦-૪૫ થાય કે હાઉસ્કૂલના ચોગાનમાં દાખલ થાય અને સાંજરે ૫-૧૫ થાય ત્યારે તેમને લઇને એ ગાડી તેમને ઘરે લઇ જાય. અગિયારમાં પાંચ મિનિટ હોય ત્યારે ડંકો વાગતાં શિક્ષકોએ પોતપોતાના વર્ગમાં દાખલ થવું જોઇએ અને અગિયારના ટકોરા થતાં શિક્ષણનું કામ શરૂ કરવું જોઇએ. બપોરે પડતા બેથી ત્રણ સુધીના એક કલાકના રિસેસમાં-રજામાં પણ હેડમાસ્તર હાઇસ્કૂલમાંજ રોકાય. સવારની પેઠે બપોરે પણ ત્રણમાં પાંચ મિનિટને ટકોરે શિક્ષકો વર્ગમાં જાય અને ત્રણને ટકોરે કામ શરૂ કરે. હેડમાસ્તર મેટ્રિકના વર્ગમાં ઊભા ઊભા અંગ્રેજી શીખવતા હોય. શિક્ષણ તેમનો પ્રિય વિષય હતો અને તેથીજ તેઓ રસપૂર્વક શિક્ષણ આપી શકતા. એ સમયમાં શિસ્તપાલન પણ ઊંચા પ્રકારનું હતું.

એ સમયની જૂનાગઢ હાઈસ્કૂલ એક આદર્શ સંસ્થા મનાતી. એ સમયના વિદ્યાર્થીઓ આની સાક્ષી આપશે. એ સમયની હાઈસ્કૂલના હેડમાસ્તર, શિક્ષકો, કારકુનો, પટાવાળા અને વિદ્યાર્થીઓ જાણે એકજ કુટુંબના કુટુંબીજનો હોય એમ અરસપરસ પ્રેમથી વર્તાવ કરતા. કોઈ મોટા અમલદારનો છોકરો હોય કે શ્રીમંતનો પુત્ર હોય તોપણ તેના વાંક માટે શિક્ષક તેને યોગ્ય શિક્ષા કરી શકતો. ઘરનો મોટેરો જેમ નાનાને યોગ્ય શિક્ષા કરવાનો અધિકાર ધરાવે છે તેમ શાળાના શિક્ષકને યોગ્ય શિક્ષા કરવાનો અધિકાર છે તેમ એ સમયે જૂનાગઢના પ્રજાજનો પ્રામાણિકપણે માનતા અને રાજ્યના મોટા અમલદારો અને શ્રીમંત પિતાઓ પણ એ નિયમને માન આપતા.

જો શાળાને ચારિત્ર્ય ઘડતરનું સ્થાન માનવામાં આવતી હોય, જો શાળા એ સરસ્વતીનું મંદિર મનાતી હોય અને ભાવિપ્રજાના નિર્માણની એ જો સસ્થા હોય તો પછી શાળાના હેડમાસ્તર, શિક્ષકો, કારકુનો, પટાવાળાઓ તથા વિદ્યાર્થીઓ વચ્ચે કેટલી એકતા જોઈએ, કેટલો મેળ જોઇએ, કેટલો વિશુદ્ધ સંબંધ જોઇએ એની ન્યાયપૂર્ણ વિચારણા વાચકબંધુઓનેજ સોંપું છું.

રામાવતારમાં ભગવાન્ રામચંદ્રજી, લક્ષ્મણજી, ભરતજી તથા શત્રુઘ્નને શાળામાં ભણાવનાર શિક્ષકને કેટલા સુભાગી માનવા? કૃષ્ણાવતારમાં બલભદ્રજી તથા ભગવાન્ કૃષ્ણચંદ્રજીને

ભણાવનાર ઉજ્જૈનના વિપ્ર સાંદીપનિને કેટલા ભાગ્યવાન્ માનવા? ભારતના મલબાર પ્રદેશમાં પૂર્ણાનદીને કાંઠે આવેલ કાલટીમાં કાલડીમાં પ્રકટેલા ભગવાન્ શંકરને-આદ્યશ્રી શંકરાચાર્યજીને ભણાવનાર શિક્ષક કેટલા ધન્યવાદને પાત્ર માનવા?

આથી ઊલટું બંગાળાના અવતારી મહાપુરુષ શ્રીગૌરાંગપ્રભુ અથવા શ્રીચૈતન્ય સ્વામી પાસે ભણનાર વિદ્યાર્થીઓને કેટલા નશીબદાર ગણવા જોઈએ? તેજ પ્રમાણે લીંબડી રાજ્યના મોજીદડ ગામમાં પ્રકટેલા નથુરામશર્માજી અથવા નાથ ભગવાન્ પાસે અડવાણામાં, લીંબુડામાં તથા જાફરાબાદમાં ભણેલા વિદ્યાર્થીઓના ભાગ્યને કેટલું મોટું માનવું જોઈએ?

બંધુઆ! ભારતની શાળાઓમાં ભગવાન્ રામચંદ્રજી, લક્ષ્મણજી ભરતજી, બલભદ્રજી, ભગવાન્ કૃષ્ણચંદ્રજી તથા આદ્યશંકરાચાર્યજીના પવિત્ર જીવનને પગલે ચાલનારા વિદ્યાર્થીઓ જે દહાડે ભારતમાં જન્મશે તે દહાડે ભારત પાછું સાચી સંસ્કૃતિનું કેન્દ્રસ્થાન બનશે અને ભારતની શાળાઓમાં જ્યારે નદિયાના—નવદ્વીપના શ્રી ગૌરાંગપ્રભુના અને મોજીદડના નાથપ્રભુના પવિત્ર જીવનને અનુસરનારા શિક્ષકો આવશે ત્યારે જ ભારત તેની ભાવિપ્રજાના ચારિત્ર્યનું સાચું ઘડતર કરી શકશે અને ત્યારેજ ભારતની પ્રજામાં નીતિમત્તાનું નવનિર્માણ થશે.

જૂનાગઢની શાળાઓ આવી બને એ માટે કયો જૂના-

ગઢ નિવાસી પરમકૃપાલુ પરમાત્માને સાચા હૃદયથી નહિ પ્રાર્થે ? અને એવા શુભ સુપ્રભાતની કયો જૂનાગઢવાસી આતુરતાપૂર્વક ઝંખના નહિ કરે ?

સોલોમન સાહેબના સમયમાં જૂનાગઢ હાઈસ્કૂલમાં ભણેલા ઘણા વિદ્યાર્થીઓ હજુ વિદ્યમાન છે. તેમાંના કેટલાક સારા દાક્તરો બન્યા છે, તેમાંના કેટલાક સારા વકીલો બન્યા છે, તેમાંના કેટલાક સારા વેપારી બન્યા છે, તેમાંના કેટલાક મોટા અમલદાર બન્યા છે, કેટલાક લોકસભાના સભ્યો બન્યા છે, કેટલાક વિધાનસભાના સભ્યો બન્યા છે, કેટલાક કોલેજના પ્રાધ્યાપક છે, ટ્રેનિંગ કોલેજના પ્રિન્સિપલ અને હાઈસ્કૂલના હેડમાસ્તર તથા શિક્ષકો છે, શાળાધિકારી છે. કોઈ રેલવેની નોકરીમાં, તો કોઈ રેવન્યુખાતામાં, કોઇ બેંકમાં, તો કોઈ પોસ્ટખાતામાં અને જુદી જુદી નોકરીમાં અને ધંધામાં છે. તેમાંના ઘણા જૂનાગઢમાં વસે છે, ત્યારે કેટલાક મુંબઇમાં અને પરદેશમા વસતા હશે. આમ ભિન્ન ભિન્ન ધંધામાં પડેલા છતાં, ભિન્ન ભિન્ન વ્યવસાયમાં હોવા છતાં જૂનાગઢ હાઈસ્કૂલના એ સૌ જૂના વિદ્યાર્થીઓ જૂનાગઢ હાઇસ્કૂલને ભૂલ્યા નહિ હોય અને એ સમયના વિદ્યમાન શિક્ષકોને પણ ભૂલ્યા નહિ હોય.

એ સમયના શિક્ષણનું પ્રધાન લક્ષણ એ હતું કે એ સમયે જૂનાગઢ હાઈસ્કૂલમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓ પોતાના હેડમાસ્તર તરફ અને શિક્ષકો તરફ બહુ સન્માનની

દષ્ટિથી જોતા. હાઇસ્કૂલમાં ભણતા ત્યારેજ સન્માનની દષ્ટિથ જોતા એમ નહિ, પણ મેટ્રિકની પરીક્ષામાં પાસ થઇ હાઇસ્કૂલ છોડી અભ્યાસમાં આગળ વધી કોલેજની બી. એ, એમ. એ પી. એચ. ડી., બી. એ. એલ. એલ. બી. અથવા એમ. એ એલ. એલ. બી. ની ડીગ્રી-ઉપાધિ-મેળવી પદવીમાં મોટ થયા પછી પણ, મોટા અમલદાર બની સત્તામાં બહુ મોટા થયા પછી પણ અને વેપારમાં બહુ આગળ વધી લક્ષ્મીમા મોટા થયા પછી પણ એ સમયની જૂનાગઢ હાઈસ્કૂલના એ સજ્જન વિદ્યાર્થીઓ અત્યારે પણ તેમના જૂના શિક્ષકો તરફ એવીજ માનબુદ્ધિથી જુએ છે, તેમને બહુ વિનયથી પ્રણામ કરે છે અને આદર આપે છે. તેમની માનબુદ્ધિ, તેમનો એ વિનય, તેમનું એ સૌજન્ય નિહાળી એ સમયના સામાન્ય સ્થિતિમાં જીવન ગાળતા અને વૃદ્ધત્વને આંગણે આવી પહો. ચેલા કોઇ વિદ્વાન શિક્ષકનું હૃદય ગજ ગજ ફૂલે છે અને એ સૌના કલ્યાણ માટે પ્રભુને પ્રાર્થે છે.

ગ્રીસદેશના મહાન્ સિકંદરે પોતાના વિદ્યાગુરુ એરિસ્ટોટલનો બહુ ઉપકાર માન્યો હતો ત્યારે એ સમયના કોઇ શિક્ષક જૂનાગઢ હાઇસ્કૂલના આવા વિનમ્ર, આવા વિનયી, આવા ભલા વિદ્યાર્થીઓને ભલા અંતરથી આશિષ્ આપ્યા વિના કેમ રહે?

ભલે જૂનાગઢની એ સમયની એ હાઇસ્કૂલ ભૂતકાળનાં અંધારામાં અલોપ થઇ ગઇ હોય, પણ એ શાળામાં ભણનાર

અને એ શાળામાં ભણાવનારના મનમાંથી એ હાઇસ્કૂલ થોડી અલોપ થઇ શકે એમ છે? એ સમયનો આનંદ અને એ સમયનાં મીઠાં સંભારણાં થોડાં અલોપ થઇ શકે એમ છે?

"બે બોલ" હું પૂરા કરું છું ત્યારે અંગ્રેજી કવિ લોર્ડ બાયરને લખેલું "નેપોલિયન્સ ફેરવેલ" નામક કાવ્ય સાંભરી આવે છે અને અને એ કાવ્યમાં નેપોલિયને કહેલા શબ્દો "ફેરવેલ ટુ ધી ફ્રાન્સ"—"ફ્રાન્સદેશ, તને મારા છેલ્લા પ્રણામ છે."—પણ સાંભરી આવે છે. નેપોલિયનના એ શબ્દોની પેઠે મને જૂનાગઢની એ હાઇસ્કૂલ પણ સાંભરી આવે છે. એ સમયના વિદ્યમાન શિક્ષકો સાંભરી આવે છે અને સંસારમાંથી સદાને માટે વિદાય થઇ ગયેલા એ હેડમાસ્તર, એ પ્રેમાળ શિક્ષકો, હસમુખા અને આનંદી સ્વભાવના એ કારકુનો અને સેવાભાવી એ પટાવાળાઓ પણ સાંભરી આવે છે.

અંતમાં હું પણ નેપોલિયનની પેઠે મને કાયમ માટે જૂનાગઢવાસી બનાવનાર મારી જન્મભૂમિ બાંટવાને છેલ્લા પ્રણામ કરું છું. "જૂનાગઢ" નામક આ ગ્રંથ લખવામાં મને અનુપમ મદદ કરનાર એ સૌ ગ્રંથકારોને પણ પ્રેમ અને આભારભર્યા છેલ્લા પ્રણામ કરું છું અને આ ગ્રંથ લખવાની શક્તિ આપનારા મારા સમર્થ સદ્‌ગુરુદેવને સાદર છેલ્લા પ્રણામ કરી હું વિરમું છું.

મહાશિવરાત્રિ,
માઘ વદિ ૧૪/૨૦૨૧
જૂનાગઢ



ક. લા. ઠાકર



# જૂ ના ગ ઢ

[ લેખકઃ– શ્રી. કરણસિંહજી લાલસિંહજી ઠાકોર બી.એ. ]

જૂનાગઢ ક્યાં આવ્યું તે જાણવા જિજ્ઞાસા થાય તો ભારતવર્ષના નકશાપર નજર નાખવી મુંબઈ ઇલાકાનો જે ભાગ ગુજરાતના નામથી ઓળખાય છે તે પશ્ચિમ હિંદુસ્તાનના વાયવ્યકોણમાં આવેલો છે. કચ્છના અખાતથી તે ખંભાતના અખાત સુધી ગયેલા ભાલના રણને લઈને ગુજરાત દેશના ખંડસ્થ અને દ્વીપકલ્પ એવા બે મોટા વિભાગ થયેલા છે. ખંડસ્થભૂમિ સામાન્ય રીતે ગુજરાતના નામથી ઓળખાય છે દ્વીપકલ્પ સૌરાષ્ટ્ર અથવા કાઠીઆવાડના નામથી ઓળખાય છે. સુ એટલે સુંદર અને રાષ્ટ્ર એટલે દેશ એ સસ્કૃત શબ્દ સુરાષ્ટ્રપરથી સૌરાષ્ટ્ર શબ્દ બન્યો છે અને સોરઠ નામ પણ સુરાષ્ટ્રપરથી પડ્યુ છે હજુસુધી કાઠીઆવાડના દક્ષિણ વિભાગ માટે "સોરઠ" નામ વપરાય છે અથવા સૌરાષ્ટ્રના દક્ષિણ વિભાગનુ નામ 'સોરઠ" છે. આ સોરઠ વિભાગનુ મુખ્ય શહેર એજ આ "જૂનાગઢ".

જૂના સમયમાં આ શહેર ભિન્ન ભિન્ન નામોથી ઓળખાતું. "ગિરનાર માહાત્મ્ય" નામક પુસ્તકમાં આ શહેરનું નામ "કાનકુબ્જ" આપેલું છે. વળી જૂનાગઢ માટે ભિન્ન ભિન્ન ચાર નામ દર્શાવતો એક સંસ્કૃત શ્લોક પણ છેઃ—

આદૌ મણિપુરં નામ, ચંદ્રકેતુપુરં સ્મૃતં ।
તૃતીયં રૈવતં સ્મૃતં, કલૌ પુરાતનપુરં ॥

"જૂનાગઢનુ પ્રથમ નામ "મણિપુર" હતું; સ્મૃતિઓમાં તેનું બીજું નામ "ચંદ્રકેતુપુર" આપ્યું છે; તેનું ત્રીજું નામ "રૈવત" છે અને કલિયુગમાં તેનું ચોથું નામ "પુરાતનપુર" પડયું."

"મણિપુર" નામ શા માટે પડ્યું તેનાં કારણો જાણવામાં આવ્યાં નથી. ચંદ્રકેતુરાજાના નામપરથી "ચંદ્રકેતુપુર" નામ પડેલું. રૈવતાચલ પર્વત પાસે હોવાથી "રૈવત" નામ પડયુ હતું અને જૂનું શહેર હોવાથી "પુરાતનપુર" નામ પડયું. જૂનું=પુરાતન અને શહેર=પુર જૂનું શહેર=પુરાતનપુર.

કેટલેક ઠેકાણે જૂનાગઢને "દુર્ગ" નામ પણ આપેલું છે શિલાલેખોમાં જૂનાગઢને "ગિરિનગર," "નગર," અને "પૂર્વનગર" એવાં નામ પણ આપવામાં આવ્યાં છે.

વંથળીના લેખમાં તેને 'જીર્ણપ્રાકાર'—જીર્ણ એટલે જૂનો અને પ્રાકાર એટલે કિલ્લો—જૂનો કિલ્લો એવું નામ પણ આપ્યું છે.

કેટલાક જૂના લેખોમાં જૂનાગઢનું નામ 'જીર્ણદુર્ગ' પણ છે. જીર્ણ એટલે જૂનો અને દુર્ગ એટલે ગઢ. જીર્ણદુર્ગ એટલે જૂનોગઢ અને મૂળ 'જૂનોગઢ' શબ્દમાંથી બન્યું 'જૂનાગઢ'

જૂનાગઢ શહેરને પૂર્વ દિશામાં મુચકુંદેશ્વર મહાદેવ, દૂધેશ્વર મહાદેવ, જટાશંકર મહાદેવ, ભવનાથ મહાદેવ તથા ગિરનાર રક્ષે છે; પશ્ચિમમાં જૂનાગઢનું રક્ષણ ભુતનાથ મહાદેવ, કાશીવિશ્વનાથ મહાદેવ તથા બીલનાથ મહાદેવ કરે છે; ઉત્તર દિશામાં આ શહેરના રક્ષક છે. ઇન્દ્રેશ્વર મહાદેવ અને દક્ષિણમાં રક્ષણ કરનાર ઊભા છે પચેશ્વર મહાદેવ.

આ છે ઉપલબ્ધ થતો જૂનાગઢનો અલ્પસ્વલ્પ ભૌગોલિક પરિચય. હવે જૂનાગઢના ઇતિહાસ ભણી દૃષ્ટિ કરીએ અને એ પહેલાં ઇતિહાસની દૃષ્ટિ જ્યાં નથી પહોંચતી એવા પુરાણકાળમાં પ્રવેશ કરીએ. પુરાણની વાતોપરથી જાણવા મળે છે કે સૂર્યવંશી ચંદ્રકેતુ રાજાએ ગિરનાર પર્વત પાસે આ સુંદર શહેર વસાવ્યું હતું અને તેનું 'ચંદ્રકેતુપુર' નામ પાડયું હતું.

મનુના પૌત્ર આનર્તરાજાના નામ ઉપરથી ઉત્તર ગુજરાતનું 'આનર્ત' નામ પડયું હતું. આનર્તને રેવત નામનો પુત્ર હતો. તે પોતાની મુખ્ય નગરી આનર્તનગરી અથવા દ્વારકામાં રહી આનર્ત દેશપર રાજ્ય કરતો હતો. રેવતના સૌથી મોટા પુત્રનું નામ કુકુદ્મિ હતું. રેવત રાજાને

રેવતી નામે પુત્રી હતી. રેવતીના લગ્ન ભગવાન્ કૃષ્ણના મોટાભાઈ બલદેવજી જોડે થયાં હતાં. રેવત રાજાના નામ પરથી જૂનાગઢનું 'રૈવત' નામ પડેલું અને ગિરનારનું 'રૈવતાચલ' નામ પાડેલું. રેવતીજીના નામપરથી 'રેવતીકુંડ' નામ પડયું છેઃ–

યદુવંશના રાજાઓ મથુરામાં રાજ્ય કરતા હતા, પરંતુ કૃષ્ણ ભગવાનના સમયમાં યાદવોને મથુરાં છોડી દ્વારકામાં આવવું પડયું હતું. ભાગવતમાં આ હકીકત આ પ્રમાણે છેઃ–

કંસના નાશ પછી તેની બે પત્નીઓ દુઃખથી પીડા પામીને પોતાના પિતા જરાસંધ પાસે ગઇ. મગધદેશના રાજા જરાસંધે પોતાના જમાઈ કંસનું વેર લેવા મથુરા પર એક પછી એક એમ સત્તરવાર આક્રમણ કર્યું, પરંતુ પ્રત્યેક સમયે હાર પામી પાછા જવું પડયું. અઢારમીવાર કાલયવનની મદદ લઈ તે મથુરાં પર ચડી આવ્યો. આ પ્રસંગે ભગવાન્ કૃષ્ણચંદ્ર એ બનેથી ભય પામ્યા હોય એવો દેખાવ કરી આનર્તનગરી અથવા અબ્ધિપુરી અથવા દ્વારકામાં યાદવોને લઇ વસ્યા. કાલયવન મથુરાંથી સૌરાષ્ટ્ર સુધી કૃષ્ણપ્રભુ પાછળ આવ્યો. ભગવાન્ તેને (જૂનાગઢ શહેરની પૂર્વમાં આવેલી) દામોદરકુંડને સામે કાંઠે આવેલી ગુફામાં લાવ્યા અને રાજા મુચકુંદ પાસે તેનો નાશ કરાવ્યો. ત્યારથી તે ગુફાનું નામ પડયું "મુચકુંદ ગુફા".

એ વખતે દ્વારકામાં મુખ્ય સરદાર ઉગ્રસેન હતો અને આખો સૌરાષ્ટ્ર યાદવોને તાબે હતો, એટલે યાદવો દ્વારકાથી પ્રભાસ અને ગિરનારની યાત્રાએ વારંવાર આવતા.

મહાભારતના 'અર્જુન વનવાસ પર્વ'માં વર્ણન છે કે મોટાભાઇ યુધિષ્ઠિર અને સતી દ્રૌપદી એકાંતમાં બેઠા હતાં એ સમયે એક દીન બ્રાહ્મણ પોકાર કરતો ગાયોના રક્ષણ માટે અર્જુન પાસે આવ્યો. અર્જુનના શસ્ત્રાસ્ત્ર એ એકાંત ઓરડામાં હતાં. અર્જુનને ધર્મસંકટ આવ્યું.

નારદ મુનિની સમક્ષ પાંચે પાંડવોએ એવો ઠરાવ કર્યો હતો કે 'આપણા બધામાંથી જે ભાઇ બીજા ભાઇને દ્રૌપદી સાથે બેઠેલો દેખે, તે બાર વર્ષ સુધી બ્રહ્મચર્ય વ્રત પાળે અને વનમાં જઇને વાસ કરે.' જો અર્જુન શસ્ત્રાસ્ત્ર લેવા એ એકાંત ઓરડામાં પ્રવેશ કરે તો ઉપરોકત નિયમને આધારે તેને બાર વર્ષ વનવાસની કપરી શિક્ષા મળે અને વનવાસના ભયથી બ્રાહ્મણની ગાયોનું ચોરોથી રક્ષણ ન કરે તો ક્ષત્રિયધર્મનું પાલન ન થાય. એક તરફ ધર્મપાલનનું કાર્ય છે અને બીજી તરફ બાર વર્ષના વનવાસની શિક્ષા છે. અર્જુને ધર્મપાલન તરફ ધ્યાન આપ્યું. તેણે એ એકાંત સ્થાનમાં પ્રવેશ કરી શસ્ત્રો તથા અસ્ત્રો લઈ રથમાં બેસી ચોરોની પાછળ પડી તેમનો નાશ કર્યો અને બ્રાહ્મણની ગાયોને બચાવી ધર્મપાલન કર્યું. મોટાભાઇ યુધિષ્ઠિરે ના પાડી છતા અર્જુને વનવાસ સ્વીકાર્યો. ધર્મનું પાલન કેટલું કઠિન

છે તે આ ઉપરથી સ્પષ્ટ સમજાશે. ધર્મપાલન માટે બાર વર્ષનો વનવાસ સ્વીકારવો તેમાં કેટલી ત્યાગબુદ્ધિ રહેલી છે? તેમાં કેટલો આત્મસંયમ છે? આ વિચાર કરવાનું સુજ્ઞ વાંચકોને જ સોંપુ છું. કંઠમાં પ્રાણ હોય તોપણ કર્તવ્ય જ કરવું અને કંઠમાં પ્રાણ આવ્યા હોય તોય અકર્તવ્ય ન કરવું આ શાસ્ત્રાજ્ઞા અર્જુને પાળી બતાવી.

એ વનવાસમાં ફરતા ફરતા અર્જુન સૌરાષ્ટ્રના પ્રભાસ ક્ષેત્રમાં આવી પહોંચ્યા. આ સમાચાર દ્વારકામાં પ્રભુ કૃષ્ણચંદ્રને મળતાં તેઓ સખાભક્ત અર્જુનને મળવા દ્વારકાથી પ્રભાસ આવી પહોંચ્યા. અર્જુન નરનો અવતાર હતા અને પ્રભુકૃષ્ણ નારાયણનો અવતાર હતા. નર અને નારાયણ અર્જુન અને કૃષ્ણ સ્વરૂપમાં એક બીજાને પ્રેમથી મળ્યા. મિત્ર એ પ્રેમનું મૂર્તસ્વરૂપ છે. આંખો માટે અદ્‌ભુત અમૃત છે અને ચિત્ત માટે પ્રમોદ છે. આ મૈત્રીમાં જ્યારે ભક્તિ ભળી હોય ત્યારે સખાભાવ કેટલો વિશુદ્ધ બની જાય તેનું પ્રત્યક્ષ દૃષ્ટાંત હતા અર્જુન અને કૃષ્ણ અથવા સ્પષ્ટ લખીએ તો સખાભક્તિમાં ભક્ત અને ભગવાન્‌માં અજોડ એકતા આવી જાય છે. તે એટલે સુધી કે સ્વરૂપમાં બંને ભિન્ન જણાતા છતાં અભિન્ન બની જાય છેઃ–બે નોખાં શરીરોમાં એક હૃદય વસી જાય છે.

પ્રભાસથી ભગવાન્ ભક્તને રૈવતક પર્વત–ગિરનાર પર્વત–પર થોડો સમય વિહાર કરાવવા તેડી ગયા. ત્યાં બંને સખાએ અમુક સમય નિવાસ કરી આનંદ લીધો. ત્યાંથી

બને રથમાં બેસી દ્વારકામાં ગયા. અર્જુનના સ્વાગત માટે શણગારેલી દ્વારકાનગરી અને કૃષ્ણચંદ્રના રાજભવનની શોભાનું વર્ણન વાંચવું હોય તો તે પ્રસંગ મહાભારતમાંથી મળશે. થોડા દિવસો પછી વૃષ્ણિઓનો અને અંધકોનો (યાદવકુળની શાખાઓનાં નામ છે) રૈવતકપર્વત ઉપર એક મોટો ઉત્સવ આવી લાગ્યો ત્યારે ભોજ, વૃષ્ણિ, અને અંધકુળના ઉત્પન્ન થયેલા યાદવવીરો ત્યાં ગયા અને બ્રાહ્મણોને ઘણાં ઘણાં દાન આપ્યાં. આ મહોત્સવમાં નગરજનો પગે ચાલતા અને વાહનોમાં બેસી આવ્યા હતા બળદેવજી તથા રેવતીજી પણ આવ્યાં હતાં. વૃષ્ણિઓના પ્રતાપી રાજા ઉગ્રસેન પણ સ્ત્રીઓ સહિત આવ્યા હતા. અનિરુદ્ધ અને સાંબ પણ આવ્યા હતા. અક્રૂર, સારણ, સાત્યકી, ઉદ્ધવ, ચારુદેષ્ણ, પૃથુ મહારવ વગેરે પણ આવ્યા હતા, અને કૃષ્ણભગિની સુભદ્રા પણ સખીઓ સાથે આવ્યાં હતાં. ભગવાન્ પણ સખા અર્જુન જોડે આવ્યા હતા.

સુભદ્રાએ રૈવતકગિરિનું પૂજન કર્યું, સર્વ દેવોની પૂજા કરી અને પછી બ્રાહ્મણો પાસે સ્વસ્તિવાચન કરાવ્યુ અને પછી વતકગિરિની પ્રદક્ષિણા કરી દ્વારકાભણી પ્રયાણ કર્યું. એ સમયે ભગવાન્‌ની પૂર્વઅનુમતિ પ્રમાણે અર્જુને સુભદ્રાનું ત્યાંથી હરણ કર્યું. આ છે આછા આછા જુનાગઢને ખ્યાતિમાં લાવનાર મહાભારતમાથી સાંપડેલા ગરવા ગિરનાર. ભૂતકાળના અંધારપટમાં સંતાયેલાં જૂનાં જૂનાં સ્મરણો અથવા ત્યા બનેલી

આ પછી કવિમાઘના સંસ્કૃત મહાકાવ્ય 'શિશુપાલવધ તરફ દૃષ્ટિ કરીએ. એ મહાકાવ્યમાંથી નીચે પ્રમાણે ઉપલબ્ધ થાય છે.

ઈન્દ્રપ્રસ્થમાં પાંડવોના રાજસૂયયજ્ઞનો પ્રસંગ આવે છે ત્યારે પ્રભુકૃષ્ણજી પાંડવોનું ભાવભર્યું નિમંત્રણ મળતાં દ્વારકાથી ઇન્દ્રપ્રસ્થભણી પધારે છે. તેઓ દ્વારકાથી રૈવતગિરિ પાસે આવે છે ત્યારે કવિમાઘ એ મહાકાવ્યના ચોથા સર્ગના ૧૭ મા શ્લોકમાં રૈવતગિરિની શોભાનું આ પ્રમાણે વર્ણન કરે છે:-

"દૃષ્ટોઽપિ શૈલઃ સમુહુર્મુરારેર પૂર્વવદ્ વિસ્મયમાતતાન ।
ક્ષણે ક્ષણે યન્નવતામુપૈતિ, તદેવરૂપં રમણીયતાયાઃ ॥"

'વારંવાર દીઠેલો છતાં-જોવાયેલો હોય છતાં-તે રૈવતક અથવા ગિરનાર પર્વત મુરારિની પેઠે એટલે મુરદૈત્યના અરિ મુરારિ કૃષ્ણચંદ્રની પેઠે અપૂર્વ એટલે પહેલાં ન જોયો હોય એવો દેખાય અને પ્રથમવાર જોતાં જેવો વિસ્મય થાય તેવોજ વિસ્મય જ્યારે જોઇએ ત્યારે ઉત્પન્ન કરતો રહે. તેથી નક્કી થાય છે કે પ્રત્યેક ક્ષણે અપૂર્વતા નવીનતા-દેખાડે એનું નામજ 'રમણીયતા' એનું નામજ 'સુંદરતા'.'

ફરી ચોથા સર્ગના ૩૧ મા શ્લોકમાં માઘકવિ લખે છે:-

'જેમ સુમેરુ પર્વતથી ઇલાવૃત શોભે છે તેમ સુમેરુ પર્વતની શોભાવાળા આ રૈવતકપર્વતથી ભારતવર્ષ શોભે છે'.

ફરી એજ સર્ગના ૫૮ મા શ્લોકમાં કવિ આવું વર્ણન કરે છેઃ–

"જેમ કોઇ મહાતપસ્વી રાતે શીતલજલમાં રહીને અને દિવસે અગ્નિ સેવીને ઉગ્રતપ તપતો હોય તેમ આ રૈવતક પર્વત પણ રાતે ચંદ્રકિરણો સેવીને અને દિવસે સૂર્યના તાપમાં તપ્ત બનીને જાણે નિશદિન ઉગ્રતપ તપતો હોય એમ લાગે છે."

વળી એજ સર્ગના ૬૪માં શ્લોકમાં આમ વર્ણન છેઃ–

" પ્રાલેયશીતમચલેશ્વરમીશ્વરોઽપિ
સાન્દ્રેભચર્મવસનાવરણોઽધિશેતે ।
સર્વર્તુ નિર્વૃતિકરે નિવસન્નુપૈતિ
ન દ્વંદ્વદુઃખમિહ કિંચિદ્ અકિંચનોઽપિ ॥ "

શિવ પણ હાથીના જાડા ચામડારૂપી વસ્ત્ર ઓઢીને બરફને લઇને અત્યંત ઠંડા–શીતલ અચલેશ્વર–હિમાલય–ઉપર સૂએ છે. (હિમાલય ઉપર એટલી બધી ઠંડી પડે છે કે શિવજી સરખા પણ ત્યાં ઉઘાડે શરીરે તો શું પણ ઝીણા વસ્ત્રથી પણ ત્યાં રહી શકતા નથી=એમને પણ હાથીનું ચામડું ઓઢવું પડે છે, તો બીજાઓ માટે તો શું કહેવું?) પરંતુ સર્વ ઋતુઓમાં નિર્વૃતિવાળા–સદા સુખકર–આ રૈવતકપર-ગિરનાર પર રહેતા અકિંચન એટલે ગરીબ પણ ટાઢનું અને તાપનું દુઃખ નથી પામતા."

પુરાણયુગમાં ભિન્ન ભિન્ન નામોથી ઓળખાતા આ જૂનાગઢને પ્રસિદ્ધિમાં લાવનાર આ રૈવતકગિરિ અથવા ગિર-

નારનો આટલો પરિચય મેળવી હવે આપણે જનાગઢ શહેરનો વધુ પરિચય મેળવવા ગુજરાતના પ્રાચીન ઇતિહાસમાં પ્રવેશ કરીએઃ–

મૌર્યવંશ સ્થાપનાર ચંદ્રગુપ્તનો અમલ ઈ. પૂ. ૩૧૯માં ગુજરાતમાં હતો એમ લેખોપરથી જણાય છે. જનાગઢની પડોશમાં ગિરનારના ડુંગરમાં એક ખડકઉપર માળવા અને સૌરાષ્ટ્રમાં થયેલા રૂદ્રદામા રાજાનો કોતરાવેલો લેખ છે; તેમાં જણાવ્યું છે કે ગિરિનગર–જૂનાગઢની પડોશનું 'સુદર્શન' નામનું તળાવ ચંદ્રગુપ્ત તરફથી નીમાયેલ પુષ્પગુપ્ત નામના અધિકારીએ બંધાવ્યું હતું.

ઉપરોક્ત રૂદ્રદામાના લેખમાં લખ્યું છે કે સૌરાષ્ટ્રમાં બિંદુસારના પુત્ર અશોકે તુષસ્પ નામનો યવન અમલદાર રાખ્યો હતો. તેણે સુદર્શન તળાવને નહેરો બાંધી શોભિતું કર્યું હતું. આ પરથી સ્પષ્ટ થાય છે. કે મૌર્યવંશના ત્રણ રાજા–ચંદ્રગુપ્ત, તેનો પુત્ર બિંદુસાર, અને બિંદુસારનો પુત્ર અશોક–એ ત્રણેનું સૌરાષ્ટ્રમાં રાજ્ય હતું. જૂનાગઢના ગિરનાર દરવાજાથી પૂર્વમાં ગિરનાર ભણી જતાં રસ્તે જમણી બાજુ આવતો અશોકનો શિલાલેખ પણ આ વાત સાબીત કરે છે.

મૌર્યવંશના રાજાઓના વખતમાં ગુજરાતની રાજધાની ગિરિનગર અથવા જૂનાગઢ હતી. અને મૌર્યવંશ પછી થયેલા ક્ષત્રપ (ઈ.સ. ૧૦૦–૩૮૦) અને ગુપ્ત (ઇ.સ. ૩૮૦–૪૬૦)

રાજાઓના વખતમાં પણ તેજ રાજધાની કાયમ રહી હતી.

મૌર્યવંશ પછી અને ક્ષત્રપ રાજાઓ થયા પહેલાં ઈ.પૂ. ૧૮૦–૧૦૦ સુધી ગુજરાતમાં બાકટ્રિયન અને ગ્રીક લોકોનો અમલ હશે. પંડિત ભગવાનલાલ ઇન્દ્રજિતે ખૂબ શ્રમ કરી ગુજરાત અને સૌરાષ્ટ્રમાંથી પ્રાચીન સિક્કા શોધી કાઢયા છે. તેમાં બાકટ્રિયન–ગ્રીક સિક્કાઓમાં થોડા સિક્કા યુક્રેટાઇડીઝ (ઈ.પૂ. ૧૮૦–૧૫૫) રાજાના, થોડા સિક્કા મેન્ડર રાજાના (ઇ.પૂ ૧૨૬–૧૧૦) અને ઘણા સિક્કા એપોલોડોટસ રાજાના (ઇ.પૂ. ૧૧૦–૧૦૦) મળેલા છે. ગુજરાતમાં અને સૌરાષ્ટ્રમાં ગ્રીક લોકોનો અમલ યુક્રેટાઈડીઝના વખતથી શરૂ થયો હશે. અને એપોલોડોટ્સ પછી બંધ થયો હશે. સ્ટ્રેબો નામનો એક લેખક લખી ગયો છે. કે બાકટ્રિયન રાજા મેન્ડરના તાબામાં 'સિગરડીસ' (એટલે સાગરદ્વીપ અથવા કચ્છ હોવું જોઇએ) અને 'સરૌસ્ટસ' એટલે સૌરાષ્ટ્ર હતાં.

ગુજરાતનો પહેલો ક્ષત્રપ રાજા નહપાન થયો. નહપાન પછી થયેલા ચષ્ટન રાજાના સિક્કા પણ સૌરાષ્ટ્રમાંથી મળી આવે છે. વળી રૂદ્રદામાના જૂનાગઢના લેખમાં પણ રાજા ચષ્ટનનું નામ લખેલું છે. આ રૂદ્રદામા ચષ્ટનના પૌત્ર થાય. ચષ્ટન પછી ગાદીએ આવનાર ચષ્ટનના પુત્ર જયદામાના બે રૂપાના સિક્કા જૂનાગઢથી મળેલ છે. જયદામા સૌરાષ્ટ્રનો સુબો હશે એમ ઈતિહાસનું અનુમાન થાય છે. જયદામા પછી જયદામાનો પુત્ર રૂદ્રદામા ગાદીએ બેઠો. તેના ઘણા સિક્કા સૌરાષ્ટ્રમાંથી

મળી આવ્યા છે. ગિરનારના ખડકપર રૂદ્રદામાએ કોતરાવેલા લેખપરથી રૂદ્રદામા વિષે ઘણી માહિતી મળે છે. મૌર્યરાજા ચંદ્રગુપ્તના સમયમાં સુદર્શન તળાવને જે બંધ બાંધ્યો હતો અને સમ્રાટ અશોકના સમયમાં જેને દુરસ્ત કરવામાં આવ્યો હતો. તે બંધ ભારે વરસાદથી એકાએક તૂટી પડવાથી નવીન બંધ બંધાવ્યાનુ રૂદ્રદામાના લેખમાં લખ્યું છે આ નવો બંધ રૂદ્રદામાએ સૌરાષ્ટ્રમાં નીમેલા સુબા પહૂલવના હુકમથી બાંધવામાં આવ્યો હતો. આ ઉપરથી ઇતિહાસકારનું એવું અનુમાન છે કે રૂદ્રદામાની રાજધાની ગિરિનગર–જૂનાગઢમાં નહિ હોય, પણ તેના દાદા ચષ્ટનની પેઠે ઉજ્જનમાં હશે સુદર્શનના લેખમાં રૂદ્રદામા માટે ખૂબ ખૂબ લખ્યું છે અને એમ જણાવ્યું છે કે સુદર્શન તળાવનો બંધ રૂદ્રદામાએ ગિરિનગર અથવા આસપાસના પ્રદેશપરની પ્રજાપર વિશેષ કર નાંખ્યા વગર પોતાની ખાનગી સિલકમાંથી, વેઠ કે જુલમ કર્યા વગર બંધાવ્યો હતો.

આ પછી આવે છે ગુપ્તવંશ અને તેના રાજાઓ–તેમાં પણ ચંદ્રગુપ્તનો પુત્ર સ્કંદગુપ્ત. સ્કંદગુપ્તના ગિરનારના લેખમાં આ પ્રમાણે લખ્યું છેઃ–

સુરાષ્ટ્ર–સૌરાષ્ટ્ર–ને માટે તેણે પૂર્ણદત્ત નામનો હાકેમ નીમ્યો હતો અને પૂર્ણદત્તના પુત્ર ચક્રપાલિતને જૂનાગઢ શહેરની હાકમી આવી હતી. પૂર્ણદત્તના સમયમાં જૂનાગઢની પાસે આવેલું સુદર્શન તળાવ ગુપ્ત સંવત ૧૩૬ માં અથવા

ઇ.સ. ૪૫૬ ના ભાદરવા મહિનાની અંધારી સાતમને દિવસે ફરીથી ફાટયું હતું, પણ બે માસમાં તેને દુરસ્ત કરવામાં આવ્યું હતું. નવો બંધ ૧૦૦ હાથ લાંબો, ૬૮ હાથ પહોળો અને ૭ માથોડાં ઊંચો હતો. દામોદરજીનું મંદિર ચક્રપાલિતે બાંધ્યું હશે. જૂનાગઢના છેલ્લા માંડળિક રાજાએ તે મંદિર ફરીથી બંધાવ્યું હતું અને અમરજીભાઈ દીવાને તે ફરીથી દુરસ્ત કરાવ્યું હતું.

સ્કંદગુપ્ત પછી મૈત્રક લોકો અથવા મિહિર અથવા મેર લોકોનો અમલ સૌરાષ્ટ્રમાં હતો. વલભીપુરના ભટાર્કના સમયમાં સૌરાષ્ટ્રના દ્વીપકલ્પમાં મેરની સત્તા હતી. મિહિર અથવા મેર એ ઉત્તરમાંથી આવેલી બલવાન્ પ્રજા હોવાથી વલભી રાજાઓની જોડે તેમને વખતો વખત યુદ્ધ થયાનું જણાય છે. તેમની રાજધાની પ્રથમ જૂનાગઢમાં હતી, અને કાઠીઆવાડના લગભગ $\frac{3}{4}$ ભાગમાં તેમનો અમલ હતો. વલભીપુરના ભટાર્કે આ લોકોને હરાવી નસાડયા હતા, ત્યારથી તેઓ ઉત્તર કાઠીઆવાડમાં મોરબી આગળ જઇને વસ્યા હતા. જેઠવાનું મૂળ સ્થાન મોરબી ગણાય છે. જ્યારે વલભી રાજ્ય તૂટયું ત્યારે મિહિર અથવા મેર લોકો કાઠીઆવાડના ઘણાં ભાગમાં ફરી વળ્યા અને બરડા પર્વતમાં ભૂમિલિક–ભૂમલી અથવા ધૂમલી નામની રાજધાની સ્થાપી. જૂનાગઢમાં ચૂડાસમા રજપૂતોનું રાજ્ય થયું ત્યારથી મેર લોકોનું જોર નરમ પડયું.

સિંધમાંથી એક નવી જાતના લોકોનું ટોળું કચ્છ અને કાઠીઆવાડમાં ઉતરી આવ્યું હતું. એ ટોળામાં કચ્છના જાડેજા અને સોરઠના ચૂડાસમા હતા. ચંદ્રચૂડ નામના મુખ્ય પુરુષની સાથે આવેલા હોવાથી તેઓ ચૂડાસમા કહેવાયા. તેમની પ્રથમ રાજધાની વામનસ્થલી અથવા વંથલીમાં હતી અને ત્યારપછી અમુક સમયે જૂનાગઢમાં થઈ.

વલ્લભીવંશના પતન પછી સિંધમાંથી આવેલા ચંદ્રચૂડે વામનસ્થલીમાં અથવા વંથલીમાં પોતાનું સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું. એ સમયે વંથલીમાં ચાવડા જાતનો રાજા બાલારામ રાજ કરતો હતો. તેને પુત્ર ન હતો અને ચંદ્રચૂડ તેનો ભાણેજ થતો હતો. તેથી ઇ.સ. ૮૭૫ માં તેણે પોતાના ભાણેજ ચંદ્રચૂડને વંથલીની ગાદી આપી. ચંદ્રચૂડે આખા સોરઠને તાબે કર્યું. ચંદ્રચૂડના નામપરથી ચૂડાસમા કહેવાયા અને એ ગાદીએ આવનાર ચૂડાસમા રાજા કહેવાયા. ચૂડાસમા વંશમાં એકંદરે ૩૦ રાજાઓ થયા અને તેમનું રાજ્ય ૫૯૭ વરસ ચાલ્યું. આ વંશનો પહેલો રાજા ઇ.સ. ૮૭૫ માં ગાદીએ આવ્યો અને છેલ્લા અથવા ૩૦ મા રાજાના સમયમાં ઈ.સ. ૧૪૭૨માં એ વંશનો અંત આવ્યો. આ પ્રથમ રાજા હતો ચંદ્રચૂડ અને છેલ્લો રાજા હતો રા'મંડલીક.

ચૂડાસમા વંશના ત્રીજા રાજા 'વિશ્વે' રા'ની પદવી ધારણ કરેલી હતી. તે ઉપરથી તેની પછી આવનાર ચૂડાસમા રાજા રા' કહેવાયા.

ગુજરાતની ગાદીએ ચાવડાવંશના છેલ્લા રાજા સામતસિંહ પછી તેનો ભાણેજ મૂળરાજ સોલંકી હતો ત્યારે સોરઠમા વથલી અથવા વામનસ્થલીની ગાદીએ ચૂડાસમા વંશનો ચોથો રાજા રા'ંકવાટ હતો તે ગ્રહરિપુ અથવા ગ્રહારિના નામથી પ્રસિદ્ધ હતો 'ગ્રહરિપુ એ નામ નથી પણ ઉપનામ છે.' ગ્રહ શબ્દ સંસ્કૃત ગ્રાહ પરથી બન્યો છે ગ્રાહ એટલે મગર અથવા ગ્રૂડ અથવા જલચર અને રિપુ એટલે શત્રુ જલચરને–શત્રુને પકડનાર એવો અર્થ 'દ્વાશ્રય'મા આપ્યો છે ગ્રહરિપુએ ઈસ ૯૪૦ થી ૯૮૨ સુધી એટલે ૪૨ વરસ રાજ્ય કર્યુ હતુ આ રાજા સોમનાથ પાટણની યાત્રાએ આવનાર યાત્રાળુઓ ઉપર જુલમ કરતો હતો તે ઉપરથી ગુજરાત પાટણના રાજા મૂળરાજે તેના ઉપર ચડાઇ કરી અને તેને હરાવી મૂળરાજે તેને કેદ પકડયો અને વથલી જિતી લીધુ તેને હરાવ્યા પછી સોમનાથ પાટણની યાત્રાએ મૂળરાજ ગયો અને સોમનાથ મહાદેવનુ પૂજન કર્યુ

રા'ંકવાટે દરસાલ ખંડણી ભરવાની તથા સોમનાથ પાટણ જતા યાત્રિકોને હેરાન નહિ કરવાની કબુલાત આપી ત્યારે મૂળરાજે તેને માફી આપી અને તેનુ રાજ્ય તેને પાછુ સોપ્યુ. આ હારથી ગ્રહરિપુને વથલીનો કિલ્લો નબળો જણાયો તેથી તેણે જૂનાગઢમા હાલનો ઉપરકોટનો મજબૂત કિલ્લો બંધાવ્યો

ચૂડાસમા વંશનો છઠ્ઠો રાજા રા'ંદયાસ ઈસ ૧૦૦૩

મા ગાદીએ આવ્યો. તેની ખરાબ ચાલને લઇને અપ્રસન્ન થયેલા ગુજરાતની ગાદીપર બેઠેલા સોલંકીવંશના ચામુંડરાયે રા'દયાસ સામે લશ્કર મોકલ્યું. તે લડાઇમાં રા'દયાસ મરાયો અને સૌરાષ્ટ્ર ગુજરાતના તાબામાં ગયું. રા'દયાસને નોંઘણ નામનો કુમાર હતો. તેને બચાવવા તેની મા વંથલીમાંથી નાસીને ફરતી ફરતી ઊના મહાલના આલીદર બોડીદર નામના ગામમાં આવી પહોંચી, ત્યાં તેને દેવાયત નામના આયરે આશરો આપ્યો. દેવાયતને નોંઘણ જેવડો જ અને નોંઘણને મળતો વાસણ નામે એક દીકરો હતો અને જાસલ નામે એક દીકરી હતી. તે બંનેની સાથે નોંઘણ મોટો થવા લાગ્યો. થોડા સમય પછી તેની મા મરણ પામી, છતાં દેવાયત નોંઘણને પુત્ર સમાન ગણી બહુ પ્રેમથી સાચવતો.

આ વાતની ચામુંડરાયના થાણદારને ખબર પડતાં તેણે દેવાયતને વંથલી બોલાવ્યો અને તેને વંથલીમાં જ રોકી રાખ્યો અને ખાનગી રીતે એક ખેપિયા મારફત દેવાયતના નામથી તેની પત્નીપર એક ચિઠ્ઠી મોકલી નોંઘણને વંથલી મોકલી દેવાનું જણાવ્યું. દેવાયતને આ વાતની ખબર પડી જતાં તેણે પણ પોતાના ખાસ એક વિશ્વાસુ માણસ મારફત તેની સ્ત્રી પર ચિઠ્ઠી લખી જણાવ્યું કે 'તારે નોંઘણને ન મોકલવો, પણ વાસણને નોંઘણ કહી અહીં મોકલી દેવો.' સરકારી માણસો ત્યાં પહોંચ્યા પહેલાં દેવાયતની ચિઠ્ઠી તેની પત્નીને મળી ગઈ એટલે સરકારી માણસો જોડે વાસણને

નોંઘણ કહી વંથલી મોકલી દીધો. માતા-પિતાની આજ્ઞાનું રહસ્ય સમજનાર સુપુત્ર વાસણ પણ મૃત્યુની પરવા કર્યા વગર હસતે મોઢે ચાલતો થયો. વાસણ પરણીને થોડા સમય પહેલાં આવેલો એટલે તે વરરાજાના વેશમાં હતો અને તેથી દેખાવમાં રાજકુમાર જેવો જણાતો હતો. વાસણ જ્યારે વંથલી પહોંચ્યો ત્યારે થાણદારે દેવાયતને બોલાવી પૂછયું કે, 'કેમ, આજ નોંઘણ છે ને?' દેવાયતે જરા પણ ખિન્ન થયા વગર અથવા ખંચાયા વગર જવાબ આપ્યો, 'હા, એજ નોંઘણ છે. થાણદારે સત્તાના રૂવાબથી આજ્ઞા કરી,' જો એમજ હોય તો તારા હાથે જ તું તલવાર વડે તેનું માથું ઊડાવી દે' થાણદારનો ક્રૂર હુકમ સાંભળી પિતાના વાત્સલ્યને મોઢાની પ્રસન્નતામાં સંતાડીને તલવાર હાથમાં લીધી અને એક ઝટકે વહાલસોયા પુત્રનું માથું ધડથી જુદું કર્યું. જેમ ચેલૈયો માતા-પિતાની ખાતર ખાંડણિયામાં ખંડાયો હતો તેમ વાસણે પણ હસતે મોઢે પોતાનું માથું આપ્યું હતું. શેગાળશાહ શેઠ અને તેની પત્નીએ પોતાના એકને એક વહાલસોયા પુત્ર ચેલૈયાને ખાંડણિયામાં ખાંડયાનો ત્યાગમય પ્રસંગ જેમ બીલખા ગામે સોનેરી અક્ષરોમાં નોંધી રાખ્યો છે. તેમ સોરઠના વંથલી ગામે પણ આલીદર બોડીદરના રહીશ દેવાયત અને તેની પત્નીએ પોતાના એકને એક વહાલસોયા પુત્ર વાસણનો ભોગ આપ્યાની જ્વલંત કથા સાંચવી રાખી છે.

પોતાના પીઠી ભર્યા પુત્ર વાસણનો વધ કરી દેવાયત

આહીદર બોડીદર ગયો અને પોતાની પત્નીને પુત્રવધના અશુભ સમાચાર આપ્યા. આવું અશુભ બન્યું છતાં પોતાના પુત્રનો ભોગ આપી પોતાના રાજા નોંઘણને બચાવ્યાનો સંતોષ લીધો. રાજા પ્રત્યેની વફાદારીનો કેટલો ઉત્તમ દાખલો આ પછી દેવાયતે પોતાની દીકરી જાસલનાં જૂનાગઢમાં લગ્ન કરવાનું નક્કી કર્યું અને થાણદાર અને તેના માણસોને જમવા બોલાવ્યા, આગળથી યોજના કરી રાખ્યા પ્રમાણે દેવાયતના વિશ્વાસપાત્ર આહીરોએ ભોજન માટે આવેલા દુશ્મનોને મારી નાખ્યા અને ઈ સ ૧૦૨૫ માં નોઘણને ગાદીએ બેસાડયો અને વથલીને બદલે જૂનાગઢને રાજધાનીનુ શહેર બનાવ્યું.

"દેવાયતે દઇ દીકરો, અમર કર્યું નિજ નામ,

નોઘણ ભૂપ બન વ્યો, કીધું ચરાતુ કામ" એ શબ્દો હજી ગુંજે છે.

ઈ.સ ૧૦૯૮ થી ૧૧૨૫ સુધી ૨૭ વરસ રા'ખેંગારે રાજ્ય કર્યું હતું.

રા'ખેંગાર ચુડાસમા વંશનો દશમો રાજા જૂનાગઢની ગાદીએ હતો ત્યારે ગુજરાતના રાજા સિદ્ધરાજે જૂનાગઢ ઉપર ચડાઇ કરેલી ચડાઈનુ કારણ એ હતુ કે સિંધના પાવર પ્રાતમાં રોરપાવર રાજાને ત્યા પુત્રીનો જન્મ થયો જન્મ સમયે મૂળ નક્ષત્ર અને વ્યતિપાત હોવાથી ગજ્જોશીએ તેને પિતા ઘાતક-પિતાનુ મરણ નિપજાવનારી જણાવી એટલે એ પુત્રીનો રાજાએ જ ગલમાં ત્યાગ કરાવ્યો એ ત્યજાયેલી પુત્રી

સંતાનહીન હડમત કુંભારને હાથ લાગી. તે તેને ઘેર લઈ ગયો અને લાલન પાલનથી ઉછેરવા લાગ્યો. આ પછી કેટલેક વર્ષે હડમત કુંભાર સિંધ છોડી જૂનાગઢ પાસેના મજેવડી ગામમાં આવી વસ્યો. તેની પુત્રી રાણકદેવી ઉમ્મર લાયક થતાં તેનું સગપણ સિદ્ધરાજ જોડે થયેલું, પરંતુ રા'ખેંગાર તેને પરણી ગયો અને વેર ઊભું થયું. સિદ્ધરાજ જૂનાગઢ પર ચડી આવ્યો ત્યારે રા'ખેંગાર ગિરનાર ઉપરના ઉપરકોટ નામના મજબૂત કિલ્લામાં હતો. એ સમયે જૂનાગઢમાં બે મજબૂત કિલ્લા હતા. અને બંનેના નામ હતાં ઉપરકોટ. એક ગિરનાર પર્વત ઉપરનો ઉપરકોટ અને બીજો જૂનાગઢ શહેરના ઇશાન ખૂણામાં એક ટીંબાપર બાંધેલો. એ કિલ્લાનું નામ પણ હતું ઉપરકોટ. આ ઉપરકોટની આસપાસ ફરતી ખાઈ હતી, પણ હાલ તે ઘણીખરી પૂરાઇ ગઈ છે. કિલ્લાના દરવાજામાં પેસતાં સામો મોરચો ગોઠવેલો રહેતોઃ ત્રણ દરવાજા વટાવીએ ત્યારે અંદર દાખલ થઇ શકાય. ઉપરકોટની અંદર અડીકડીવાવ અને રા'નોઘણે બંધાવેલો નોંઘણકૂવો છે. કહેવાય છે કે ઉપરકોટના નોંઘણકૂવામાં ભોંયરાં હતાં અને તે વાટે ગિરનાર ઉપરના ઉપરકોટમાં જઈ શકાતું. નીચેના ઉપરકોટમાં ચુડાસમા રાજાઓના રંગમહેલનો અમુક ભાગ હજુ ઊભો છે. ત્યાં બે મોટી તોપો—નીલમ અને કડાનાળ પડી છે.

ડુંગરના છાના રસ્તાઓથી ખેંગારને અનાજ વગેરે મળી શકતું એટલે ઘેરો બાર વર્ષ સુધી ચાલ્યો, તોય

એંગાર જિતાયો નહિ. જ્યારે ખેંગારના બે ભાણેજો દેશળ અને વિશળ ખૂટયા અને સિદ્ધરાજ સાથે મળીને તેના લશ્કરને દગાથી ગિરનાર ઉપરના કોટમાં લાવ્યા ત્યારે ખૂનખાર લડાઇ જામી, તેમાં ખેંગાર મરાયો.

રા'ખેંગાર યુદ્ધમાં મરાયા પછી સતી રાણકદેવી પતિના શબ આગળ બેઠી અને ગુજરાતની સ્ત્રીઓને મેણું મારતી હોય તેમ પોતાના પતિના ગુણગાન ગાવા લાગીઃ–

(૧) "વાયે ફરકે મુંછડી, રયણ ઝબુકે દંત;
જુઓ પટાળાંવાળીઓ, લોબડીવાળીના કંથ"

પટોળાં-પટકુલ-રેશમીવસ્ત્ર પહેરનારી ગુજરાતની સ્ત્રીઓ તમે લોબડી પહેરનારી-ઊનનું વસ્ત્ર પહેરનારી આ સોરઠની નારી રાણકદેવીના પતિને જુઓ. તેની મુંછ હવામાં કેટલી ફરકે છે–હલે છે! અને તેના દાંત રત્નની પેઠે કેવા ઝબકે છે–પ્રકાશે છે!.

આટલું ટોણું મારી સતીએ પતિની વીરતા જગાડવા તેને નીચે પ્રમાણે સંબોધન કર્યું :–

(૨) "સ્વામિ! ઊઠો સૈન્ય લઇ, ખડ્ગ ધરો ખેંગાર;
છત્રપતિએ છાઇઓ, ગઢ જૂનો ગિરનાર."

પતિદેવ! લશ્કર લઇને તૈયાર થાઓ, ખેંગાર! તમે હાથમાં તલવાર ધારણ કરો, ગુજરાતના નાથ સિદ્ધરાજે

પોતાના લશ્કરથી આપણા ગિરનાર ઉપર આવેલા ગઢ-કિલ્લા-ઉપરકોટને ઢાંકી દીધો છે. "એટલે કે તેનું સૈન્ય ઉપરકોટને ઘેરી વળ્યું છે.

બંધુઓ! રા'ખેંગાર મરણ પામ્યા છે. એ વાત ઘડીભર માટે જાણે એ ક્ષત્રિય વીરાંગના વિસરી ગઈ હોય તેમ સૂતેલા પતિને જગાડે છે અને દુશ્મનો સામે જંગ ખેલવા પ્રેરણા આપે છે. એ થોડું આશ્ચર્ય! ભારત ભૂમિએ જેમ જ્ઞાનના અને ભક્તિના શાંતરસનું ખૂબ ખૂબ પાન કરીને જગતને એ રસ ચખાડયો છે. તેમ ભારતના ઇતિહાસે ભારત વાસીઓને પણ શૌર્યરસની કથા કહી જાગતા રાખ્યાં છે. એટલું જ નહિ પણ માનવજાતને ચકિત કરી છે. ભારતના શૌર્યરસને જાણવો હોય તો રામાયણ વાંચો, મહાભારત વાંચો, ભાગવત વાંચો, મેવાડનો ઇતિહાસ ગ્રંથ "ટોડ રાજસ્થાન" વાંચો, "સૌરાષ્ટ્રની રસધાર" વાંચો, અન્ય વીરરસપ્રધાન ગ્રથો વાંચો.

ભારતના એ ગ્રથોમાં તમે શું વાંચશો? તેમાં તમે શું જોશો? લગ્નને પ્રથમ દિવસે જ મીંઢોળબંધા પતિને દુશ્મનો સામે કેસરિયાં કરવાની હાકલ કરનાર વીરપત્નીને જોશો; વિજયપામીને પાછા વળવાની અથવા મૃત્યુને ભેટવાની ભલામણ કરતી બહાદુર ક્ષત્રિયાણીને જોશો; આવી વસમી વિદાય આપીને ઘર આંગણે આતુર બનીને ઉભેલી અને વિજય પામેલા પતિની રાહ જોતી સતીને જોશો; અથવા

મેવાડની મહારાણી પદ્મિનીની પેઠે જોહર વ્રત કરીને વા અગ્નિને ભડકે બળતી ચિતામાં પ્રસન્નતાથી ભસ્મીભૂત બનીને રણમેદાનમાં મરણ પામેલા પતિને મળવા સ્વર્ગમાં સધાવતી સતીસ્ત્રીનાં તમે દર્શન કરશો; આત્મસમર્પણ દ્વારા જગતને સતીત્વનો, પતિપરાયણતાનો, પતિભક્તિનો અનેરો પાઠ શીખવનાર ભારતની ક્ષત્રિય વીરાંગનાનાં તમને દર્શન થશે.

તે પછી રા'ખેંગારના ઘોડાપર નજર પડતાં રાણકદેવી તેને કહે છે.–

(૩) "તરત્રરિયા તોખાર, હૈડું ન ફાટ્યું હંસલા;
મરતાં રા'ખેંગાર, રંડાપો રાણકદેવડી."

અહુ ચપળ અને હંસ જેવા સફેદ રંગના હે ઘોડા! તારા સ્વામી રા'ખેંગાર મરણ પામતાં મને રંડાપો મળ્યો છે તે છતાં તારું કાળજું કેમ ન ફાટી ગયું? અથવા તું હજી કેમ જીવતો રહી શક્યો?

આ પછી રાણકદેવી પાસે ઊભેલાં સાબરને સંબોધવા લાગી.–

(૪) "રે સાબરે શિંગાળ, એક દિન શિંગાળાં હતાં;
મરતાં રા'ખેંગાર, ભવનાં ભીલાં થઈ રહ્યાં."

હે શિંગડાં ધરનાર સાબર, એક દિવસ હું પણ તારી પેઠે શિંગડાવાળી હતી–પતિવાળી હતી–પતિની શક્તિવાળી

હતી; રા'ખેંગાર મરણ પામતાં, હવે હું જીવનભર શિંગડા વગરની બની ગઈ છું. એટલે પતિ વગરની હું તદ્દન નિરાધાર બની છું.

તે પછી રાણકદેવીએ ત્યાં ટહૂકા કરતા મોરને જોયો એટલે તેને આવા શોકને પ્રસંગે આનંદ કરવા માટે ઠપકો આપે છેઃ–

(૫) "કાંઉ કે ગરજ મોર, ગોખે ગરવાને ચડી;
કાળજ કાપી કોર, પીંજર દાઝયો પાણીએ."

જે સમયે સિદ્ધરાજે મારા કાળજાની કોર કાપી નાંખી છે. અથવા મારા પ્રાણસમાન પ્રિય પતિને મારી નાંખ્યો છે અને તેના વિયોગ દુઃખમાં મારી આંખોનાં ગરમ આંસુથી મારું શરીર બળી રહ્યું છે. એવે શોકમય પ્રસંગે હે મોર! તું આ ગરવા ગિરનારના ગોખમાં બેસીને શા માટે આનંદમાં આવી જઇ કેકા કરે છે–ટહૂકાર કરે છે? આવે અશુભ અવસરે આમ કરવું તને લેશપણ શોભે નહિ.

રાણકદેવીએ પતિ વિયોગમાં આટલું કલ્પાંત–આક્રંદ કરી લીધું ત્યાં રાજાધિરાજ સિદ્ધરાજ ત્યા આવી પહોચ્યો અને રાણકદેવીને પોતા સાથે પરણવા–પોતાની પત્ની થવા સમજાવે છે, પણ તે સતી નારી એકની બે થતી નથી, પોતાના પાતિવ્રત્યમાંથી લેશપણ ચલાયમાન થતી નથી, પોતાના સતી ધર્મમાં અડગ રહે છે અને છંછેડાયેલી સિંહણની

જેમ જ્યારે સિદ્ધરાજને શિયાળ માની તરછોડવા લાગી ત્યારે સિદ્ધરાજ કોપાયમાન થયો અને મ્યાનમાંથી તલવાર ખેંચી રાણકદેવીના મોટા પુત્ર માણેરાને મારવા ઊગામી. ત્યારે પણ સોરઠની એ સતી લેશપણ ડરતી નથી. મરણ ભયથી ડર પામેલો પુત્ર માણેરો માતાની સોડમાં સંતાય ગયો ત્યારે વીરતાની સાક્ષાત મૂર્તિસમી એ નારી ડરપોક પુત્રને ઠપકો આપે છે:-

(૬) ' "માણેરા! મ રો, મ કર રાતી આંખડી;
કુળને લાગે ખોય, મરતાં મા ન સંભારીએ"

હે પુત્ર માણેરા! આ પ્રસંગે રોમાં, રોઈ રોઇને તારી આંખો રાતી કરમાં; અને મરતાં મરતાં માને સંભાર માં. હે પુત્ર! આવે સમયે રોવું, રોઈ રોઇને આંખો રાતો કરવી અને માને સંભારવી. એ તારી ત્રણે ક્રિયાઓ આપણાં ક્ષત્રિયકુળને કલંક લગાડનારી છે.

વાચક! ભારતની- ભડવીર નારીનાં દર્શન કર્યા? પતિદેવ મરણશય્યાએ પોઢયા છે અને મોટો પુત્ર માણેરો મરણ પામવાની તૈયારીમાં છે. એવે હૃદય ફાડી નાખનાર વિષમ સમયે પણ માખણ કરતાંય વધુ કોમળ માતાનું હૃદય કેટલું દઢ બની શકે છે? મરનાર મોટાપુત્ર માણેરાના વિયોગનું માતાને જરાપણ દુઃખ નથી; ક્ષત્રિય માતાને માત્ર દુઃખ છે પોતાના બીકણ પુત્રનું, મૃત્યુથી ડરતા પુત્રનું, મરણ ટાણે રોતા અને માતાની સોડમાં સંતાતા પુત્રનું.

પતિવિહીન બનેલી એ સતી નારીના ઉપરના શબ્દોમાં વીરતાનો કેટલો બુલંદ રણકાર છે? એક તરફ સિદ્ધરાજની ક્રૂર તલવારમાં વહાલસોયા મોટા પુત્ર માણેરાનું કારમું મૃત્યુ ડોકિયાં કરી રહ્યું છે અને બીજી તરફ પાતિવ્રત્યની પવિત્ર ભાવના રાણકદેવી સામે સ્મિત કરી રહી છે. રાણકદેવીનો જીવનના ત્રાજવામાં એક બાજુ પુત્રનું મરણ છે અને બીજી બાજુ છે પતિભક્તિની અનુપમ ભાવના. પુત્રના મરણ કરતાં સતીત્વનું મૂલ્ય વજનમાં વધી જાય છે, એટલે ત્રાજવાની દાંડી સતીત્વના બોજથી નીચે નમે છે, અને પુત્રના મરણનો બોજ હલકો હોવાથી એ તરફની દાંડી ઊંચી જાય છે. આખરે સિદ્ધરાજે તલવારના એક ઘાએ માણેરાનું માથું ધડથી જુદું કર્યું ત્યારે પણ એ પ્રેમાળ માતાની આંખોમાંથી એક પણ ટીપું આંસુનું ન પડયું. આ જોઈ સિદ્ધરાજના પક્ષના માણસો માતાનું આવું કઠોર હૈયું જોઈ હસવા લાગ્યા અને રાણકદેવીને ઠપકો દેવા લાગ્યા. ઠપકાના શબ્દો સાંભળી તે તેમને નીચે પ્રમાણે કહેવા લાગીઃ—

(૭) "પાંણીણાં પડતે, કહો તો કૂવા ભરાવીએ;
માણેરા મરતે, શરીરે સરણાં વહે."

જો મારી આંખોમાંથી આંસુના પાણીનો વરસાદ વરસતો હોત અને હે ભાઈઓ જો તમે મને કહેત તો હું પાણી વગરના ખાલી કૂવા આંસુના પાણીથી છલકાવી દેત; પરંતુ માણેરાનું મરણ થતાં, મારી આંખોનાં આંસુઓનો પ્રવાહ

શરીરની અંદર ચાલવા લાગ્યો છે. (અને તેથી જ તમે મારી આંખો આંસુ વગરની જુઓ છો)

આ પછી સિદ્ધરાજે રાણકદેવીને લઈને ગુજરાત પાટણ ભણી પ્રયાણ શરૂ કર્યું ત્યારે ઉર્વશીના વિયોગ દુઃખમાં ગાંડા બનેલા પુરૂરવસની પેઠે, પતિ વિયોગના દુઃખમાં પ્રલાપ કરવા લાગી અને ગિરનાર સામું જોઈને બોલી:—

(૮) "ઊંચો ગઢ ગિરનાર, વાદળથી વાતો કરે;
મરતાં રા'ખેંગાર, ગામતરાં ગુજરાતનાં."

હે ગિરનાર તારા ઉપરનો કિલ્લો એટલો ઊંચો છે કે ઉપરથી ચાલ્યા જતાં વાદળાઓને અડકતો હોય તેમ તેની જોડે વાતો કરે છે, છતાં રા'ખેંગારનું મરણ થતાં તને છોડી મારે ગુજરાતનું ગામતરું કરવું પડે છે—મારે સોરઠ છોડી ગુજરાતમાં જવાની ફરજ પડે છે.

આ શબ્દોમાં વ્યંગાર્થ છે—હે ગિરનાર તારા ઉપરનો કિલ્લો આટલો ઊંચો છતાં તું મારું રક્ષણ ન કરી શક્યો—એવો ભાવાર્થ છે.

વ્યંગમાં આટલું બોલી તે ન અટકી, પરંતુ હવે ખુલ્લા શબ્દોમાં ગિરનારને મેણું મારે છે:—

(૯) "ગોઝારા ગિરનાર વલામણ વેરીને કિયાં;
મરતાં રા'ખેંગાર, ખરેડી ખાંગો નવ થિયો."

હે ગિરનાર ? તું ગોઝારો છે, હત્યારો છે. સાચી રીતે તો રા'ખેંગારની હત્યા કરનાર સિદ્ધરાજ છે, ગિરનાર નથી, છતાં પણ સિદ્ધરાજે રા'ખેંગારને માર્યો ત્યારે પણ ગિરનારે એ કામ મૂંગા રહીને–ચૂપ રહીને જોયા કર્યું એટલે ગિરનારના મૌનને રાણકદેવી રા'ખેંગારની હત્યામાં અનુમોદન સમાન માને છે. એક જણ હિંસા કરતો હોય અને બીજો જણ એ હિંસા કરવાનું અનુમોદન આપતો હોય તો તે હિંસા અનુમોદિત હિંસા કહેવાય છે. એટલે કે બીજાના અનુમોદનથી થયેલી હિંસા કહેવાય છે. આ રીતે રાણકદેવી ગિરનારને હત્યારો કહે છે.

હે ગિરનાર! તેં રા'ખેંગારની હત્યા કરાવી એટલું જ નથી, પણ એ હત્યા કરનાર અમારા વેરી સિદ્ધરાજને વળાવવા વિદાય આપવા પણ તું જ ઊભો છે.

હે ગિરનાર! રા'ખેંગારની હત્યા કરાવનાર અને અમારા દુશ્મનને વળાવવાનું કામ કરનાર તું, રા'ખેંગાર મરણ પામ્યા છતાં કેમ ઊભો છે? ગબડીને કેમ નીચે પડી નથી જતો?

સતી રાણકદેવીનો આ શાપ સાંભળી ગિરનાર જાણે ખળભળી ઊઠયો હોય તેમ તેની શિલાઓ ગબડવા લાગી-નીચે પડવા લાગી, ગિરનારની આ સ્થિતિ જોઈ સામે ઉભેલી સતી રાણકદેવીએ ગિરનારની એક શિલાને પોતાના જમણા હાથની

હથેળીનો ટેકો દઇને રોકી રાખી હતી. એ શિલાપર રાણક દેવીના હાથનો પંજો આળેખાય ગયો હતો. એ જગ્યાએ અત્યારે સિંદૂરના છાપા કરવામાં આવ્યા છે અને એ સ્થાન "રાણકદેવીના થાપાનું સ્થાન" એ નામે ઓળખાતું યાત્રાનું સ્થાન બન્યુ છે અને આ માટે રાણકદેવીનો એક દુહો પણ પ્રચલિત છેઃ–

(૧૦) "મા પડ મારા-આધાર, ચોસલાં કોણ ચડાવશે?
ગયો ચડાવણહાર, જીવતા જાતર આવશે."

પોતાનો શાપ પાછો વાળીને આશિષ આપતી હોય તેમ સતી ઉપરના શબ્દો ઉચ્ચારે છે. તેનો ભાવાર્થ નીચે પ્રમાણે છેઃ–

હે ગિરનાર! તમારી ઉપર રહેલા ઉપરકોટમાં અમને આધાર આપનાર–અમને આશ્રય આપનાર–અમારું રક્ષણ કરનાર તમે હોવાથી હું તમને આશિષ આપું છું કે તમે પડો નહિ. જો તમે પડશો તો ફરી તમારી નીચે પડેલી શિલાઓ કોણ ચડાવશે? કેમ કે એ શિલાઓને ઉપર ચડાવવાની શક્તિ ધરાવનાર રા'ખેંગાર મૃત્યુ પામ્યા છે. હે ગિરિવર ગિરનાર! તમે જેમ છો તેમજ રહેશો તો વર્તમાન સમયમાં અને ભવિષ્યમાં તમારી યાત્રાએ ભારતભરના યાત્રિકો આવશે અને દર્શનનો લાભ લેશે.

અંતરના આશીર્વાદ આપી રાણકદેવી સિદ્ધરાજના સૈન્ય

સાથે ગિરનારની તળેટીએ આવ્યાં અને ત્યાંથી જ્યારે દામોદરજી કુંડ પાસે આવ્યાં ત્યારે નીચે પ્રમાણે દુહો બોલ્યાઃ–

(૧૧) "ઊતર્યા ગઢ ગિરનાર, તનડું આવ્યું તળાટીએ,
વળતાં બીજી વાર, દામોકુંડ નથી દેખવો."

ગિરનાર ઉપરના ગઢમાંથી નીચે ઉતરી પ્રથમ હું તળાટીમાં આવી અને ત્યાંથી ચાલીને હું દામોદરકુંડ પાસે આવી છું. હે દામોદરકુંડ! તમારું દર્શન મારા માટે હવે છેલ્લું દર્શન છે, કેમ કે ગુજરાતનો ધણી મને પાટણ લઇ જાય છે. એટલે હવે હું આ સોરઠની ભુમિમાં પાછી નહિં વળી શકું અને તેથી હે દામોદરકુંડ! તમને હુ બીજીવાર હવે નહિ જોઇ શકું–તમારા દર્શન બીજીવાર કરવા હુ ભાગ્યશાળી નહિ બની શકુ.

સિદ્ધરાજનું લશ્કર આગળ ચાલ્યું અને ધારાગઢ દરવાજાના બાગ સામે આવ્યું ત્યારે રાણકદેવીએ ચંપાના ઝાડને જોયું અને તેને જોતાં જ તેનું હૃદય ઉકળી આવ્યુ અને તેથી ક્રોધના આવેશમાં તે નીચેના ઉગ્ર શબ્દો બોલીઃ–

(૧૨) "ચંપા કાં તું મોરીઓ? થઉ મેલું અંગાર;
મોરે કળીઉં માણતો, માર્યો રા'ખેંગાર."

સિદ્ધરાજ જયસિંહે મારા પતિ, રા'ખેગારને રણુ મેદાનમાં રોળી નાંખ્યો છે. એવે અમંગળ સમયે હે ચંપા!

તારે પણું સોરઠભૂમિના સંતાન તરીકે મારે દુઃખે દુઃખી થવું જોઈએ અને શોકાકુલ થઇ મારા શોકમાં ભાગીદાર બનવું જોઈએ અને તારા શોકના તપારામાં તારી કળીઓ અને પુષ્પો કરમાઈ જવા જોઈએ તેને બદલે હે ચંપા! તું વેરીનું કામ કરે છે તારી સુકોમળ નાની નાની કળીઓને તું પ્રેમથી ખીલવે છે અને તેમાંથી થયેલાં પુષ્પોની શોભાથી અને સુગંધથી તું હર્ષઘેલો બને છે, આનંદમગ્ન બને છે.

હે ચંપા! આવે અમંગલ અવસરે તું કળીઓને શા માટે ખીલવી રહ્યો છે? વેરીને શોભે એવી તારી આ મનોદશા જોઈ મને તારાં થડમાં અંગારા ચાંપી તને બાળીને ભસ્મ કરી નાંખવાનું મન થાય છે.

જોઈ રાણકદેવીના શોકથી વ્યગ્ર બનેલા મનની સ્થિતિ?

૧ "આર્યભિષક્ અથવા હિંદુસ્તાનના વૈદરાજ" નામની ગ્રંથમાં ચંપા સંબંધે નીચે પ્રમાણે લખ્યું છેઃ—

(૧) લીલો ચંપો—આ ઝાડ ઘણું મોટું થતું નથી, એનાં પાન લાંબાં અને લીલાં હોય છે, એને લીલા રંગનાં ફૂલ આવે છે, એની ઘણી સુગંધ આવે છે, ઝાડ વાવ્યા પછી ૨—૩ વર્ષે ફૂલ આવે છે.

(૨) નાગચંપો—નાગચંપાના છોડ—નાનાં ઝાડ—બંગાલ, આસામ, કોકણ અને કર્ણાટક પ્રાંતમાં થાય છે; એના પાંદડાં મોટાં તથા

લાકડું મજબૂત થાય છે, એને ૭-૮ વર્ષે ફૂલ આવે છે. એનાં ફૂલ સફેદ, સુંદર, મધુરવાસવાળાં ને મનને સંતોષ આપનારાં હોય છે. એ ફૂલ હથેળી જેવડાં હોય છે. ફૂલોની આકૃતિ નાગની ફેણ જેવી હોય છે, માટે આ છોડનું નામ નાગચંપો પાડેલું છે.

(૩) ધોળો ચંપો—આને મરાઠીમાં "ખડચંપો" કહે છે. આ ઝાડ ઘણા ક પ્રાંતોમાં થાય છે. એ ઝાડ ઘણુ મોટું હોય છે, એનાં પાદડાં લાંબાં હોય છે અને ફૂલ ધોળાં હોય છે.

(૪) કેસરી ચંપો અથવા પીળો ચંપો અથવા રાયચંપો— આ ઝાડ ૧૦૦ ફીટ ઊંચું થાય છે. તેને વાવ્યા પછી ૮-૧૦ વર્ષે ફૂલો આવે છે. એ ફૂલો વર્ષમાં બે વાર—(૧)ઉનાળામાં અને (૨) ચોમાસામાં આવે છે. એ ફૂલો જોવામાં બહુ સુંદર અને રંગે પીળાં હોય છે. એ ફૂલોની વાસ ઘણી ઉગ્ર હોવાથી તે હવામાં ચારે તરફ પ્રસરે છે અને હવા ખરાબ હોય તો તેમાં મળી જઈ હવાને સારી બનાવે છે.

જૂનાગઢનો ધારાગઢ દરવાજો અને ધારાગઢ બાગ છોડીને સિદ્ધરાજનુ લશ્કર ગુજરાત પાટણ ભણી કુચ કરવા લાગ્યું. પાટણ કડી પ્રાંતમાં સૌથી મોટુ અને જૂનું શહેર છે. અસલ તે રજપૂત રાજાઓની રાજધાની હતું. આ શહેર વનરાજ ચાવડાએ વસાવેલું કહેવાય છે. પાટણનાં પટોળાં વખણાય છે. પટોળાં બે ભાતના થાય છે-સૂતરાઉ અને રેશમી.

પટોળાં એટલે સુતરની અને રેશમની બારીક સાડી, પટોળાંને પટ્કૂળ પણ કહે છે પાટણ ગુજરાતમાં આવેલું છે અને ગુજરાતની ઉત્તર તરફની જમીન રેતાળ અને ખારી છે. કચ્છનું રણ અને સરસ્વતી નદીના વચ્ચેના સપાટ અને રેતાળ ભાગને થળ કહે છે આ જમીનમાં ખોદતાં ખારા પાણી નીકળે છે થળ નામથી ઓળખાતો આ ભાગ કડી પ્રાંતમાંજ આવેલો છે વળી ગુજરાતની ઉત્તર સીમાએ મારવાડ આવેલુ છે. પશ્ચિમ રજપૂતાનામાંના રેતાળ અને ઓછા વરસાદવાળા પ્રદેશમાં મારવાડ આવેલું છે મારવાડમાં પાણીની અતિશય તંગી છે. સાચીરીતે લખીએ તો મારવાડ નિર્જલ પ્રદેશ છે.

*જૂનાગઢ જ્યારે દેખાતું બંધ પડયું ત્યારે સિદ્ધરાજના* ખાસ માણસોએ રાણકદેવીને લલચાવવાનો પ્રયત્ન આદર્યો તે માણસો રાણકદેવી આગળ પાટણની પ્રભુતાનાં, પાટણના વૈભવના અને પાટણની સમૃદ્ધિનાં ખૂબ ખૂબ વખાણ કરવા લાગ્યા બંધુઓ! સતી સીતાને રાવણની લંકાનો વૈભવ લલચાવી શકયો હતો ? ત્યારે સતી રાણકદેવીને પાટણની પ્રભુતા કયાંથી લલચાવી શકે ? સતીત્વનું કવચ એવું અભેદ્ય હોય છે કે તેમાં મૃત્યુની ભયંકરતા અથવા ઈન્દ્રલોકનાં ઐશ્વર્ય પ્રવેશી શકતાં નથી તેને ભેદી શકતાં નથી તેમના લલચાવનારાં વચનો સાંભળી રાણી ખિન્ન બની, અપ્રસન્ન બની અને તેના મુખમાંથી નીચેના ઉદ્ગારો સ્વાભાવિક રીતે સરી પડયાઃ—

(૧૩) "મારું પારણદેશ, પાણીપીણ પૂરા મરે;
સરવો સોરઠ દેશ, સાવજડાં સેંજળ પીએ."

, રાણકદેવી કહે છે." હે ભાઇઓ! તમારો પાટણદેશ મારવાડની પેઠે મારુ છે, મરુ છે, ઉજ્જડ અને જલહીન પ્રદેશ છે તમારા પાટણદેશમાં મારવાડની પેઠે પાણીની એટલી બધી તંગી છે કે થોડા પાણીમાં જીવનારા પૂરા એટલે નાનાં નાનાં ક્ષુદ્ર જંતુઓ પણ જીવી શકતાં નથી. ત્યારે મારો સોરઠ પ્રદેશ પાણીથી ભરપૂર છે અને તે એટલે સુધી કે ગીરના જંગલમાં વસનારા હિંસક સિંહો પણ સરલતાથી સેંજળ એટલે સરિતાનાં જલ–નદીનાં પાણી પી શકે છે, ત્યારે સોરઠ પ્રદેશમાં વસતા માણસો માટે તો પાણીની સગવડનું શું પૂછવું હોય?"

આટલું બોલી રાણકદેવીએ બીજીરીતે પાટણદેશનો અને સોરઠનો મુકાબલો કરી જણાવ્યું કેઃ–

(૧૪) "બાળું પાટણદેશ, જ્યાં પટોળાં નીપજે;
સરો સોરઠદેશ, લોબેણી મજે લોબડી."

પાટણપ્રદેશના બંધુઓ સાંભળોઃ–"તમારા પાટણનાં પટોળાં–સૂતરના અને રેશમના બારીક સાડલા–ભલે પાટણમાં બનતા હોય. એવા પાટણનો મોહ મને લગાડવા પ્રયત્ન કરો નહિ–જેમ ભગવાન્ રામચંદ્રજીએ સીતાજીના રક્ષણ માટે લંકાને મેદાન–મેદાન કરી નાખી હતી. તેમ હું પણ મારા સતીત્વના રક્ષણ માટે તમારા પાટણને સળગાવી નાખીશ. તમે તમારા પાટણપ્રદેશનો મહિમા ગાઓ છો તો સાંભળો મારા સોરઠદેશની સમૃદ્ધિને–મારો સોરઠપ્રદેશ સુંદર છે અને ત્યાં લોબડી–ઊનની ઓઢણીઓ તૈયાર થાય છે. જેમાંથી શરીર

દેખાય એવાં પાટણનાં બારીક પટોળાં કરતાં શરીરની મર્યાદા જાળવનાર–શરીરની પ્રતિષ્ઠા વધારનાર સંસ્કારી અને શિષ્ટ પોષાક તરીકે શ્રેષ્ઠ ખરી કે ? ઉત્તમ ખરી કે ? સ્ત્રી શરીરની સુંદરતા–શરીરનું સૌંદર્ય ઢાંકનાર વસ્ત્ર સારું કે સ્ત્રીશરીરનાં સૌંદર્યને ખુલ્લું પાડનાર વસ્ત્ર સારું ?

વાચક બંધુઓ ! રાણકદેવીનું સૌરાષ્ટ્રના એક પ્રદેશ સોરઠ પ્રાંતનું જોયું મમત્વ ? અને પાટણની પ્રભુતાભણીની જોઈ એ સતીસ્ત્રીની અવહેલના–તિરસ્કાર બુદ્ધિ ?

સિદ્ધરાજનું લશ્કર કૂચ કરતું કરતું વર્ધમાનપુર એટલે હાલના વઢવાણ શહેરના પાદરમાં આવી પહોંચ્યું અને ભોગાવાને કાંઠે પડાવ નાંખ્યો. બીલખાના આનંદાશ્રમ-આચાર્યપ્રવર શ્રીમન્ નથુરામશર્માજીએ એક સમય કહેલુ "ભોગાવો શબ્દ સંસ્કૃત શબ્દ ભોગવતીમાંથી આવ્યો છે ભોગવતીનુ બીજું નામ છે પાતાલગંગા. પાતાલગંગા એટલે જમીનની નીચે ચાલી જતી ગંગા. જે નદીનું પાણી જમીનની નીચે ચાલ્યુ છે. એવી જાતનો વઢવાણનો આ ભોગાવો છે.' ભોગાવાને કાંઠે વઢવાણ શહેર વસ્યુ છે.

આ ભોગાવાને કાંઠે પડાવ નાંખ્યા પછી રાણકદેવીને વશ કરવા સિદ્ધરાજ જયસિંહે છેલ્લો દાવ અજમાવવા વિચાર કર્યો અને રાણકદેવીના બીજા પુત્ર એટલે માણેરાથી નાના પુત્ર રગાયચાને મારી નાંખવાનો ડર બતાવ્યો. પતિ રા'ખેંગાર

યુદ્ધમાં વીરગતિ પામી સ્વર્ગે સધાવ્યા છે, મોટા પુત્ર માણેરાનું સ્મારક ગરવા ગિરનાર પર જ રચાણું છે, હવે માતાના પ્રેમનું એક માત્ર અવશેષ ડગાયચો છે. આ છેલ્લું અવશેષ નષ્ટપ્રાય થયા પછી માતા પાસે શી મૂડી, શી થાપણ બાકી રહે? જીવનનું એ છેલ્લું પ્રેમતંતુ તૂટયા પછી જીવનમાં શું રસ રહે?

પુત્ર વિયોગમાં રીબાતી માતાનું કરુણ દૃશ્ય જોવું હોય તો અંગ્રેજ કવિ વર્ડ્ઝવર્થનું કાવ્ય **"The Affliction of Margaret"** – "ધી એફ્ફ્લિકશન ઓવ મારગેરેટ" વાંચો. તેમાં તમને પુત્રવિરહમાં ઝૂરતી માતાની ઝાંખી થશે; ઝાકળનાં ટીપાંથી જેમ રસ્તો ભીનો બની જાય તેમ કોઈ ન જાણે તેમ–કોઈ ન દેખે તેમ તદન એકાંતમાં આંસુનો વરસાદ વરસાવી પોતાના ચાલવાના માર્ગને ભીંજવતી માતા મારગેરેટનાં દર્શન થશે, "તારા સિવાય મારા માટે હવે બીજો કોઈ સ્નેહી કે મિત્ર નથી" એવું હૃદયફાટ આક્રંદ કરતી માતાનું એ છેલ્લું વાકય સાંભળશો.

પુત્રમાટે માતા પ્રેમની પ્રતિમા છે. માતાનાં આંસુની કિમ્મત સમ્રાટ સિકંદરે આંકી છે. એક સમયે તેણે પોતાના પ્રધાનને પત્રમાં સ્પષ્ટ શબ્દોમાં લખેલું કે "મારી માતા વિરુદ્ધની વાત કહેનારા તમારા સો પત્રોને મારી માતાની આંખમાંનું માત્ર એક આંસુ ભુસી નાંખવા શક્તિમાન્ છે." માતાના પ્રેમનું માપ આપતા આ પત્રથી બીજું વધારે શું પ્રમાણ જોઇએ?

જ્યારે એ સમયે પણ રાણકદેવી પર્વતની પેઠે અડગ, અચલ, અણનમ રહી ત્યારે સિદ્ધરાજની તલવારે દયા છોડી અને ક્રૂરતાનું કારમું હાસ્ય કર્યું. અને માતાના પ્રેમના છેલ્લા તંતુને તોડી નાંખ્યું. ડગાયચાનું માથું ધડથી જુદું પડ્યું અને ગુજરાતના રાજાધિરાજે પોતાનું ખપ્પર લોહીથી ભર્યું. માણસની વિષયવાસના માણસને કેટલો નરપિશાચ બનાવે છે એનું આ છે પ્રત્યક્ષ દષ્ટાંત. પુત્રના મરણનું આ ભીષણ દ્દશ્ય જોઈ માતા સ્તબ્ધ બની. સતી માતાને સત્ ચડ્યું અને ભોગાવાને કાંઠે બેસીને રાણકદેવીએ અગ્નિદેવની સ્તુતિ કરીઃ—

"સત્યના પ્રકાશી તમે, જાગો અગ્નિ દેવા,<br>
જાગો અગ્નિ દેવા, પ્રભો! જાગો અગ્નિ દેવા. ટેક<br>
પતિપ્રીત માંહી રાચી, ભક્તિ મારી હોય સાચી,<br>
તો તો આરે કાયા કાચી, ઊઠો ભોગ લેવા." ટેક

હૃદયના ઊંડાણમાંથી થયેલી આ ભાવમય સ્તુતિ સાંભળીને અગ્નિદેવ પ્રસન્ન થયા અને સતીત્વના રક્ષણ માટે ત્યાં દોડી આવ્યા અને રાણકદેવીના પગમાથી પ્રકટ થયા. પગમાંથી પ્રગટ થયેલા અગ્નિદેવે ત્યાં રાણકદેવીની ચિતા બનાવી અને સિદ્ધરાજ અને તેના સૈન્યનો દેખતાં સતીના નશ્વરદેહને બાળીને ભસ્મ કરી નાંખ્યો, એટલું જ નહિ પણ એ ભડભડ બળતી ચિતાએ ત્યાં ઊભેલા સૌને રાણકદેવીના જીવનની પવિત્રતાનો મહિમા કહી સંભળાવ્યો અને જૂનાગઢના ઇતિહાસમાં સતી રાણકદેવીનું નામ અમરતાની છાપથી છાપ્યું. વઢવાણના ભોગાવાને કાંઠે જૂનાગઢની એ પ્રખ્યાત સતીની

દેરી અત્યારે પણ આ વાતની સાક્ષી આપતી ઊભેલી છે.

સિદ્ધરાજ જયસિંહના જીવનકાળમાં બનેલો આવો જ એક બીજો કરુણ પ્રસંગ ઇતિહાસે નોંધ્યો છે અને તે છે જસમા નામની ઓડણનો. પાટણનું સહસ્રલિંગ તળાવ બંધાવવા માટે સિદ્ધરાજે માળવાથી ઓડ લોકોને બોલાવ્યા હતા. તેમાં જસમા નામની એક સ્ત્રી પણ પોતાના પતિ જોડે પાટણ આવી હતી. એ સ્ત્રી બહુ સ્વરૂપવાન્ હોવાથી સિદ્ધરાજ તેના ઉપર મોહ પામ્યો અને તેથી તેણે પોતાની જોડે લગ્ન કરવાની તેની પાસે માગણી કરી. જસમા પવિત્ર સ્ત્રી હતી, પતિપરાયણ સ્ત્રી હતી, પતિને દેવ માનનાર સ્ત્રી હતી. તેણે ગુજરાતના નરેશને સ્પષ્ટ શબ્દોમાં સંભળાવી દીધું કે એક પતિ જોડે પરણી ગયેલી સ્ત્રી આગળ આવી અશુભ માગણી મૂકવી એ ધર્મની દષ્ટિએ, નીતિની દષ્ટિએ ને લોકવ્યવહારની દષ્ટિએ દુષ્ટ ગણાય. આટલું કહી જણાવ્યું કે, "પ્રજાપાલક રાજવીએ આવી જાતનાં પાપકર્મથી દૂર રહેવું જોઈએ" જસમાના શિખામણના શબ્દોએ વિષયાંધ રાજાને કશી અસર કરી નહિ. બળતા અગ્નિમાં ઘી પડે અને અગ્નિ વધે તેમ તે પવિત્ર સ્ત્રીના સાચા શબ્દોએ રાજાના મનમાં ક્રોધ પ્રકટાવ્યો. જસમાને બળાત્કારથી પરણી લેવાનો રાજાએ મનમાં અશુભ નિશ્ચય કર્યો અને રાજમહેલમાં પકડીને લઈ જવાનો વિચાર કર્યો, પરંતુ પરમાત્માએ કરેલી હૃદયની રચના અદ્ભુત છે. જેમ સ્થૂલસૃષ્ટિમાં "આઘાત તેવો પ્રત્યાઘાત અથવા જેવી ક્રિયા તેવી પ્રતિક્રિયા" એ વિજ્ઞાનનો નિયમ ચાલુ છે

એમ પરમાત્માની સૂક્ષ્મ સૃષ્ટિમાં પણ આ નિયમ ચાલુ છે. રાજાના મનમાં જ્યાં આ અશુભ સંકલ્પે સંચાર કર્યો ત્યાં તેનાં આંદોલનો જસમાના મનમાં પણ પહોંચ્યાં. રાજાના અશુભ સંકલ્પની જસમાને ગંધ આવી ગઈ એટલે તેણે પાટણમાંથી પલાયન કરી જવાનો વિચાર કર્યો. પોતાને પડેલા શકની વાત જસમાએ પોતાના પતિને કરી અને રાતોરાત જસમા, તેનો પતિ અને તેના સ્નેહી કેટલાક ઓડો પાટણમાંથી પલાયન કરી ગયા અને માળવા તરફ ચાલ્યા.

સવાર પડતાં રાજાને જસમા નાસી ગયાના સમાચાર સાંપડયા કે તુરત તેનો હુકમ છૂટયો કે "જસમાને જીવતી પકડી પાડો" વીજળીવેગે ઘોડેસ્વારોએ જસમાને પકડવા પોતપોતાના ઘોડા દોડાવ્યા. સિદ્ધરાજ પણ ઘોડે ચડી તેમની સાથે ગયો હતો. જસમાની પુઠે પડેલા આ ઘોડેસ્વારોએ અમુક સમય પછી પાટણથી ભાગેલી એ ટોળીને પકડી પાડી. પોતાની જ્ઞાતિની એક બહેનને એમને એમ શત્રુને સોંપી દેવી એ લાંછનરૂપ લાગવાથી, સિદ્ધરાજના સૈનિકો કરતાં પોતાની સંખ્યા થોડી હોવા છતાં એ ઓડો સામા થયા અને બંને પક્ષ વચ્ચે મારામારી ચાલી, એ મારામારીમાં જસમાનો વર માર્યો ગયો. હવે જસમા વિધવા બની, પણ હિમ્મત ન હારી, દુશ્મનને શરણ થવા કરતાં મરણને ઉત્તમ માન્યું અને સતીત્વના રક્ષણ ખાતર, એક ક્ષણનો પણ વિલંબ કર્યા વગર જસમાએ પોતાના પેટમાં કટાર ભોંકી દીધી અને ત્યાં ને ત્યાં મરણ પામી, મરણ પામેલા પતિદેવને મળવા ચાલી.

ગુજરાતની સમૃદ્ધિ અને ગુજરાતનો રાજવૈભવ આ ગરીબ મજૂરણને લેશમાત્ર પણ ન લોભાવી શક્યો, ત્યારે એ સન્નારીનું નૈતિક ખમીર કઈ કક્ષાનું સમજવું? કેટલું ઉન્નત સમજવું? કેટલું આદર્શ સમજવું? માળવાની આ સામાન્ય સ્ત્રીએ પાટણની પ્રભુતાને ઠોકરે મારી સ્ત્રીજીવનને શોભાવ્યું હતું.

ચિતોડની મહારાણી પદ્મિનીને લેવા આવનાર દિલ્હી સમ્રાટ્‌ની જેવી સ્થિતિ થઇ હતી તેવી જ સ્થિતિ જસમાને રાણી બનાવવાની લાલસા રાખનાર સિદ્ધરાજની પણ થઇ. દિલ્હી સમ્રાટે જ્યારે પદ્મિનીના જીવતા દેહને સ્થાને પદ્મિનીના બળેલા દેહની માત્ર રાખ નજરોનજર જોઇ ત્યારે મ્લાનવદને અને નિરાશ શબ્દોમાં જે વચનો બોલવાં પડેલાં તેજ વચનો સિધ્ધરાજે જ્યારે જસમાના દેહ સૌંદર્યને મૃત્યુના મુખમાં પડેલું નજરોનજર નિહાળ્યું ત્યારે મ્લાનવદને અને ભાંગેલા હૃદયે ઉચ્ચાર્યાં હતાં:–

"આયે થે ગુલકે બાસ્તે, બસ ખાર લે ચલે."

સૌંદર્યનું ગુલાબ–ગુલાબનું ફૂલ–લેવા હું આવ્યો હતો, તેને બદલે હવે હું ખાર–કાંટા–પાપના કાંટા–લઇને પાછો ફરું છું"

જસમા અને સિદ્ધરાજ વચ્ચે બનેલા આ બનાવ વિષે ગુજરાતમાં ઘણા ગરબાઓ અને રાસડાઓ ગવાય છે અને

લોકો જસમાને એક મહાન્ સતી તરીકે પૂજે છે.

અત્યારે પણ સહસ્રલિંગ તળાવને કાંઠે જસમાની દેરી છે.

વઢવાણના ભોગાવાને કાંઠે ઊભેલી સતી રાણકદેવીની દેરી જેમ સિદ્ધરાજની લંપટતાને પોકારતી મૂંગી પ્રતિમા છે તેમ સહસ્રલિંગ તળાવને કાંઠે બંધાયેલી જસમા સતીની દેરી ગુજરાતના નાથની ભ્રષ્ટતાને ઉઘાડી પાડતી ત્યાં ઊભી છે.

ઈતિહાસે ગુજરાતની ગાદીએ બેઠેલા બધા રાજાઓ કરતાં સિદ્ધરાજને વધારે પ્રતાપી માન્યો છે, સોરઠ, કચ્છ, લાટ, અચળેશ્વર ને ચંદ્રાવતીના મુલકો, માળવા, બુંદેલખંડ અને કર્ણાટક સુધીના પ્રદેશો તાબે કરનાર કહી સિધ્ધરાજને પરાક્રમી ગણ્યો છે, વાવ-કૂવાઓ, ધર્મશાળાઓ અને દેવસ્થાનોને બંધાવનાર કહી તેના પરોપકારનાં વખાણ કર્યાં છે. અને રા. સા. મહિપતરામભાઇએ "સધરા જેસંગ"ની નવલકથામાં પણ સિધ્ધરાજે બંધાવેલાં ઘણાં સ્થળોનો ઉલ્લેખ કર્યો છે, છતાં છેવટે એ બધા સદ્‌ગુણોને ઢાંકી દેનાર બે મહાન્ કલંકો પણ બતાવ્યાં છે. એક હતું તેનું વિષયીપણું અને બીજું હતું તેનું ઘાતકીપણું.

(૧) જૂનાગઢની રાણી રાણકદેવી સાથેનું અને માળવાની મજૂરણ જસમા ઓડેનું વર્તન સિધ્ધરાજના લંપટપણાને –વિષયીપણાને સાબીત કરે છે.

અને (૨) રાણી રાણકદેવીના બે પુત્રો (૧) માણેરો અને (૨) ડગાયચો—એ બનેને તલવારને ઝાટકે મારી નાંખવામાં દેખાડેલી ક્રૂરતા સિદ્ધરાજનું ઘાતકીપણું સાબીત કરે છે.

ગુજરાતના ભૂષણરૂપ, સોલકીવંશની શોભારૂપ અને રાજાધિરાજનું બિરુદ પ્રાપ્ત કરનાર સિદ્ધરાજમાં ન્યાયબુદ્ધિ હતી, માળવાના રાજા ભોજ જેવી વિદ્વાનોપ્રતિ પ્રીતિ હતી, અને શૌર્ય હતું. આ સાથે ઉપરના બધા સદ્ગુણોને શરમાવનાર લંપટતાનું લાંછન પણ તેમાં ભળ્યું હતું—ચારિત્ર્ય એ બધા સદ્ગુણોમાં શિરોમણિ છે, અગ્રસ્થાન ધરાવે છે, અને સાચું લખીએ તો સદ્ગુણોની હારમાળામાં શુદ્ધ ચારિત્ર્ય, સદ્વર્તન, સદાચારી જીવન, પવિત્રતા-સુમેરુને સ્થાને બિરાજે છે. જીવનમાં બધા સદ્ગુણો હોય, પણ ચારિત્ર્ય ન હોય અથવા લંપટપણું હોય ત્યાં એટલે એ જીવનમાં કશું શોભતું નથી. કામીપણાએ રાજા રાવણને પણ રાક્ષસ બનાવ્યો હતો

ચૂડાસમા વંશનો છેલ્લો અને ત્રીશમો રાજા રા'મંડલીક થયો. એ ત્રીજો રા'મંડલીક હતો. તેના રાજ્યકાળમાં બનેલા વિધવિધ પ્રસંગો જોઇએ.

એક સમય એવો હતો કે જૂનાગઢના ચૂડાસમા રાજા સૌરાષ્ટ્રના એક ભાગરૂપ સોરઠના અધિપતિ ગણાતા હતા, પણ છેલ્લા એટલે ત્રીશમા ચૂડાસમા રાજા રા'મંડલીક ત્રીજાના સમયમાં ચૂડાસમા વંશનો અંત આવ્યો.

ઇ. સ. ૧૪૫૧ માં રા'મંડલીક ગાદીએ આવ્યો. તેના પિતા રા'મહિપાળે ઘણો શ્રમ લઈ તેને વિદ્યાભ્યાસ કરાવ્યો હતો. રા'મંડલીક ધનુર્વિદ્યામાં પ્રવીણ હતો. તેની માતાનું નામ મોદલદેવી હતું. એ બાઇ પવિત્ર અને બુદ્ધિશાળી હતાં. રા'મંડલીકની રાણીનું નામ હતું કુંતાદેવી. તે અરઠીલાના ગોહિલ રાજા અરજણની પુત્રી થાય. કુંતાદેવી પણ સાસુ જેવી પવિત્ર અને પતિપરાયણ હતી.

રા'મંડલીકે એવો નિયમ લીધો હતો કે નિત્ય ગંગાજળ વડેજ સ્નાન કરવું અને તે માટે તેણે એવી ગોઠવણ કરી હતી કે કાશીથી જૂનાગઢ નિત્ય ગંગાજળની એક કાવડ આવે.

જૂનાગઢની ગાદીએ રા'મંડલીક હતો ત્યારે સોમનાથ પાટણમાં વીજલ વાંઝો રાજ કરતો હતો—તેને રા'મંડલીક જોડે સારી મિત્રતા હતી. પૂર્વના ભયંકર પાપકર્મોને લઇ વીજલ વાંઝાને રક્તપિત્તનો રોગ લાગુ પડયો અને એ અસાધ્ય રોગની પીડાથી કંટાળી જીવન સમાપ્ત કરવાના નિશ્ચય પર આવ્યો અને હિમાલયમાં જઈ દેહ છોડવાનો સંકલ્પ કર્યો. તેને બ્રાહ્મણોએ સલાહ આપી કે જૂનાગઢના દામોદરકુંડમાં સ્નાન કર્યા પછી હિમાલય જવું. જો પ્રકટ રીતે વીજલ વાંઝો જૂનાગઢ આવે તો તેના પરમ મિત્ર રા'મંડલીકને જરૂર મળવું જોઇએ·અને તે એ મુલાકાત ઇચ્છતો ન હતો એટલે ગુપ્ત રીતે થોડા માણસો લઈ તે જૂનાગઢ આવ્યો, દામોદરકુંડમાં

સ્નાન કર્યું અને બ્રાહ્મણોને દક્ષિણામાં સુવર્ણનો હાથી આપ્યો અને પછી તેણે જૂનાગઢમાંથી પ્રયાણ કર્યું. સોનાના હાથીનાં ભાગ પાડવામાં બ્રાહ્મણોને અંદર અંદર વાંધો પડયો અને તેમનો કજીઓ રા'મંડલીક સુધી પહોંચ્યો. રા'મંડલીકે પૂછ્યું કે, "સોનાનો આ હાથી તમને દાનમાં કોણે આપ્યો?" આનો જવાબમાં દામોદરકુંડના તીર્થગોરોએ જણાવ્યું કે, "સોમનાથ પાટણના રાજા વીંઝલ વાંઝો અહીં દામોદરકુંડમાં સ્નાન કરવાં આવ્યા હતા તેણે આ સોનાનો હાથી અમને દાનમાં આપ્યો છે." રાજાએ તેમને સંતોષ થાય તેમ સમાધાન કરી આપ્યું અને પછી પોતાના મિત્રને મળવા રા'મંડલીક જૂનાગઢથી ચાલ્યો અને જ્યાં તે વડાલ પહોંચ્યો ત્યાં ગંગાજળ લઈને આવતો કાવડિયો મળ્યો. રાજા ઉતાવળમાં હતો એટલે તેણે પહેરેલે કપડે ગંગાજળ વડે ત્યાંને ત્યાં સ્નાન કરી લીધું અને ભીને કપડે વગર વિલંબે તે વડાલથી ઊપડયો. મિત્ર-પ્રેમની તાલાવેલી તો જુઓ! માણસ રાજપદ ભૂલી જાય છે, શરીરપરનાં ભીનાં કપડાંનું પણ ભાન રહેતું નથી, એક માત્ર વિચાર મિત્રમિલનનો મનમાં રહે છે. આમ ત્વરિત ગતિએ ચાલ્યા જતા જૂનાગઢના રા'એ પોતાના સોમનાથ પાટણના મિત્રને જેતલસર આગળ પકડી પાડયો. પછી તો પૂછવું જ શું? મિત્રમિલનનો આનંદમય પ્રસંગ જોવો હોય તો આપણે વ્યાસભગવાન્‌ના ભાગવતનાં એક સુભગ દશ્યને નિહાળવું પડશે અને તે માટે જવું પડશે દ્વારકાપુરીમાં. આ સુભગ મિલન છે ભગવાન્ શ્રીકૃષ્ણનું અને સુદામાનું. એ બંને જ્યારે ગુરુને

ઘેર ભણતા હતા ત્યારની હતી તેમની મૈત્રી ભગવાન્ કૃષ્ણ દ્વારકાના અધિપતિ છે અને તેમને મળવા સુદામાપુરીથી સુદામા દ્વારકા જાય છે સુદામાજીએ પહેર્યું છે શું ? મેલાં અને જૂનાં કપડાં. ભગવાનને ભેટ આપવા પત્નીએ લૂગડાના કટકામાં બાંધી આપેલ ફક્ત ચાર, મૂઠી પૌવા સાથે છે. એવા સુદામા પહોંચ્યા દ્વારકામાં. અંધક અને વૃષ્ણિકુળના યાદવોનાં ઘરોની વચ્ચે તે બ્રાહ્મણ સુદામા ત્રણ ચોકી અને ત્રણ દોઢીઓને વટાવીને ભગવાન્ કૃષ્ણજીના મહેલમા આવી પહોચ્યા. દૂરથી તે બ્રાહ્મણને જોઇને પલગપર બેઠેલા ભગવાન્ ઊભા થયા, ત્યાથી ઊઠી સામા આવ્યા અને બહુ પ્રેમથી બે હાથો વડે મિત્રનું આલિંગન કર્યું—મિત્રને બાથમાં લઇ ભેટયા. ભેટયા એટલું જ નહિ પણ, મિત્રના શરીરના સ્પર્શથી સુખ પામી આખોમાથી પ્રેમનાં આસુ પાડવા લાગ્યા અને પછી સુદામાને પલગપર બેસાડી તેનુ પૂજન કર્યું અને પોતે લોકપાવન છતાં સુદામાના પગ ધોઈ તે જલ માથે ચડાવ્યુ.

જૂનાં લૂગડાંવાળા, દુબળા અને મેલાં શરીરવાળા અને જેમના શરીરની માત્ર નસો જ દેખાય છે એવાં જીવતાં હાડપિંજરને ભગવાન્નાં શ્રી રૌખ્યા ચામર ઢોળવા લાગ્યાં અને સાક્ષાત્ ભગવાન્ એવા શ્રીકૃષ્ણ એ મલિન બ્રાહ્મણનો સત્કાર કરવા લાગ્યા. આ દશ્ય જોઇ અંતપુરનાં માણસો આશ્ચર્ય પામ્યાં.

બધુઓ ! જોયુ આ મિત્રપ્રેમનું નિર્મલ સ્વરૂપ !

ત્યાં પછી નાના-મોટાના ભેદ ચાલ્યા જાય છે. ત્યાં પછી ગરીબી અને શ્રીમંતાઇનો ભેદ પણ રહેતો નથી. બુદ્ધિમાન્ પણું અને નિરક્ષરતાનું સ્મરણ પણ ત્યાં રહેતું નથી. મિત્રનો મહિમા જ્યારે સાક્ષાત્ દ્વારકાવાસી કૃષ્ણપ્રભુએ જગતને બતાવ્યો તો પછી જૂનાગઢના રાજા રા'મંડલીક પોતાના મિત્ર વીંઝલ વાંઝાને ભેટી પડે એમાં પૂછવું જ શું હોય? પછી એ મિત્ર રક્તપિત્તના રોગથી દુર્ગંધ મારતો હોય તોય શુ ? અને પોતે ગંગાજળથી સ્નાન કરેલ શુદ્ધ શરીરવાળા છે તોય શું ? જેતલસર આગળ બંને મિત્રો એકબીજાને ભેટી પડ્યા-બહુ પ્રેમથી ભેટી પડયા. પ્રેમની એવી એકાગ્રતા આવી ગઇ કે ઘડીભર માટે અસાધ્ય વ્યાધિમાં પીડાતો વીંઝલ વાંઝો પોતાના રોગને અને રોગનાં દુઃખને પણ વિસરી ગયો અને રા,મંડલીક પોતાનાં ભીનાં શરીર અને ભીનાં કપડાંને પણ ભૂલી ગયો.

રા'મંડલીકે વડાલ આગળ ગંગાજળથી સ્નાન કર્યું હતું, તે ચોકળો આજે પણ 'ગંગાજળિયા' નામે ઓળખાય છે.

આ રા'મંડલીકના રાજ્યમાં બે બહુ પવિત્ર અને પુણ્યશાલી વ્યક્તિઓ નિવાસ કરતી હતી. એક હતા ભગવાન્ કૃષ્ણના અનન્ય ભક્ત નરસિંહ મહેતા અને તેઓ રહેતા હતા જૂનાગઢમાં અને બીજા હતાં સતી નાગબાઇ.

જૂનાગઢ રાજ્યના વંથલી મહાલના દાત્રાણા ગામમાં

હરજોગ ચારણને ઘેર નાગબાઇ નામની દેવાંશી કન્યાનો જન્મ થયો હતો. સામાન્ય રીતે ચારણો દેવીપુત્રો કહેવાય છે, પરંતુ નાગબાઈ તો સાક્ષાત્ જોગમાયાનો અવતાર હતાં. આ વાતનું સ્મરણ આપનાં નાગબાઇની દેરી અને પાળિયો હજુ આ દાત્રાણા ગામમાં છે. નાગબાઇનાં લગ્ન સ્વસુર પાંસ ળીઆ નામે ચારણ સાથે થયાં હતાં. તેને નાગાજણ નામે એક પુત્ર થયો અને યોગ્ય વયનો થતાં તેને મીણબાઇ નામની ચારણ કન્યા સાથે પરણાવ્યો હતો. મીણબાઈ સાસુજેવીજ સદ્ગુણી હતી, શિયળવતી સાધ્વી સ્ત્રી હતી અને સૌંદર્યમાં દેવાંગનાને શરમાવે તેવી હતી. નાગબાઇનું સમસ્ત કુટુંબ વિસાવદર મહાલના મોણીઆ ગામમાં રહેતું. આ ગામ આગળ નદીનો એક ઊંડો ધૂનો છે, તેથી મોણીઆ ગામ ધૂનાવાળી મોણપરી અથવા મોણપરી પણ કહેવાય છે. આ મોણીઆ ગામમાં પણ નાગબાઇની જગ્યા છે.

જેના રાજ્યમાં આવાં સતો વસતાં હોય તે રાજ્ય નસીબદાર ગણાય, પણ રા'મંડલીકનાં પુણ્ય ઓછાં હશે અથવા પુણ્ય પરવારી બેઠાં હશે, તેથી જૂનાગઢનો આ છેલ્લો રા' તેમનાથી વિપરીત ચાલ્યો. ઇતિહાસે નોંધેલા આ બને પ્રસંગો ધ્યાનપૂર્વક જોઇએઃ–

જૂનાગઢ નિવાસી નરસિંહ મહેતા ગુજરાતી ભાષાના પ્રથમ કવિ મનાય છે, જેમ રામાયણના લખનાર વાલ્મીકિ સંસ્કૃત ભાષાના પ્રથમ કવિ મનાય છે તેમ. ઉત્તર હિંદમાં

તુલસીદાસજીએ તથા સૂરદાસજીએ જેમ ભક્તિરસ રેલાવ્યો હતો, મહારાષ્ટ્રમાં જેમ જ્ઞાનેશ્વર મહારાજે, નામદેવે, જનાબાઇએ, એકનાથજી, તુકારામ અને રામદાસજીએ ભક્તિરસ રેલાવ્યો હતો, બંગાળમાં ચૈતન્ય મહાપ્રભુ અથવા ગૌરાંગ મહાપ્રભુએ જેમ ભક્તિરસ રેલાવ્યો હતો, મારવાડમાં જન્મેલાં, મેડતામાં પરણેલાં અને દ્વારકામાં વસેલાં મીરાંબાઇએ જેમ ભક્તિરસ રેલાવ્યો હતો, તેમ જૂનાગઢના આ નાગરભક્ત મહેતાજીએ પણ ભક્તિરસ રેલાવ્યો હતો.

નરસિંહ મહેતાના અલૌકિક જીવનપ્રસંગોને આધારે ગુજરાતના મહાકવિ પ્રેમાનંદે પુત્ર શામળદાસના વિવાહ, નરસિંહ મહેતાના પિતાજીનું શ્રાદ્ધ, દ્વારકામાં વસતા શેઠ શામળશાહ પર નરસિંહ મહેતાએ લખેલી હૂંડી અને પુત્રી કુંવરબાઇના સીમંત પ્રસંગે ભગવાને ભરેલું મામેરૂં—આ ચારે પ્રસંગો પર સુંદર કાવ્યો લખ્યાં છે.

નરસિંહ મહેતાના પિતાનું નામ હતું કૃષ્ણદામોદર અને માતાનું નામ હતું લક્ષ્મીગૌરી. બંસીધર નરસિંહ મહેતાના મોટાભાઇ થાય. નરસિંહ મહેતાની પત્નીનું નામ માણેકબાઇ, પુત્રીનું નામ કુંવરબાઇ અને પુત્રનું નામ શામળદાસ. નરસિંહ મહેતાની ભક્તિથી પ્રસન્ન થયેલા શિવજીએ મહેતાને ભગવાન્ કૃષ્ણચંદ્રની રાસલીલાના દિવ્યદર્શન કરાવ્યાં અને ભગવાન્ કૃષ્ણચંદ્રે મહેતાજીને બોધ આપ્યો કે "વત્સ! મારા સ્વરૂપમા અને ભગવાન્ શંકરના સ્વરૂપમાં લેશપણ

ભિન્નતા નથી હુ શકરને મારા આરાધ્યદેવ સમજુ છુ અને શકર મને આરાધ્યદેવ સમજે છે તમે શકરની કરેલી પૂજા મારી પૂજા છે અને મારી પૂજા એ શકરની પૂજા છે" ભગવાને રાસલીલા શરૂ કરી ત્યારે રાત્રિ હતી એટલે રાસ મડવની વચ્ચે નરસિંહ મહેતાને ઊભા રાખ્યા અને હાથમા દીવો આપ્યો રાસ જોવાની તન્મયતામા દીવાની શિખાથી પોતાના હાથનું કપડુ સળગતા હાથ પણ સળગ્યો અને જાણે મશાલ બળતી હોય એમ હાથ બળવા લાગ્યો, તો પણ નરસિંહ મહેતાને ભાન ન રહ્યુ રાસ પૂરો થયો ત્યારે ભગવાનની દષ્ટિ એ બળતા હાથપર પડી એટલે તુરત બળતો હાથ ઠાર્યો અને તે ઉપર આપશ્રીનો મગલ હસ્ત ફેરવી મહેતાના હાથને પૂર્વવત્ સાજો અને દુખરહિત કરી દીધો ભકતની આવી તન્મયતાથી ભગવાન્ પ્રસન્ન થયા ત્યારથી ભકત અને ભગવાન્ વચ્ચેનો સબધ અખડ બન્યો અને પછી તો ભગવાને મહેતાજી પર અનેકવાર કૃપા કરી હતી નીચેના પ્રસગો તે વાતની સાક્ષીમા ઇતિહાસને પાને ઊભા છે—

(૧) વડનગરના મદનરાયની પુત્રી જુઠીબાઈ જોડે નરસિંહ મહેતાના પુત્ર શામળદાસના વિવાહ પ્રસગે ભગવાન્ સ્વય પધારેલા અને હાથી, ઘોડા, રથ ને દાસ દાસીઓના રસાલા સાથે વડનગર જઈ ભકતના પુત્રને બહુ ધામધૂમથી પરણાવી દીધો હતો

(૨) નરસિંહ મહેતાના પિતાના શ્રાદ્ધને દિવસે મહેતાજી ઘીનું વાસણ લઈ બજારમાં ઘી લેવા ગયા, પરંતુ એક જગ્યાએ ભજન કરવા બેસી ગયા અને શ્રાદ્ધ છે એ વાત ભજનની તન્મયતામાં ભૂલી ગયા. ભગવાન્ સ્વયં નરસિંહ મહેતા બનીને આવ્યા અને પિતાનું શ્રાદ્ધ સરાવ્યું અને સમસ્ત નાગરજ્ઞાતિને મિષ્ટાન્ન ભોજન કરાવ્યું અને પછી અંતર્ધાન થયા. સાંજ પડતાં માણેકબાઇ ભોજન કરવા બેઠાં ત્યાં નરસિંહ મહેતા ઘી લઇ બજારમાંથી આવ્યા. માણેકબાઇને આશ્ચર્ય થયું એટલે પૂછ્યું, "જ્ઞાતિ આખી ભોજન કરીને ગયા પછી હવે ઘીનું શું કામ છે?"

પત્નીનો આ પ્રશ્ન સાંભળી ભક્તરાજ વિસ્મય પામ્યા અને બોલ્યા, "હું તો ભજનમાં ઘી લેવાનું ભૂલી ગયો હતો; અત્યારે બજારમાંથી જ આવું છું."

આ સાંભળી માણેકબાઇએ સામો પ્રશ્ન કર્યો કે તમારા રૂપમાં જ આપણે ઘેર આવી પિતાનું શ્રાદ્ધ સરાવી આ જ્ઞાતિભોજન કોણે કરાવ્યું?

આ સાંભળી મહેતાજી બોલી ઊઠયા—આ બધું કરવા મારા ભગવાન્ પધાર્યા હશે. તેઓશ્રીની કૃપાનો કોણ પાર પામે? એટલું બોલી ગદ્‌ગદ્ બની આંસુ સારવા લાગ્યા અને માણેકબાઇએ પણ આ સાંભળી આંસુ સારવામાં પતિને સાથ પૂરાવ્યો.

(૩) ત્રીજો પ્રસંગ છે ચાર યાત્રિકોપાસેથી રૂપીઆ ૭૦૦ લઇ નરસિંહ મહેતાએ નીચે પ્રમાણે હુંડી લખ્યાનોઃ–

દ્વારકાનિવાસી પ્રાણાધાર શેઠ શ્રી શામલશાહ વસુદેવની સેવામાં પ્રણામ. મેં આ હુંડી લાવનાર ચાર યાત્રાળુએ પાસેથી ૭૦૦ રૂપીઆ લીધા છે. તમને એ લોકો હુંડી આપે એટલે રૂપીઆ ૭૦૦ આપશો.

લિ. જૂનાગઢ નિવાસી નમ્ર સેવક
નરસિંહ મહેતા

એ યાત્રિકો દ્વારકા પહોચ્યા ત્યારે ભગવાને દ્વારકાધીશજીના મંદિર આગળના ઓટા પર શેઠ તરીકે બેસીને તે હુંડીનો સ્વીકાર કરી તે યાત્રિકોને રૂપીઆ ૭૦૦ ચૂકવી આપ્યા યાત્રિકોએ એ હુંડીપર રૂપીઆ મળ્યાની પહોંચ લખી આપી.

(૪) ચોથો પ્રસંગ છે કુંવરબાઇના સીમંતનો–અધર ણીનો–એ પ્રસંગે ભગવાને ભક્તરાજ સાથે ઊના જઇ કુંવર બાઇને મામેરૂં ભર્યાનો–કર્યાનો.

આ ચાર પ્રસંગો અને ભક્તના જીવનમાં બનેલા એવા બીજા અદ્‌ભુત પ્રસંગો કૃષ્ણભગવાન્‌ની ઇશ્વરલીલાના પ્રસંગો છે–ભક્ત અને ભગવાન્‌ વચ્ચેની એકતાના દિવ્ય પ્રસંગો છે–ભક્તની ભીડ ટાણે પ્રભુ હાજરાહજુર રહે છે, પ્રત્યક્ષ થાય છે

અને જગતને ભક્તનો મહિમા દેખાડે છે. ભક્ત દિનરાત ભગવાનના મહિમાનો પ્રચાર કરે છે ત્યારે એજ ભગવાન્ ભક્તની મોટાઈ દેખાડવા તેનાં બધાં કાર્યો કરી આપે છે. ભગવાન્ ભક્તને અધીન છે એ વાતનો ઉપરના પ્રસંગો સબલ પુરાવો આપે છે.

આવા અનન્ય ભક્તની જૂનાગઢ એ નિવાસભૂમિ છે.

એક વૃદ્ધ બ્રાહ્મણ પોતાની ઉમ્મરલાયક પુત્રીને પરણાવવાના ખર્ચ માટે રૂપીઆ સાઠની ભક્ત નરસિંહ મહેતા પાસે મદદ માંગવા આવ્યો હતો. નરસિંહ મહેતાએ તેને કહ્યું કે "મહારાજ! તમને આપવા માટે મારી પાસે રૂપીઆ નથી, પરંતુ થોડીવાર ખોભરો તો હું તે માટે પ્રયત્ન કરી આવું." તે બ્રાહ્મણને ઘરમાં બેસાડી મહેતાજી બજારમાં ગયા, પણ કોઇએ રૂપીઆ સાઠ ઉધાર આપ્યા નહિ. આ ઉપરથી મહેતાજી ધરણીધર નામના નાગર ગૃહસ્થને ઘેર ગયા અને સાઠ રૂપીઆની માગણી કરી. ધરણીધરે જણાવ્યું કે કાંઇ વસ્તુ ગીરો મૂકો તો રૂપીઆ આપું. મહેતાજી પાસે ગીરો મૂકવા જેવી કોઇ વસ્તુ ન હતી. પોતાપાસે પોતાને બહુ વહાલો એક માત્ર કેદારો રાગ હતો અને એ રાગ દ્વારા જ તે ભગવાનનું આવાહન કરતા. એ રાગવગર ભક્તરાજનું કામ ન ચાલતું.

નરસિંહ મહેતાએ કહ્યું, "ધરણીધરરાય! તમને સાઠ

રૂપીઆના બદલામાં ગીરવી મૂકવા. જેવી કોઇ વસ્તુ મારી પાસે નથી. જો તમને મારામાં વિશ્વાસ હોય તો મારો કેદારો રાગ ગીરવી મૂકું અને, સાથે પ્રતિજ્ઞાપૂર્વક જણાવું છું કે જ્યાંસુધી હું તમારા આ સાઠ રૂપીઆ પાછા ન આપી શકું ત્યાં સુધી મારા પ્રાણ જશે તો પણ આ કેદારો રાગ હું નહિ ગાઉં."

ધરણીધરરાયે જ્યારે હા પાડી ત્યારે નરસિંહ મહેતાએ નીચે પ્રમાણે પ્રતિજ્ઞાપત્ર લખી આપ્યું અને તેમાં પોતાની સહી કરી. એ પ્રતિજ્ઞાપત્રમાં નીચે પ્રમાણે લખી આપ્યું:—

"હું ભગવાનને સાક્ષીમાં રાખી લખી આપું છું કે જ્યાંસુધી ધરણીધરરાયને સાઠ રૂપીઆ પાછા ન આપી શકું ત્યાં સુધી હું કેદારો રાગ ગાઇશ નહિ."

નરસિંહ મહેતાએ લખી આપેલું પ્રતિજ્ઞાપત્ર ધરણીધરરાયે પોતાપાસે રાખી લીધું અને તે પછી રૂપીઆ સાઠ આપ્યા. તે રૂપીઆ લઇ બહુ પ્રસન્ન થતા મહેતાજી ઘેરે આવ્યા અને પેલા બ્રાહ્મણને તે રૂપીઆ આપ્યા. રૂપીઆ મળતાં પ્રસન્ન થયેલા તે ભૂદેવે ભક્તરાજને અંતરના આશીર્વાદ આપ્યા અને પછી ત્યાંથી વિદાય લીધી.

આવાં પ્રતિજ્ઞાપત્ર પર રૂપીઆ સાઠ આપનાર ધરણીધરરાયને નરસિંહ મહેતાના શબ્દોમાં કેટલો વિશ્વાસ હશે? અને રૂપીઆ સાઠ ધરણીધરરાયને પાછા ન અપાય ત્યાં સુધી

કેદારો રાગ ન ગાવાનો, મહેતાજીએ કરેલો નિશ્ચય તેમની અનન્ય ભક્તિની કસોટીરૂપ બન્યો. હવે શું બને છે તે આપણે જોઇએ.

સૃષ્ટિના પ્રારંભકાળથી જ દેવ અને દાનવનું–સુર ને અસુરનું યુદ્ધ ચાલ્યું આવે છે; જગતના આરંભથી જ શુભ અને અશુભ વિચારનું યુદ્ધ ચાલ્યું આવે છે, અને સજ્જન સામે દુર્જનનું યુદ્ધ પણ ચાલ્યું જ આવે છે. આ વાતના સમર્થનમાં કવિ દલપતરામના શબ્દો વાંચીએ:–

સજ્જન સૌના સ્નેહી પણ, દુષ્ટ તણે મન કાળ;
જગત્ ચક્ષુ છે સૂર્ય પણ, ઘૂડ ગણે વિકરાળ:
સજ્જનને હરકત કરે, તે જન પામે ક્લેશ;
સ્પર્શ કરે તે પરજળે, અગ્નિને નહિ દ્વેષ.

કવિ દલપતરામ આ કાવ્યદ્વારા જણાવે છે કે સજ્જન–સારો માણસ બધાનો સ્નેહી છે–બધાને ચહાય છે તો પણ દુષ્ટ માણસ તેને કાળ સમાન માને છે–તેની સામે દ્વેષની નજરથી જુએ છે, ભગવાન્ સૂર્ય આખા જગતને અજવાળું આપે છે, તો પણ ઘૂડની નજરમાં તે વિકરાળ લાગે છે. સજ્જનને જે હરકત કરે છે–દુઃખ આપે છે, તે પોતે જ દુઃખી થાય છે. અગ્નિમાં બીજા માટે દ્વેષ ન હોવા છતાં, અગ્નિને અડનાર માણસ દાઝે છે, બળે છે, કષ્ટ પામે છે.

સંતના વિરોધી અસંત હોય છે, ભક્તના વિરોધી

અભક્ત હોય છે, સજ્જનના વિરોધી દુર્જન હોય છે. જૂનાગઢના નાગર ભક્ત નરસિંહના ભક્તજીવનનું માપ ન કાઢી શકનાર અલ્પમતિ પામરજનોએ મહેતાજી વિરુદ્ધ જૂનાગઢના રા'મંડલીકને ઉશ્કેર્યો–તેના કાન ભંભેર્યા એટલે રાજાએ એ ભક્તની કસોટી કરવા નિશ્ચય કર્યો અને તેને રાજસભામાં બોલાવી આજ્ઞા ફરમાવીઃ–

"આ ફૂલનો હાર તમે તમારા હાથથી આ રાજમંદિરમાં બિરાજતા રાધાદામોદરજીના કંઠમાં પહેરાવો, આ મંદિરના દરવાજા બંધ કરી મારે હાથે તાળું દઇ તેની ચાવી મારી પાસે રાખું છું. કાલે પ્રભાત પહેલાં જો ભગવાન્ પ્રકટ થઇ સ્વયં તમારા ગળામાં આ હાર નહિ પહેરાવે તો તમારા વિરુદ્ધના આરોપ–આક્ષેપ સત્ય માની તમારો શિરચ્છેદ કરવામાં આવશે."

નરસિંહ મહેતાએ રાજાના હાથમાંથી પુષ્પહાર લઇ રાજમંદિરમાં જઇ રાધાદામોદરજીના કંઠમાં પહેરાવી દીધો અને પ્રેમભક્તિથી ચરણવંદના કરી બહાર આવ્યા. રાજાએ અંતે મંદિરને તાળું વાસી ચાવી પોતાની પાસે રાખી. ભક્ત રાજ મંદિરના ચોકમાં બેઠા અને મહેતાજીના વિદ્વેષીઓ તથા રાજા પોતે પણ ત્યાં બેઠા.

મહેતાજીના મનમાં પ્રશ્ન થયો કે મેં મારો પ્રિય કેદારો રાગ તો રૂપીઆ સાઠમાં ગીરો મૂકયો છે–તે વગર ભગવાન્‌નું આવાહન કેવી રીતે કરું ?

રા'મંડલીકના રાજમહેલમાં આવેલાં 'રાધાદામોદરજી'નાં મંદિર સામેના ચોકમાં નરસિંહ મહેતા બેઠા છે, રા'મંડલીક બેઠા છે અને મહેતાજીઓના વિરોધીઓ પણ બેઠા છે. રાત્રિનો સમય છે રાત્રિ ધીમે પગલે ચાલી જાય છે વિરોધીઓ નરસિંહ મહેતાની પ્રતિષ્ઠાની હાનિ જોવા બહુ આતુરતાથી રાહ જુએ છે, રા'મંડલીકની તલવાર ભકતરાજના શિરચ્છેદ માટે તલસી રહી છે, અને મહેતાજી પણ ચિંતામાં બેઠા છે. ભગવાનને બોલાવવા માટેનો કેદારો રાગ ધરણીધરરાયને ઘેર ગીરવી પડયો છે. એ રાગ ગાયા વગર પ્રભુ પધારે નહિ અને પ્રભુ પધારે નહિ તો પ્રભાત પડતાં મહેતાજીને શિક્ષા ખમવી પડે. મહેતાજીને મરણનો ડર નથી ભગવાનના મંદિર આગળ શરીર છોડવું પડે એને ભકતરાજ સુભાગ્ય માને છે, પરંતુ ભકતને ભગવાનના મહિમાની, ભગવાનની પ્રતિષ્ઠાની, ભગવાનની ભકતવત્સલતાની ચિંતા છે ભકતને અનેક સંકટમાં સાહાય્ય કરનાર ભગવાન્ આ સમયે સ્વયં પધારી સૌની હાજરીમાં હાર ન પહેરાવે તો વિરોધીઓએ રા'મંડલીકને મહેતાજી માટે કરેલી ફરિયાદ સાચી ઠરશે, નરસિંહ મહેતા ભકત નથી, પણ ભકિતનો દંભ કરનાર અસત્યવાદી છે, અને નરસિંહ મહેતા પર મૂકાયેલો દુરાચારનો આરોપ પણ સિદ્ધ થશે.

આ બધી પરિસ્થિતિ વચ્ચે પણ ભકતરાજનું મન દઢ છે અને ગીરવી મૂકેલો કેદારો રાગ કોઇપણ ભોગે ન ગાવો એ પોતાનો નિશ્ચય ધરણીધરરાયને જેવો જણાવ્યો હતો તેવો

જ દૃઢ છે. નરસિંહ મહેતાની કસોટી અધિક થઈ એમ ભગવાનને પણ લાગ્યું–આથી વધારે તાવણીમાં હવે ભકતને ન તાવવા ભગવાને વિચાર કર્યો. રાત્રિ જેમ જેમ ગળતી જાય છે તેમ તેમ નરસિંહ મહેતાના નિંદકોનો આનંદ મનમાં સમાતો નથી તેઓ તો સૂર્યદેવને પૂર્વદિશામાં પધારવાની પ્રાર્થના કરી રહ્યા છે અને નરસિંહ મહેતાને કટુ વચન પણ સંભળાવી રહ્યા છે.

ભકતના દુખનાં આંદોલનો વૈકુંઠલોકમાં પહોંચ્યાં અને ભગવાનને જગાડયા ભકતના સંકટનો સૂર ત્યાં પહોચ્યો અને ભગવાનને દોડાવ્યા, ભકતના હૃદયના તાર વગરના સંદેશાએ ભગવાનના હૃદયને પણ ડોલાવ્યું. પછી તો શું પૂછવું જ હોય? વિદ્યુતની તીવ્ર ગતિ નો શું? મનની તીવ્ર ગતિ તો શુ? પણ સર્વ સ્થગે વ્યાપેલા પ્રભુએ આંખ પલકારો મારે એટલા અલ્પ સમયમાં નરસિંહ મહેતાનુ રૂપ ધર્યું અને આવ્યા જૂનાગઢમા ધરણીધરરાયને ત્યા.

ધરણીધરરાયના ઘરની સાંકળ નરસિંહ મહેતાએ ખડખડાવી એટલે પથારીમાં સૂતેલા ધરણીધરરાયે પૂછ્યુ, "કોણ છે?"

ભકતના રૂપમાં આવેલા ભગવાને કહ્યું, "દરવાજો ખોલો, હું નરસિંહ મહેતા તમારુ કરજ ચૂકવવા આવ્યો છુ"

ધરણીધરરાયે બારણું ઉઘાડયાં એટલે નરસિંહરાય અંદર ગયા અને રૂપીઆ સાઠ રોકડા ગણી આપ્યા અને કરજમાંથી મુક્ત થયા. ધરણીધરરાયે નરસિંહ મહેતાએ લખી આપેલ પ્રતિજ્ઞાપત્ર ઉપર રૂપીઆ સાઠ મળ્યાની પહોંચ લખી આપી એટલે તે લઇ ભગવાન્ ત્યાંથી વિદાય થયા અને રાજ-મહેલના ચોકમાં પધાર્યા. ભક્તરાજ એ સમયની વિષમ સ્થિતિમાં પણ, જ્યારે રાતના અંધારામાંથી મૃત્યુદેવ પોતાનું કારમું મુખ દેખાડી રહ્યા છે ત્યારે પણ ભગવાનમાં અનન્ય વિશ્વાસ ધરાવનાર, પ્રભુની ભકતવત્સલતામાં દૃઢ વિશ્વાસ વાળા અને પ્રભુને જ પોતાનું સર્વસ્વ માનનારા મહેતાજી આંખો વીંચી ભગવાનના ધ્યાનમાં તન્મય બનેલા બેઠા છે. ભગવાને ભકતરાજના ખોળામાં એ પ્રતિજ્ઞાપત્ર અંતરિક્ષમાંથી નાંખ્યું ત્યારે મહેતાજી સાવધાન બન્યા. આ વાત મહેતાજી સિવાય કોઈને જાણવામાં ન આવી

ધરણીધરને આપેલ પ્રતિજ્ઞાપત્ર મહેતાજીએ પોતાના ખોળામાં જોયું, અને તેમાં લખેલા નીચેના શબ્દો તેણે વાંચ્યાઃ—

"આજ અરધી રાતે આવી નરસિંહ મહેતાએ મારા લેણા રૂપીઆ સાઠ રોકડા મને ચૂકવી આપ્યા છે અને તેની આ પહોંચ હું લખી આપું છું હવે તમે મારે ત્યાં ગીરવી મૂકેલો કેદારો રાગ ગાઇ શકો છો" લિ. ધરણીધરરાય

આ શબ્દો વાંચતાં મહેતાજી ગદ્‌ગદ્ બની ગયા અને

આંસુ સારવા લાગ્યા. ભગવાનની અનન્યકૃપાનો વિચાર કરતાં સ્તબ્ધ બન્યા અને આ શ્રમ લેવા માટે ભગવાનનો ઉપકાર માનવા લાગ્યા. પૂર્વ દિશામાં પધારી અરુણદેવ હજુ રંગોળી પૂરી રહ્યા છે અને ભગવાન્ સૂર્યની પધરામણીની આગાહી કરી રહ્યા છે એ સમયે હાથમાં કરતાલ લઈ ભકતરાજે કેદારો રાગ ગાવો શરૂ કર્યો. એ સમયની તલ્લીનતા અને ભકતરાજમાં પ્રકટેલો ભાવાવેશ અજબ હતાં. ચોકમાં બેઠેલા સૌ તેમની સામે એકીટસે જોવા લાગ્યા. અને નિંદક શિરોમણિ મહેતાજીની તન્મયતાને ગાંડપણનું નામ આપવા લાગ્યા—મરવાના ભયથી મૂંઝી રહ્યો છે. એમ મેણાં મારવા લાગ્યા.

*ત્યાં તો સૌએ મોટો કડાકો સાંભળ્યો જાણે ક્યાંક* વીજળી પડી હોય તેવો. ત્યાં તો રાજભવનનાં મંદિરની મજબૂત સાંકળ અને તેને દીધેલું મોટું તાળું એ બંને મોટા અવાજ કરતાં જમીન પર પડયાં. નરસિંહ મહેતા પર નજર માંડી રહેલા સૌએ પોતાની નજર તે તરફ ફેરવી અને ત્યાં જોયું શું ? સાંકળ અને તાળાંને જમીન પર પડેલાં. તેઓ સૌ દેખે છે તેમ મંદિરના દ્વાર પણ ખુલ્યાં અને અંદરથી ચાલ્યો આવતો દિવ્યપ્રકાશ સૌએ જોયો. આ શું હશે એમ મનમાં પ્રશ્ન કરે છે ત્યાં તેમાંથી ભગવાન્ કૃષ્ણચંદ્રની મનોહર મૂર્તિ પ્રકટે છે અને ભકતરાજ તરફ ચાલી આવતી દેખાય છે. ભકતરાજની કસોટી કરવા આવેલા સૌ આંખો ફાડીને આ દશ્ય જોવા લાગ્યા ત્યાં તો ભગવાન્ ભકતરાજ પાસે આવી પહોંચે છે અને સૌ જોઇ શકે તેમ રાં'મંડલીકે રાધા-

દામોદરજીના કંઠમાં પહેરાવેલો હાર પોતાના કંઠમાંથી ઉતારી મહેતાજીના કંઠમાં પહેરાવી દીધો. પોતાના ગળામાં હાર પડતાં મહેતાજી ધ્યાનની એકાગ્રતામાંથી જાગ્યા અને પ્રભુને સન્મુખ નિહાળી પ્રેમના સાગરમાં તરબોળ બન્યા અને બોલી ઊઠયાઃ—

"બોલો ભગવાન્ શ્રી કૃષ્ણચંદ્ર કી જય"

જૂનાગઢના છેલ્લા રાજા મંડલીકે નરસિંહ મહેતાની આકરી કસોટી કર્યાનો રોમાંચ ઊભાં કરે એવો બનાવ આપણે બરાબર જોયો. હવે તેણે સતી નાગબાઈના કરેલા અપરાધની વાત પણ વાંચીએઃ–

મોણીઆ ગામમાં ચારણ સતી નાગબાઇ પોતાના પુત્ર નાગાજણ તથા પુત્રની વહુ મીણબાઇ સાથે રહેતાં હતાં. પુત્રની વહુ સાસુજેવાં જ સાધ્વી, દેવાંગના સમાન સુંદર અને પતિભક્તિ પરાયણ હતાં. નરસિંહ મહેતાના વિરોધીઓ તથા નિંદકોએ મહેતાજીની જીવલેણ કસોટી કરાવી જેમ રાજાને પાપભાગી કર્યો હતો તેમ મંડલીકના અધમ અને દુરાચારી પાસવાનોએ રાજાને કુમાર્ગે વાળ્યો હતો. "રાજાએ સારા સલાહકાર તથા પાસવાનો રાખવા જોઇએ. પણ હલકા સલાહકાર તથા પાસવાનો ન રાખવા જોઇએ" એવો ઉપદેશ મહાત્મા શ્રીનથુરામ શર્માજીએ સરદારગઢ પધાર્યા ત્યારે દરબારે ભરેલી સભામાં વ્યાખ્યાન કરતાં બહુ ભારપૂર્વક જણાવ્યું હતું. અને તે પ્રસંગે એક ગરીબ બ્રાહ્મણનું દૃષ્ટાંત આપ્યું હતું. ધનની

આશાએ જંગલમાં ભટકતા એ બ્રાહ્મણને સિંહના સારા પાસવાન હંસ અને સારસ સિંહ પાસે લઇ ગયા અને દીન બ્રાહ્મણને સિંહને સમજાવી દાન અપાવ્યું હતું. અમુક સમય પછી એજ બ્રાહ્મણ ધનની લાલચે વનના એજ સિંહ પાસે ગયો ત્યારે સિંહે તેને નીચે પ્રમાણે જવાબ દીધોઃ—

"હંસ ગયે, સારસ ગયે, ગયે પૂરાને ઝાય;
અબ જંબુક કૌઆ રહે, યું બોલે વનરાય.
યું બોલે વનરાય, મૂઢ મતિ તેરી હોય;
બસે જિસકી પાસ, તાસ મતિ તેસી હોય.
કથે સુકવિયા કાંન, મોહી મન આવત સંસા;
ગયે સારસ અરુ હંસ, રહે જંબુક ઔર કૌઆ."

એ સિંહે બ્રાહ્મણને કહ્યું કે, "હે ભાઇ, તું પ્રથમ આવ્યો ત્યારે હંસ અને સારસ જેવા સુબુદ્ધિવાળા મારા સલાહકાર હતા, હવે તેઓ ગયા છે અને તેને બદલે કુબુદ્ધિવાળા શિયાળ અને કાગ મારા સલાહકાર બન્યા છે. જે માણુસ જેની પાસે વસે તેની બુદ્ધિ તેના જેવી થાય એ સિદ્ધાંત છે. આવે સમયે તું દાનની આશાએ આવ્યો છે એ ભૂલ કરી છે. વનરાયે જણાવ્યું કે મારા સારા સલાહકાર હંસ અને સારસ ગયા છે અને શિયાળ ને કાગડા રહ્યા છે એટલે તેઓ કદાચ મને તને દાન આપવાની સલાહને બદલે તારું ભક્ષણુ કરવાની બુરી શિખામણુ દેશે એમ મને મારા મનમાં સંદેહ રહે છે, માટે તું હવે તારા ભલાને માટે અહીંથી ચાલ્યો જા" હિંદી કવિ કાનના આ સુમધુર શબ્દોમાં

તેઓશ્રીએ 'સંગનું–સોબતનું રહસ્ય સમજાવ્યું હતું.

સારા સંગનું સારું પરિણામ છે અને બુરા સંગનું બુરું પરિણામ છે એ આપણે રા'મંડલીકના પ્રસંગથી જોઇ શકશું. રાજાના અધમ પાસવાનોએ રાજા આગળ સતી નાગબાઇના પુત્રની વહુ મીણબાઇનાં રૂપનાં બહુ બહુ વખાણ કર્યાં અને રાજાના મનમાં કુસંસ્કાર રેડયા–કુવિચાર પ્રકટાવ્યા. મૂર્ખ રાજાએ હલકી શિખામણ માની શિકારને બહાને મોણીઆ જવાનું નક્કી કર્યું અને રાજાને શોભે એવા રસાલા સાથે તેણે મોણીઆ તરફ પ્રયાણ કર્યું.

જૂનાગઢનો ધણી અને પોતાના રાજા મંડલીક મોણીઆ આવે છે એ શુભ સમાચાર નાગબાઇએ સાંભળ્યા અને મનમાં બહુ રાજી થયા. રાજાની સરભરાની તૈયારી તેણે આદરી. રાજા આવી પહોંચતાં નાગબાઇએ પોતાના સગા, નાતાદાર, ને ઓળખીતાને રાજાના ઘોડા બંધાવવાની ભલામણ કરી. માણસો માટે ઉતારાની વ્યવસ્થા કરવામાં આવી અને રા'મંડલીક માટે એક સારો ને સફાઇદાર ઓરડો કાઢયો અને રાજમહેલ જેવું જ એ મટીઅલ મકાન શણગાર્યું. ચૂનાને આંટી દે એવી ધોળી ધૂડથી એ ઓરડાની ભીંતો ધોળેલી હતી અને ગામડાની બહેનોએ ભરતથી ભરેલા ચાકળા, ચંદરવા અને તોરણ વડે એ મટીઅલ ઓરડો શોભાવ્યો હતો. એ ઘરને ભોંયતળીએ ઘરને દીપાવે એવી ગાર કરેલી હતી એ સાદા અને સ્વચ્છ ઓરડામાં રાજામાટે એક મોટો ઢોલીઓ

પાથરી રાખ્યો હતો. તેની ઉપર દળદાર ગાદલું, ઓશીકાં અને ગાલમશુરિયાં ગોઠવી દીધાં હતાં. રાજાએ ઓરડામાં આવી એ બિછાવેલા ઢાલીઆ ઉપર બેઠા. એ સમયે નાગબાઇના બે નોકરો રાજાને વીંજણાથી વાસર ઢોળવા લાગ્યા, બીજી તરફથી ઘોડાઓને ઘાંસચંદી પહોંચાડવામાં આવી અને આવેલા મહેમાનો માટે રસોઇની તૈયારી થવા માંડી.

પોતાના રાજાને અન્નદાતા, માથાનો મુગટ, “ધણી કે ગામ ધણી” માનનાર નાગબાઈ અને તેના ઘરમાણસોનો આનંદ મનમાં સમાતો નથી. હોળીના એ દિવ હતા એટલે ચારણબહેનોએ નાગબાઇને કહ્યું કે, “આઇ, ત રજા આપો તો અમે રા’ને ટીલાવવા જઇએ.” આઈ નાગબાઇએ તેમને રજા આપી અને ભલામણ કરી કે, “માર્ડ રા’થી આપણે કમણ વધુ છે? ચોખા, કંકુ, નાળિયેર લઇ રા’ને ટીલાવો, હું પણ બેઝી આવીશ.”

નાનીમોટી સઘળી ચારણબહેનો હાથમાં થાળ, કંકાવટી ચોખા, નાળિયેર વગેરે લઇ ગીત ગાતી રા’ને ઉતારે ગઇ. આઇ નાગબાઇ પણ સાથે હતાં. આ સૌમાં આગળ મીણબાઇ હતાં. આ દેવીઓ શુદ્ધ ભાવથી રાજાને ટીલાવવાને તેના પલંગ પાસે આવી પહોંચી. રાજાને પિતા માનનાર આ બહેનોએ રાજાનાં દૂરથી દુઃખણાં લીધાં અને સાધ્વી મીણબાઇએ પુત્રી પિતાને ચાંડલો કરે તેમ પ્રેમથી પોતાનો જમણો હાથ લંબાવ્યો, પણ જેનું મન અપવિત્ર છે, જેની દાનત ભ્રષ્ટ છે

એવા રાજાએ પિતાપણું છોડી પશુવૃત્તિ ધારણ કરી અને બીજે પડખે ફરી ગયો. મીણબાઇ આથી ઝંખવાણી પડી ગઇ અને આઇને કહેવા લાગી કે, "આઇ! રા' કમણ આમ કરતો છે?" માડી! આણીકોર મૂરત નહિ હોય, માટે બીજે પડખે જઇને ટીલાવો. આપણા ઇ માવતર છે, આપણે એમનાં છોરૂ છીએ." મીણબાઇ બીજે પડખે ગઇ, તો ત્યાંથી પણ રા' બીજી તરફ ફરી ગયો. આમ રા' ચારેબાજુ ફર્યો અને મીણબાઇની સામે પોતાનું મુખ રાખ્યું નહિ. આથી મીણબાઇ નિરાશ થઇ અને નિસાસો નાંખ્યો અને બોલી કે, આઇ, કાઉં કરું? રા'તો ફરતો લાટે છે." નાગબાઇ સતીનું પ્રસન્ન મુખ ક્રોધયુક્ત બન્યું. મહિષાસુરને મારવા જાણે સાક્ષાત્ કાલિકા અથવા દુર્ગા પ્રકટ થયાં હોય એવું ભયંકર સ્વરૂપ નાગબાઇએ ધારણ કર્યું અને રાજાનું અશુભ થવા બેઠું છે એમ માની એટલું જ બોલ્યાં, "હાંઉ બસ કરો ને પાછાં ફરો. રા' કાંઉ ફરે, રા'નો દી ફરે છે. લોબડીની લાજ સામું ન જોનારનાં શા હાલ થાય છે તે બધા જોશે." એટલું બોલી નાગબાઇ નીચે પ્રમાણે બોલ્યાં:–

### દુહા

"થાળ ભરી સગ મોતીએ, વહુ વધાવા જાય;
મહીપતિ ત્યાં મંડલીક, કાં મૂરખા અવળો ફર્યો?" ૧

"ગંગાજળીઆ, ગઢેચા, પંડ છે તારું પવિત્ર;
હીણિયું નજર હમીર, માવતરની ન હોય મંડલીક"

"જાશે રા'ની રીત, રા'પણું રેશે નહિ;
ભમતો માગીશ ભીખ, તેદી મું સંભારીશ મંડલીક" ૩

"ગઢ જૂનાની પોળ, દામોકુંડ દેખીશ નહિ;
રતન પડશે રોળ, મું સંભારીશ મંડલીક ૪.

આ દુહામાંના બીજા દુહા તરફ નજર જાય છે, તેના શબ્દો પર વિચાર કરવાનું મન થાય છે. સતી નાગબાઇ રા'મંડલીકને "ગંગાજળીઓ" કહી સંબોધે છે—હે મંડલીક, તું ગંગાજીનાં જલવડે સ્નાન કરનાર છે, તું જૂનાગઢનો ધણી છે, અને તારું શરીર પવિત્ર છે અને હે મંડલીક તું અમારા માવતરને સ્થાને છે એવા હે શ્રેષ્ઠ પુરુષ, તારામાં આવી હલકી નજર, આવી કુદૃષ્ટિ, આવી અધમવૃત્તિ ન શોભે, ન ઘટે.

નાગબાઇના આ શબ્દોથી રા'મંડલીકના પવિત્ર જીવનનો આછો આછો ખ્યાલ આવે છે; પરંતુ-કુસંગથી એ દુરાચાર તરફ વળ્યો હતો એ નક્કી થાય છે.

નરસિંહ મહેતા સમાન ભગવાનના અનન્ય ભક્તના અપરાધનું અને સતી નાગબાઈના અપરાધનું રા'મંડલીકને કેવું વિષમ ફલ મળ્યું એ જૂનાગઢના ઇતિહાસે બતાવી આપ્યું છે. એ છેલ્લા રાજા રા'મંડલીકે જ ચૂડાસમા વંશનો અંત આણ્યો અને ઇતિહાસના પાનાપર પોતાનું કલંકિત નામ નોંધાવ્યું.

નરસિંહ મહેતા જેવા સંત અને નાગબાઇ જેવાં સતીની અવહેલના અને તેમના સામેનાં અપકૃત્યોનું શું ફલ આવ્યું તેની સાક્ષી પૂરતો જૂનાગઢનો ઇતિહાસ ઊભો છે.

પાવાગઢ ડુંગરની તળેટીમાં વસેલ ચાંપાનેરનો ઇતિહાસ જુઓ અને તેના પતનનું કારણ તપાસો માતા કાલિકાનું અપમાન–અવહેલના અને ચાંપાનેરના રાવળ રાજા ગંગાદાસના પુત્ર જયસિંહ અથવા પતાઇ રાવળનું પતન.

બીલખાના છેલ્લા ખાંટ રાજા ભાયામેરનો ઇતિહાસ જોઇએ અને તેના પતનનું કારણ તપાસીએ.

ભાયામેરના ગોર નૂરસતાગર નામના બ્રાહ્મણ હોવા છતાં રાજાને તેમના પર ખોટો શક આવવાથી તેને મારી નાખવા માટે માણસો મોકલ્યાં. મારવા માટે ગયેલાં માણસો તેને ઘેર જઇને જુએ છે તો તેમણે નૂરસતાગરના શરીરના કટકા ત્યાં પડેલા જોયા. આ જોઇ માણસોને નવાઇ લાગી અને માન્યું કે દરબારે બીજા માણસોને મોકલી આ કામ કરાવી નાખ્યું હશે. તેઓ દરબાર પાસે ગયા અને ઉપલી હકીકત કહી. આ સાંભળી દરબાર પણ નવાઇ પામ્યા. સવાર પડયું ત્યાં નૂરસતાગર હાથમાં એકતારો લઇ ભગવાનના ભજન લલકારતા દરબારગઢ આગળથી નીકળ્યા. પોતે દરબારના ગોર હોવાથી દરબારનું અશુભ થાય એવો શાપ ન આપ્યો, પણ દરબારે કરવા ધારેલાં અશુભ કર્મનો બદલો તેને મળ્યા વગર થોડા રહે?

દરબારના ગુરુ જયરામભારતી વિરુદ્ધ પણ તેમના ખાસ માણસોએ દરબારના કાન ભંભેર્યા અને ખોટી બાતમી આપી. જયરામભારતી ગાયનું માંસ ખાય છે એવી એ બાતમી હતી આ વાતની નજરોનજર પરીક્ષા કરવા માટે દરબારે નક્કી કર્યું. તક સાધી એક દિવસ દરબાર અને તેમના હજુરીઆઓ ગુરુના મકાનપર આવ્યા. એ વખતે ગુરુના ભંડારામાં એક સગડીપર હાંડલી પડી હતી. તેમાં શું છે એ જોવાની ઇચ્છાથી એક ખાસો દરબારના હોકામાટે દેવતા લેવાને બહાને ત્યાં ગયો અને હાંડલી ઉઘાડી તેણે જોયું. ત્યા તેને ગાયનું માંસ જોવામાં આવ્યું. મનમાં બહુ હરખાતો હરખાતો તે બહાર આવ્યો અને કોઈ ન સાંભળે તેમ તેણે દરબારના કાનમાં એ વાત કહી દીધી. અને નજરોનજર તે જોવાનું સૂચન કર્યું. દરબાર હોકો પીતા પીતા બોલ્યા, "માળા, દેવતા આવો લેવાય ? લાવ, હું જાતે જ જઈ લઈ આવું" રાજાના આ શબ્દો સાંભળી તેમના ગુરુ જયરામભારતી બોલી ઊઠયા, "ભાયામેર, તુમ દરબાર હો, ભીતર કોઈ નોકરકો ભેજ, તૂ મત જા." ગુરુની આ આજ્ઞા દરબાર ન માન્યા, પણ જાતે અંદર ગયા અને જઈને હાંડલીમાં જોયુ. હાંડલીમાં ગાયના માંસને બદલે ચોખા ચડતા તેણે જોયા. પોતાના ગુરુની આ પરીક્ષા કરવા માટે દરબારને બહુ પસ્તાવો થયો, પણ પછી શું થાય ? ગુરુએ દરબારને બહુ ઠપકો આપ્યો અને ગુરુના છિદ્ર જોવા બદલ અસંતોષ દેખાડયો. ત્યાં બેઠેલા સૌના મનની શંકા ટાળવા માટે ગુરુ જાતે ભંડા-

શામાં ગયા અને હાંડલી બહાર લાવ્યા અને સૌની સામે જમીનપર પછાડીને ફોડી નાંખી। તેમાંથી ભાતનો ઢગલો નીચે પડયો અને તેમાંથી ઉત્તમ વાસ નીકળવા લાગી. દરબાર અને દરબારીઓ વિમાસણમાં પડી શરમીંદા બન્યા, પણ તેમની એ પ્રવૃત્તિ બહુ અશુભ હતી. સંતસમા ગોર અને ગુરુની આવી ખોટી પરીક્ષા ને હત્યાનો પાપમય વિચાર–તેનું ફલ બીજું શું હોય ? ભાયામેરે બીલખાની ગાદી ગુમાવી અને તેને સ્થાને બીલખામાં કાઠી દરબારોનું રાજ્ય થયું. પશ્ચિમ દિશામાં આવેલું જૂનું બીલખા ઉજ્જડ બન્યું અને તેને બદલે પૂર્વ દિશામાં કાદવીનદી અને ભઠી નદીની વચ્ચે નવું બીલખા વસ્યું. નવું એજ છે અત્યારનું બીલખા.

શ્રીપતંજલિમુનિએ "યોગદર્શન" લખ્યું છે અને તે "યોગદર્શન"નું નામ છે "શ્રીપાતંજલયોગદર્શન." તે પાતંજલયોગદર્શનપર બીલખા–આનંદાશ્રમના આચાર્યપ્રવર મહાત્મા શ્રીનથુરામશર્માજીએ "શ્રીરહસ્યદીપિકા" નામની વિસ્તૃત ગુજરાતી ટીકા લખી છે. તેમાં નીચે પ્રમાણે લખ્યું છેઃ–

"મહાનુભાવ તપસ્વીને તીવ્રદ્વેષવડે પુનઃ પુનઃ અપકાર કરવારૂપ તીવ્રપાપકર્મવડે સંપાદન કરવામાં આવેલો પાપ-કર્માશય પણ તેજ જન્મમાં સદ્ય વિપાક પામી કર્તાને તેના ફલનો ભોગ કરાવે છે તે પાપકર્માશય દૃષ્ટજન્મવેદનીય પાપ કર્માશય છે. જેમ ઇન્દ્રપણાને પામેલો નહુષ રાજા [illegible] મહર્ષિઓનો અપરાધ કરવાથી પોતાના તે [illegible]

તેજ જન્મમાં સર્પરૂપ તિર્યગ્યોનિને પ્રાપ્ત થયો હતો, અને ઉર્વશી ભગવાન્ ષડાનનનો અપરાધ કરવાથી પોતાના પરિણામને ત્યજીને તેજ જન્મમા 'લતારૂપ પરિણામને પામી હતી. એ બન્ને દૃષ્ટાન્તો દૃષ્ટજન્મવેદનીય પાપકર્માશયનાં જાણવાં."

અતિતીવ્ર અથવા તીવ્રતમ પાપ કરનારને એજ જન્મમા તેનાં એ પાપકર્મનુ ફલ મળે છે. આને યોગદર્શનમાં દૃષ્ટજન્મવેદનીય પાપકર્માશય કહેવામા આવે છે

નહુષરાજાનુ દૃષ્ટાંત જાણવા માટે આપણે વ્યાસભગવાને રચેલ "મહાભારત"ના વનપર્વ અને ઉદ્યોગપર્વમા જવુ પડશે. ત્યાં તમને નીચે પ્રમાણે હકીકત મળશે –

નહુષરાજા આયુના પુત્ર થાય, પુરૂરવસના પૌત્ર થાય, અને યયાતિના પિતા થાય. તે બહુ બુદ્ધિશાળી ને બલવાન્ રાજા હતા વૃત્ર નામના અસુરને માર્યા પછી તે પાપના પ્રાયશ્ચિત માટે ઇન્દ્રને ઇન્દ્રપદ છોડવુ પડયુ ત્યારે દેવતાઓએ રાજા નહુષને ઇન્દ્રાસન આપ્યુ. બુદ્ધિમાન્ માણસ પણ મોટી સત્તા મળવાથી અભિમાની થઈ જાય છે. તેમ નહુષ પણ ઇન્દ્રનું પદ મળવાથી ગર્વિષ્ટ બની ગયો તે એટલે સુધી કે પોતાની પાલખી ઉપાડવા માટે સામાન્ય માણસો રાખવાને બદલે તેણે મોટા મોટા ઋષિઓને એ કામ કરવા આજ્ઞા કરી અને તેમની પાસે પોતાની પાલખી ઉપડાવવા લાગ્યો આ પાલખી ઉપાડવા માટે નહુષ રાજા અગસ્ત્ય જેવા મહાસમર્થ

મહર્ષિનો પણ ઉપયોગ કરવા લાગ્યો અને પોતે પાલખીમાં બેઠો હતો ત્યારે તેણે મહર્ષિ અગસ્ત્યના મસ્તકને પોતાનો પગ અડાડયો અને અભિમાનથી બોલ્યો "સર્પ." આ સંસ્કૃત શબ્દનો અર્થ થાય છે.–"આગળ ચાલો–ચાલવામાં ઉતાવળ કરો અથવા ઉતાવળથી ચાલો." મહાશક્તિશાળી અને તપોમૂર્તિ અગસ્ત્ય નહુષ રાજાનો એ અસભ્ય શબ્દ સાંભળી અને પોતાના મસ્તકને તેણે પગ અડાડયો એ અસભ્ય વર્તન જોઇ બહુ અપ્રસન્ન થયા અને બોલ્યા–"**સર્પોભવ**"–બ્રહ્માસમાન પવિત્ર બ્રહ્મર્ષિઓનું અપમાન કરનાર "**તું સર્પથા,**" એ મહર્ષિના મુખમાંથી એ શબ્દો સર્યા અને એ શાપના પ્રભાવે નહુષ રાજાનું સ્વર્ગમાંથી પતન થયું. ઇન્દ્રલોકમાંથી પતન થયું અને દ્વૈતનામના વનમાં નહુષ રાજા એક મોટો સર્પ–અજગર થઇને પડયો. જોયું આ મહાપ્રતાપી તપસ્વીના અપમાનનું ભયંકર ફલ !

હવે આપણે ઉર્વશીનો પ્રસંગ નિહાળવા કવિવર કાલિદાસ વિરચિત "વિક્રમોર્વશીયમ્" નામક સંસ્કૃત નાટકના ચોથા અંકમાં ડોકિયું કરીએ.

આ ઉર્વશી કોણ એ આપણે પ્રથમ જાણીએ. નર અને નારાયણ નામના ઋષિઓ–જેમને કેટલેક સ્થળે **દેવૌ** કહેવામાં આવ્યા છે, અથવા **પૂર્વદેવૌ** કહેવામાં આવ્યા છે, અથવા **તાપસૌ** કહેવામાં અવ્યા છે, અથવા **ઋષિસત્તમૌ** કહેવામાં આવ્યા છે–હિમાલયના બદરિકાશ્રમમાં તપ તપતા

હતા. તેમના અતિ ઉગ્ર તપથી ભયપામેલા ઇન્દ્રદેવે તેમના તપનો ભંગ કરવા કામદેવ જોડે વસંત અને સ્વર્ગની સુંદર અપ્સરાઓને મોકલી. કામદેવના આ સૈન્યને ત્યાં આવેલું જોઇને નારાયણ ઋષિ ઇન્દ્રરાજાના આશયને સમજી ગયા. તેમણે ત્યાં આવેલા એ અતિથિઓનો બહુ સૌજન્યથી સત્કાર કર્યો અને પછી આવેલા અતિથિઓને ભેટ આપવાનો વિચાર કર્યો. પોતાના ઉરૂમાંથી–સાથળમાંથી અનુપમ સૌંદર્યવાળી ઉર્વશી નામની એક અપ્સરાને ઉત્પન્ન કરી. ઉર્વશીનું રૂપ નિહાળીને નારાયણ ઋષિને લોભાવવા આવનાર કામદેવ પોતે લોભાય ગયા, અને નારાયણ ઋષિને મોહ પમાડવા આવેલી સ્વર્ગની સુંદરીઓ પોતે મોહવશ બની ગઇ. જોયો નારાયણ ઋષિના તપનો પ્રભાવ? જોઇ તેમની અલૌકિક શક્તિ? જે કામદેવે મેનકાની મદદવડે વિશ્વામિત્ર ઋષિના તપનો ભંગ કર્યો હતો–એ કામદેવ અહીંથી હાર પામી સ્વર્ગે સધાવ્યા અને ઇન્દ્રદેવને પણ આશ્ચર્ય પમાડે એવી સૌંદર્યપ્રતિમા સાથે લેતા ગયા. આ ઉર્વશીના રૂપના વખાણ સાંભળવા હોય તો રાજા પુરૂરવસને સ્વર્ગની અપ્સરા રંભાએ કહેલા શબ્દો સાંભળીએઃ–

"ઉર્વશી સુકુમારં પ્રહરણં મહેન્દ્રસ્ય, પ્રત્યાદેશો રૂપગર્વિતાયાઃ શ્રિયઃ, અલંકારઃ સ્વર્ગસ્ય."

"તપસ્વીઓના તપભંગમાટે આ ઉર્વશી ઇન્દ્રરાજાનું સુકોમળ હથિયાર છે, પોતાના રૂપનું અભિમાન રાખનાર

લક્ષ્મીના રૂપનું અભિમાન ગાળી નાખનારી સૌંદર્યમૂર્તિ છે, અને સ્વર્ગલોકને પણ શોભા આપનારી છે."

પ્રયાગરાજ સામે આવેલ પ્રતિષ્ઠાનપુર નામની રાજધાનીમાં રાજ્ય કરતા ચંદ્રવંશના રાજા પુરુરવસની આ ઉર્વશી બીજી રાણી બની હતી. એક સમયે રાજા પુરુરવસ ઉર્વશીને લઈને વિહાર કરવા ગંધમાદન પર્વત પાસેના વનમાં ગયા હતા. ત્યાં ગયા પછી કારણવશાત્ ઉર્વશી રાજાથી નારાજ બની અને તેને છોડી છાનીમાની વનમાં ચાલી ગઇ. ભગવાન શંકરના પુત્ર ષડાનન, અથવા કાર્તિકેય–કાર્તિકસ્વામી, અથવા સ્કંદ અથવા કુમારના વન પાસે તે આવી પહોંચી. કુમાર મહાન્ તપસ્વી બ્રહ્મચારી હતા અને કોઇપણ સ્ત્રી તેમની દૃષ્ટિએ ન પડવી જોઇએ. એવું તેમનું વ્રત હતુ, નિયમ હતો, ટેક હતી અને એટલે જ કવિવર કાલિદાસે કુમારના વનને **"સ્ત્રીજન પરિહરણીય કુમારવન"** કહેલું છે. તેનો શબ્દાર્થ એ છે કે કુમારનું વન સ્ત્રીઓ વડે ત્યાગ કરવા યોગ્ય છે. એટલે સ્ત્રીઓએ તેનાથી દૂર રહેવું જોઇએ અથવા તેમાં પ્રવેશ ન કરવો જોઇએ આમ છતાં જો તેમાં પ્રવેશ થાય તો એ વનના નિયમનો ભંગ થયો–કાર્તિકસ્વામીની આજ્ઞાનો ભંગ થયો ગણાય અને ત્યાં પ્રવેશ કરનારને તેની શિક્ષા મળે. ઉર્વશીએ પ્રમાદથી કુમારના વનની હદમાં પ્રવેશ કર્યો અને તેને દંડ મળ્યો, ઉર્વશીનું સ્ત્રીશરીર બદલાય ગયું અને ઉર્વશી ત્યાંને ત્યાં લતા–વેલો–બની ગઇ. ભગવાન્ શંકરના પુત્ર ષડાનનના અપરાધનું ઉર્વશીને આ ફલ મળ્યું.

બંધુઓ ! જૂનાગઢ, પાવાગઢ, બીલખાના પતનનો ઇતિહાસ માત્ર રા'મંડલીક, પતાઈ રાવળ અને ભાયાભેર એ નામના ત્રણ રાજાઓના પતનનો જ માત્ર ઇતિહાસ નથી, પરંતુ એ ઇતિહાસ છે અશુભ કર્મ કરનાર માનવમાત્રનો પછી તે સંસારનો સમ્રાટ્ હોય કે સરસુખત્યાર હોય, રાજા હોય કે રંક હોય, શ્રીમંત હોય કે ભિખારી હોય, ઇન્દ્રાસને બિરાજનાર રાજા નહુષ હોય કે ઇન્દ્રલોકને શોભાવનારી ઉર્વશી હોય. સમસ્ત વિશ્વમાંનું કોઇ ઇશ્વરભણી, ઇશ્વરના અવતારભણી, દેવભણી કે દેવીભણી, સંતભણી કે સતીભણી દ્વેષબુદ્ધિ રાખે છે, દ્રોહ રાખે છે, તિરસ્કાર અથવા અવહેલના કેળવે છે અથવા મનવડે, વચનવડે, ને કર્મવડે કાંઈ અશુભ કરે છે તે સૌની સામે આ બધા પ્રસંગો ઇશ્વરીદંડની લાલબત્તી ધરે છે.'

ચૂડાસમા વંશના છેલ્લા રા'મંડલીક પછી જૂનાગઢ ગુજરાતના સુલતાનના કબજામાં ગયું અને ઇ. સ. ૧૪૭૨થી ઇ. સ. ૧૫૭૩ સુધી એટલે ૧૦૦ વરસ સુધી જૂનાગઢમાં ગુજરાતના સુલતાનોનો અમલ રહ્યો. સુલતાનો અમદાવાદમાં રહી જૂનાગઢનો રાજ્ય કારભાર પોતાના હાકેમો–સુબાઓ–મોકલીને ચલાવતા. ૧૦૦ વરસના ગાળામાં જૂનાગઢમાં સાત હાકેમો આવ્યા. જૂનાગઢના છેલ્લા હાકેમ દોલતખાન ગોરીના વખતમાં દિલ્હીની ગાદીએ મોગલવંશનો મહાન્ અકબર બાદશાહ હતો. તેણે ઇ. સ. ૧૫૭૩ માં ગુજરાત જીતી લીધું ને ઇ. સ. ૧૫૯૨ માં કાઠીઆવાડ–સૌરાષ્ટ્ર–પૂરેપૂરું જિતી

તેણે પોતાનો અમલ ત્યાં સ્થાપ્યો. તે સમયથી જૂનાગઢ દિલ્હીની બાદશાહી નીચે ગયું.

ઇ. સ. ૧૫૯૨ થી ઇ. સ. ૧૭૪૮ સુધી એટલે ૧૫૬ વરસ સુધી મોગલોનો અમલ જૂનાગઢમાં ચાલ્યો. તે પછી જૂનાગઢમાં બાબીવંશનું રાજ્ય શરૂ થયું. અરબસ્તાનમાં આશરે ૧૨૦૦ વરસ પહેલાં "બાબી" નામના એક મોટા માણસ થઇ ગયા હતા. તેથી તેમના વંશજો "બાબી" કહેવાય છે.

દિલ્હીના બાદશાહો તરફથી કુલ ૪૧ ફોજદારો જૂનાગઢમાં આવ્યા હતા તેમાં ૧૯ મો ફોજદાર સરદારખાન આવ્યો તેણે હાલનો સરદારબાગ કરાવ્યો છે તથા જૂનાગઢ અને પ્રભાસપાટણમાં તળાવો બંધાવ્યાં છે. જૂનાગઢના છેલ્લા ફોજદાર બહાદુરખાન બાબીને તેની સારી કામગીરી બદલ શેરખાન' અને 'નવાબ' નામના બે ઇલકાબો મળ્યા હતા અને સોરઠ જાગીરમાં મળ્યું હતું. આ બહાદુરખાન બાબીએ અથવા શેરખાન બાબીએ ઇ. સ. ૧૭૪૮ માં જૂનાગઢમાં પોતાનું સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું.

જૂનાગઢમાં બાબીવંશનું અથવા નવાબોનું રાજ્ય ઇ. સ ૧૭૪૮ થી ઇ. સ. ૧૯૪૭ સુધી એટલે લગભગ ૨૦૦ વરસ સુધી ચાલ્યું અને જૂનાગઢની ગાદીએ એકદર નવ નવાબો આવ્યા.

પહેલા નવાબ સાહેબ બહાદુરખાન ઉર્ફે શેરખાન.

ઈ. સ. ૧૭૪૮ થી ઈ. સ. ૧૭૫૮ – ૧૦ વરસ.

બીજા નવાબ સાહેબ મહાબતખાન પહેલા.

ઈ. સ. ૧૭૫૮ થી ઇ. સ. ૧૭૭૫ – ૧૭ વરસ,

તેમના રાજ્યમાં પહેલો બખેડો આરબોએ પગાર નહિ મળવાથી ઉપાડયો હતો. તેઓએ ઉપરકોટનો કિલ્લો કબજે કરી લીધો હતો. આરબોનો બખેડો માંગરોળવાળા અમરજી ભાઈએ તેની સાથે આવેલા આરબોની મદદથી સમાવ્યો હતો. આથી નવાબ સાહેબ બહુ રાજી થયા અને અમરજીભાઈને સારી નોકરી આપી. ધીમે ધીમે અમરજીભાઈ દીવાનપદે પહોંચ્યા હતા.

ત્રીજા નવાબ સાહેબ હામદખાન પહેલા.

ઈ. સ. ૧૭૭૫ થી ઈ. સ. ૧૮૧૧ – ૩૬ વરસ.

આ નવાબ સાહેબ ગાદીએ બેઠા ત્યારે તેમની ઉમર માત્ર આઠ વરસની હતી, એટલે રાજકારભાર અમરજી દીવાન ચલાવતા હતા. આ નવાબ સાહેબના સમયમાં અમરજી દીવાને ઘણાં પરાક્રમો કરી સારી નામના મેળવી હતી

. તેમણે માંગરોળના શેખમિયાને હરાવી જૂનાગઢના તાબેદાર બનાવ્યા હતા. ઉપરાંત સીલ, મહિયારી, બગસરા,

ઊના, દેલવાડા અને કુતિયાણાને જૂનાગઢ રાજ્યમાં ભેળવી રાજ્યનો વિસ્તાર કર્યો હતો.

ગીરના બહારવટીઆ, માળીઆના મીઆણા અને ઓખાના વાઘેરોનું જોર ઓછું કર્યું હતું અને બાબરીઆવાડ જૂનાગઢમાં જોડી દીધું.

જ્યારે અમરજીભાઇ જૂનાગઢ રાજ્યના દીવાન હતા તે સમયમાં તેમના સમકાલીન ચાર બહાદુર અને મુત્સદ્દી પુરુષો થઇ ગયેલા. એક હતા ભાવનગરના મહારાજા વખતસિંહજી, બીજા હતા ગોંડલ રાજ્યના રાજા ભાકુંભાજી, ત્રીજા હતા જામનગરના મેરૂભા અને ચોથા હતા કચ્છના દીવાન ફતેહમહમદ. આ ચારે રાજ્યના ઇતિહાસોએ તેમનાં શૌર્ય અને રાજ્યચાતુર્યનાં વખાણ કર્યાં છે. જામનગરના દીવાન મેરૂભાનાં વખાણ એક ગઢવીએ આટલે સુધી કર્યાં છેઃ–

"ગાલા, ગાલા, ગાલા, ગાઠણ હેઠ કંઇક નર નમાવીઆ;
ભૂપત છોડે ભેટ, મેરૂઆ તારી મેડીએ"

ભાવનગરની ગાદીએ મોટા બળવાન રાજાઓ થયા છે. તેમાં વખતસિંહજી ઉર્ફે આતાભાઇ પ્રથમ સ્થાને આવે છે.

"મારે તેની તલવાર અને જિતે તેનું રાજ્ય" એવી હતી એ સમયની પરિસ્થિતિ. વખતસિંહજીએ ચોરલૂંટારાઓથી રાજ્યનું રક્ષણ કર્યું અને રાજ્યમાં શાંતિ આણી. તેમણે

રણમેદાનમાં બહાદુરી દેખાડી ક્ષત્રિયવટને શોભાવી છે અને ઈ. સ. ૧૭૨૩ માં ભાવનગર વસાવનાર મહારાજા ભાવસિંહજી–પોતાના દાદાજેવી અમર નામના મેળવી છે. વખતસિંહજીએ અતિશય સાહસ અને પરાક્રમથી તળાજા, મહુવા, રાજુલા, કુંડલા અને લીલીઆ મેળવ્યાં અને ભાવનગરની સીમા તથા સત્તામાં વધારો કર્યો. પોતે લડાઇમાં જિત મેળવતા તેમાં ઇશ્વરની કૃપા માનતા, એટલી તેમની ધર્મબુદ્ધિ હતી. તેમણે દ્વારકા, પ્રભાસપાટણ, ડાકોર વગેરે તીર્થસ્થળોની યાત્રા પણ કરી હતી. તેમને ધર્મ ઉપર શ્રદ્ધા હતી.

હવે આપણે ભાકુંભાજીનું જીવન જોઇએ.

ગોંડલના રાજ્યને આબાદ કરનાર આ ભાકુંભાજી હતા. ગામડામાં વખતે વખતે ફરતા અને પ્રજાની ફરિયાદ સાંભળતા અને પ્રજાને કશી મુંઝવણ હોય તો તે ટાળતા.

એક સમયે ગામડાના ખેડુતો ગોંડલ વજે–ખેતરમાં ઉત્પન્ન થયેલ અનાજનો રાજ્યભાગ નાખવા આવ્યા ત્યારે તેમાંના એક ખેડુતનાઃ બળદ બહુ નબળા જોયા. એટલે કુંભાજીએ એ ખેડૂને કારણ પૂછ્યું. જવાબમાં ખેડુએ પોતાની કંગાલ સ્થિતિને બરાબર કહી દેખાડી. તેની કંગાલ હાલતની વાત સાંભળી દરબારને બહુ દયા આવી અને તેથી તેને હુકમ આપ્યો કે, "જા, જ્યાંસુધી તારા બળદ બીજા ખેડુના બળદ જેવા મજબૂત ન થાય, ત્યાંસુધી તારી વજે માફ છે–તારે ત્યાંસુધી રાજ્યના ભાગનું અનાજ આપવા અહીં ન આવવું."

રાજાના આ પ્રેમભર્યાં ઉદાર વચનો સાંભળી તે ખેડુ હરખાતો હરખાતો પોતાને ગામ ગયો અને પોતાના ખેતરનું કામ બહુ ઉમંગથી કરવા લાગ્યો અને ત્રીજે વરસે બહુ મજ-બૂત અને દેખાવડા બળદ જોડી પોતાનું ગાડું ગોંડલ લાવ્યો અને દરબારને એક સાથે ત્રણે વરસનો રાજ્યભાગ આપ્યો. જો રાજા રૈયતની પિતાપેઠે સંભાળ રાખે તો પછી પ્રજાપણ પુત્રપેઠે વર્તે કેમ નહિ ? શાસન કરનાર રાજા હોય કે લોક-શાહી હોય, ગમે તે હોય, પણ જો ભગવાન્ રામચંદ્રજીની પેઠે પ્રજાપાલક હોય તોજ પ્રજાનું કલ્યાણ થાય.

ચોથા નવાબ સાહેબ બહાદુરખાન બીજા.

ઈ સ. ૧૮૧૧ થી ઈ. સ. ૧૮૪૦ – ૨૯ વરસ

આ નવાબ સાહેબના રાજ્યમાં એક વરસ ભયંકર રોગચાળો ફાટી નીકળ્યો હતો અને પાંચ વરસ પછી મોટો ધરતીકંપ થયો હતો. એ બંને વખતે રૈયતને તેમણે બહુ રાહત આપી હતી.

આ નવાબ સાહેબના સમયમાં ઇ. સ. ૧૮૨૦ માં અંગ્રેજ સરકારનું કામ કરવા કાઠિયાવાડમાં એજન્સિની સ્થાપના થઇ.

આ નવાબ સાહેબના સમયમાં બાવાવાળો કાઠી બહાર-વટે નીકળ્યો હતો. તેણે કેપ્ટન ગ્રાન્ટ નામના દરિયાઇ લશ્કરના

અંગ્રેજ અમલદારને પકડી પોતાને ત્યાં ચાર માસ રાખ્યો હતો નવાબ સાહેબે તેને સમજાવી કેપ્ટન ગ્રાન્ટને છોડાવ્યા હતા સદ્ગત ઝવેરચંદ મેઘાણીએ "સોરઠના બહારવટીઆ" નામ પુસ્તકમાં બાવાવાળાની વાત રસમય રીતે લખી છે.

નવાબ સાહેબે જૂનાગઢમાં ટંકશાળ સ્થાપી દીવાનશાહી કોરીનું ચલણ ચાલુ કર્યું. આ કોરી આપણા જૂના સમયના ચારઆનાના રૂપાના સિક્કાના જેટલી કિમ્મતનો દેશીસિક્કો ચલણું નાણું હતું. સામાન્ય રીતે એક રૂપિયાની ચાર કોરી આવે અને એક કોરીના આશરે ચાલીશ દોકડા આવે. દોકડો પણ જૂનાગઢની ટંકશાળમાં બનતો અને તે તાંબાનો બનતો. એ યુગમાં જૂનાગઢનો વ્યવહાર કોરી અને દોકડામાં ચાલતો અને પ્રજા સુખમય સોંઘવારીમાં જીવન ગાળતી.

પાંચમા નવાબ સાહેબ હામેદખાન બીજા.

ઇ. સ. ૧૮૪૦ થી ઇ. સ. ૧૮૫૧ — ૧૧ વરસ

આ નવાબ સાહેબ પ્રજાની ફરિયાદ જાતે સાંભળતા અને પછી ન્યાય આપતા. તેમને ગુજરાતી ભાષાનું સારું જ્ઞાન હતું.

છઠ્ઠા નવાબ સાહેબ સર મહાબતખાન બીજા.

ઇ. સ. ૧૮૫૧ થી ઇ. સ. ૧૮૮૨ — ૩૧ વરસ

પાંચમા નવાબ સાહેબ અપુત્ર મરણ પામ્યા હતા

એટલે તેમની પછી તેમના ભાઇ મહાબતખાન નાની ઉમ્મરે ગાદીએ બેઠા હતા. તેમણે ગોકુલજી ઝાલાને દીવાન તરીકે પસંદ કર્યા અને વજીરની નવી જગ્યા કાઢી બહાઉદ્દીનભાઇને વજીર બનાવ્યા અને ઇ. સ. ૧૮૬૨ માં તેમને અગતરાય નામનું ગામ જાગીરમાં આપ્યું.

અંગ્રેજ સરકારે તેમને કે. સી. એસ. આઇ.નો ઇલકાબ આપ્યો હતો.

ઇ. સ. ૧૮૬૪ મા તેમણે "સૌરાષ્ટ્ર પોસ્ટ" ખાતું એટલે જૂનાગઢ રાજ્યમાં પહોચી શકે એવી દેશી ટપાલની વ્યવસ્થા કરી અને સરકારી છાપખાનું શરૂ કરી રાજ્યમાટે "દસ્તુરલ અમલ"નું ચોપાનિયું છાપવાની વ્યવસ્થા ઈ સ. ૧૮૮૬ માં કરી.

તેમના સમયમા આયના મહેલ, સરકલ ચોક, મહાબત મંઝીલ, બહાદુરખાનજી હાઇસ્કૂલ વગેરે ઇમારતો બધાણી હતી.

તેઓ પવિત્ર પુરુષ હતા અને ગુજરાતી, ઉર્દુ અને ફારસી ભાષાનું સારુ જ્ઞાન ધરાવતા હતા

સાતમા નવાબ સર બહાદુરખાન ત્રીજા.

ઇ. સ. ૧૮૮૨ થી ઇ. સ. ૧૮૯૨ સુધી — ૧૦ વરસ.

તેમણે રાજકોટની રાજકુમાર કોલેજ...

લયમાં અભ્યાસ કર્યો હતો અને હિંદુસ્થાનની મુસાફરી કરી અનુભવ મેળવ્યો હતો.

બહાઉદ્દીનભાઈ તેમના વજીર હતા અને સાલે હિંદી તેમના દીવાન હતા.

તેમના રાજ્યકાળમાં કાદુ મકરાણીનું બહારવટું થયેલું. કાદુનું મૂળ નામ હતું કાદર બક્ષ. કાદુ જૂનાગઢ રાજ્ય સામેનો હતો તો એક બહારવટીઓ, પણ તે ભાવનગર રાજ્ય સામે બહારવટું ખેડનાર જોગીદાસ ખુમાણ જેવો ચારિત્ર્યવાન્ હતો. ઝવેરચંદ મેઘાણીએ લખેલી તેના બહારવટાંની વાત વાંચવાથી વાંચકને આ પ્રસંગનો સુંદર ખ્યાલ આવશે.

રાજ્યસામે બહારવટે નીકળેલા બહારવટીઆ મનાય છે–ગણાય છે, પરંતુ તેમાંના કેટલાકમાં સાધુપુરુષને શોભાવે એવી સભ્યતા હોય છે, તેમનામાં પવિત્રપુરુષની છાપ પાડે એવું ચારિત્ર્ય–શીલ–હોય છે, અને માનવતાથી ધબકતું હૈયું હોય છે.

ભાવનગરના રાજ્યસામે બહારવટે નીકળેલા જોગીદાસ ખુમાણને તેમના સાથીદારોએ સુંદર સદેશો આપ્યો, "બાપુ, ભાવનગરના મહારાણી વેલડામાં ચાલ્યાં જાય છે. સાથે ઝાઝા અંગરક્ષકો નથી. આ તક સુંદર છે મહારાણીને કેદ કરી લઇએ એટલે બહારવટાનો છેડો આવી જાય" સાથીદારોના આ શબ્દો સાંભળી હરખાવાને બદલે જોગીદાસની આંખો રાતી

બની અને મોઢામાંથી સાથીદારોએ નહિ ધારેલા શબ્દો નીકળ્યા, "આપણું બહારવટું ભાવનગરના મહારાજા સામે છે કે ભાવનગરનાં મહારાણી સામે? મહારાણી તો મારાં બહેન થાય. મારે તેને કાપડું આપવું જોઇએ."

પોતાના પતિ સામે બહારવટું ખેડતા એ ભડવીર ખુમાણના મોઢાના એ શબ્દો સાંભળી મહારાણીનું હૈયું આનંદથી ગજગજ ઊછળ્યું. બહારવટીઆથી ઘેરાયેલાં અને ભયથી કંપતા મહારાણીના મનમાં પણ એ બહાદુર બહારવટીઆ માટે બહેનનો નિર્મલ પ્રેમ જાગી ઊઠયો. મહારાણીએ પ્રવાસ બંધ કર્યો અને ભાઈ માનેલા જોગીદાસને સમાધાનનું વચન આપ્યું. મહારાણીનું વેલડું પાછું ભાવનગર આવી પહોંચ્યું—અને મહારાણીએ મહારાજાને બહારવટીઆની માણસાઇની પેટભરીને વાતો કરી અને આંસુભીની આંખે જણાવ્યું, "મહારાજ, તમે એ માની શકો ખરા કે તમારા સામે નીકળેલો બહારવટીઓ તમારી હાથમાં આવેલી રાણીને જીવતી મૂકે ખરો? એવા ભયંકર માણસોના હાથમાં આવ્યા પછી જીવનની શી દશા થાય? આ બધી વાતની કલ્પના તમારા હૃદયને સોંપું છું ન્યાયની તુલામાં તમે તેને તોળી જુઓ. આવું છતા મને માની જણી બહેન માની જવા દીધી. એ બહારવટીઓ ગણાય કે દેવલોકનો ફિરસ્તો?" રાણીના આ અનુભવબોલ સાંભળી મહારાજાના મનમાં અનુકંપાનો, પ્રેમનો અને ન્યાયનો સંચાર થયો અને મેઘાણી લખે છે તેમ મહારાજાએ જોગીદાસને માનભરી રીતે ભાવનગર બોલાવી

સમાધાન કર્યું".

ગોહીલવાડના નરરત્ન જોગીદાસ ખુમાણની જીવન ઝરમર નજર પડતાં એક પવિત્ર પુરુષની ઝાંખી થાય છે. લોકગીતમાં ગવાતી નીચેની લીટીઓમાં જોગીદાસના જીવનમાં વણાયેલી "માતૃવત્ પરદારેષુ" અથવા "માતાસમાન પરસ્ત્રી" ની ધર્મભાવના જોવા મળે છે.

"પરનારી પેખી નહિ, મીટ માણેરા"
અને
"ઢુંકડો નાર થીએ, ઘત ખુમા ચળિયું નહિ"

લોકગીતની આ બે લીટીઓમાં કોનું શબ્દચિત્ર છે? બહારવટીઆ જોગીદાસના સાધુજીવનનું. પરસ્ત્રીને માતાસમાન માની તેની સામે એકાગ્ર દૃષ્ટિથી અથવા નજર તાંકીને ન જોવુ એ સામાન્ય વાત નથી. આંખ ઉપરના સંયમનો એ ઊંચો પ્રકાર છે અને મોહવશ કરે એવી ઠમકતી ચાલથી પણ ચિત્તને ચળવા ન દેવું—મોહવશ થવા ન દેવું એ પણ પવિત્ર જીવનનો પુરાવો છે.

આંગ્લ—અંગ્રેજ—નવલકથાકાર સર વોલ્ટર સ્કોટે સ્વરચિત "આઈવનહો" નામની શૌર્યરસથી છલકતી નવલકથામાં લોકસ્લી નામ ધારણ કરીને જંગલમાં ભટકતા રોબીનહુડ નામના બહાદુર બહારવટીઆનું અદ્ભુત ને રોમાંચક શબ્દ ચિત્ર દોર્યું છે અને એ ચિત્રમાં લોકસ્લીના સાહસના, એની

બહાદુરીના, જુલ્મી અમીરો સામે જંગ ખેલવાના અને એમના જીવલેણ પંજામાં સપડાયેલા નિરાધાર માણસોને ઉગાર્યાના રસમય રંગો પૂર્યા છે.

જો વાચકને લોકસ્લીના પરાક્રમ અને સાહસનો બરાબર પરિચય કરવો હશે, જો દીન ને દુઃખી માણસો પ્રત્યેની તેની કોમળ લાગણીઓ જોવી હશે તો પ્રથમ એ યુગની ક્રૂરતાના કારમા દશ્યો નિહાળવાં પડશે અને ઘડીભર માટે હિંસક પશુઓની ક્રૂરતાને શરમાવે એવી ક્રૂરતા આચરનાર નરરાક્ષસને જોવા પડશે.

લોકસ્લીએ પોતાના સાથીદારોને જણાવ્યું કે "જો આપણે રેજીનાલ્ડ ફ્રૉન્ટ-દ-બુફના કિલ્લાપર હુમલો કરીને તેમાં કેદ પકડાયેલાં સ્ત્રીપુરુષોને મુક્ત કરવા હશે તો મોટું સૈન્ય એકઠું કરવું પડશે."

ઉપરનું નામ સાંભળીને તેનો એક સાથીદાર ચમકયો અને પ્રશ્ન પૂછયો, "લોકસ્લી, શું આ કિલ્લો એજ ફ્રૉન્ટ-દ-બુફનો છે કે જેણે રાજાની વફાદાર પ્રજાને રાજરસ્તા પર ચાલતી અટકાવી દીધી છે? શું તે ત્રાસ દેનાર લૂંટારો બન્યો છે?

લોકસ્લીએ ભારપૂર્વક જણાવ્યું કે "એ રેજીનાલ્ડ ફ્રૉન્ટ-દ-બુફ પહેલેથી જ જાલિમ નરરાક્ષસ છે."

હવે આપણે એ જુલ્મી અમીરના કિલ્લાને બહારથી અને અંદરથી જોઈએ. ઊંચાં અને તડકાને પણ ન દાખલ ન થવા દે એવાં ઘટાદાર ઝાડોની હારમાળા વચ્ચેથી પસાર થતા એક માર્ગને છેડે એટલે તે માર્ગ જ્યાં પૂરો થાય ત્યાં રેજીનાલ્ડનો "ટોર્કિવલસ્ટોન" નામનો કિલ્લો આવેલો. એ કિલ્લો એટલે લાંબો અને ઊંચો ચોરસ મિનારો. તેની આસપાસ ઊંચી દિવાલથી રક્ષાયેલું ચોગાન, આ ચોગાનની ગઢ જેવી ઊંચી દિવાલની આસપાસ પાણીથી ભરેલી એક ઊંડી ખાઈ. એ ગઢ જેવી દિવાલને ચારે ખૂણે એક એક મિનારો. આ કિલ્લામાં દાખલ થવા માટે એક ગુપ્ત માર્ગ અને ત્યાં તીરકામઠાં લઈને ચોકીદારો ખડે પગે ઊભા હોય. આ કિલ્લાની દિવાલોમાં અને મિનારામાં નાનાં નાનાં બાંકોરાંની એવી લડાયક રચના કે અંદરના રક્ષકો દુશ્મનોપર તીરનો મારો કરી શકે અને તેમનાં તીરોના મારાથી બચી શકે.

કિલ્લાની આ બહિર્ રચના જોઈ આપણે તે કિલ્લાની અંદર આવેલા ભુગર્ભોમાં—અથવા—ભોંયરામાં પ્રવેશીએ. ભોંયતળીએ જ્યાં અજવાળું ન પહોંચી શકે એટલું ઊંડું એક કેદખાનું હતું. ભોંયને તળીએ તો ખરું પણ પાણી ભરેલી એ ખાઈના તળીઆથી પણ નીચે આવેલ હતું એ કેદખાનું. એ કેદખાનાની દિવાલમાં બહુ ઊંચાં એક બે બાંકોરાં અંદર સામાન્ય અજવાળું પડે એ માટે રાખ્યાં હતાં. એ બાકોરાંની રચના એવી હતી કે બપોરના બાર વાગે જ્યારે સૂર્યદેવ

મધ્ય આકાશમાં હોય ત્યારે પણ એ કેદખાનામાં ઝાંખું અજવાળું આવે અને કવચિત્ ન પણ આવે. બપોર સિવાયના દિવસના બધા સમયે એ કમનસીબ કેદખાનાની ચોકી કાળું અંધારું જ કરતું. તે કેદખાનાની દિવાલો પર કેદીઓને બાંધવા માટે નાની મોટી અનેક બેડીઓ ટાંગેલી હતી, એક બેડીની કડીમાં તો બે નાનાં હાડકાં લટકતાં હતાં. આ કોનાં હશે? ત્યાં હાડપિંજર બનીને મરણશરણ થયેલા કોઇ નિરાધાર કેદીના પગનાં.

આ જેલખાનાના એક ખૂણામાં લોઢાના આડા સળિયાવાળી એક મોટી પથારી જેવી સગડી પડી હતી. આ ઓરડાનું તળિયું શરદી કરે એવા ભેજવાળું રહેતું. ભડવીર માણસને પણ ભયભીત કરી શકે એવું ભયંકર આ કેદખાનાનું દશ્ય હતું. આ ઓરડામાં છેલ્લા ત્રણ કલાક થયાં પૂરવામાં આવેલ એક વૃદ્ધ કેદી મરણની રાહ જોતો ત્યાં બેઠો હતો. થોડીવારમાં કેદખાનામાં આવવાની સીડીના પગથિયાં પર માણસના પગનો સંચાર સંભળાયો. બહારની સાંકળ ઊઘડવાનો કર્કશ અવાજ આવવા લાગ્યો અને જેલના દરવાજાની નાની બારી ઊઘડતાં પહાડ જેવા પડછંદ માણસે ત્યાં પ્રવેશ કર્યો—આનું નામ હતું રેજીનાલ્ડ ફ્રૅન્ટ–દ–બુફ. આખું જીવન ખૂનખાર જંગ ખેલનાર એ પુરુષના ચહેરાએ વિકરાળ અને જોનારને ભય પમાડે એવું સ્વરૂપ ધારણ કર્યું હતું. ચપોચપ ચોંટી જાય એવું ચામડાનું બદન તેણે શરીરપર

ધારણ કર્યું હતું. યુદ્ધપ્રસંગે પોલાદનું બખ્તર વારંવાર પહેરવું પડતું એટલે એ બદન મેલું અને ઘસાયેલું દેખાતું હતું. કમ્મરે બાંધેલા પટ્ટાના ડાબાભાગ તરફ એક કાતીલ કટાર લટકતી હતી અને પટ્ટાના જમણા ભાગમાં કટાય ગયેલો કૂંચીઓનો મોટો ઝુડો ટાંગેલો હતો. તેની સાથે કસાઇ જેવા જણાતા બે ગુલામો પણ આવ્યા હતા અને તે દરેકના હાથમાં એક એક ટોપલી હતી. અંદર દાખલ થઇ રેજીનાલ્ડે કેદખાનું અંદરથી બંધ કરી તાળું વાસી દીધું અને પછી બહુ ધીમે પગલે પોતાના શિકાર તરફ ચાલ્યો અને હિંસક સિંહ જેમ પોતાના શિકાર સામું એકાગ્રદષ્ટિથી જુએ તેમ તે અમીરે વૃદ્ધ કેદી સામું બહુ તાકીને જોયું. પોતાથી માત્ર ત્રણ પગલાં દૂર ઊભેલા તે નોર્મન યોદ્ધાને જોઇ તે વૃદ્ધ યાહુદી શરીરમાં સંકોચાય ગયો અને પોતા સામે મૃત્યુ તાંકીને ઊભું હોય એમ તેને લાગ્યું. આવી ભયગ્રસ્ત મનોદશાને કારણે તે કેદી આવનાર અમીરને સલામ ન ભરી શકયો, તેને માન આપવા માથાપરની ટોપી પણ ન ઉતારી શકયો, ન તો દયાની માંગણીનો એક શબ્દ ઉચ્ચારી શકયો. શિકાર પર કૂદવાની તૈયારી કરતું ગરુડપક્ષી જેમ પોતાનાં પીછાં ઊંચા કરે તેમ આ માનવનો શિકાર કરવા આવેલા એ નરપિશાચના શરીરનો ઘાટ પ્રમાણમાં મોટો થયેલો લાગ્યો. એ પછી એ નરરાક્ષસે પોતાના એક ગુલામને ઇશારો કર્યો એટલે તેણે પોતાની ટોપલીમાંથી ત્રાજવું અને તોલાં બહાર મૂકયાં અને પછી તે ગુલામ પોતાને સ્થાને ચાલ્યો ગયો.

પછી તે ઘાતકી ઉમરાવે બોલવું શરૂ કર્યું–"કૂતરા કરતાં પણ અધમમાં અધમ નરપશુ, જોયાં આ ત્રાજવું અને તોલાં?" રેજીનાલ્ડનો આ ઘોર અને કર્કશ અવાજ કેદખાનાના ઘુમ્મટમાં પડઘા પાડી નીચે આવ્યો. કેદી ઉપર ગુજારવાના ત્રાસની કલ્પના માત્રથી સાથેના ગુલામો પણ કાંપતા હતા. કેદીએ જવાબ આપ્યો "નામદાર, આ ત્રાજવું અને તોલાં મેં જોયાં છે" આ જવાબ સાંભળી અમીરે આગળ ચલાવ્યું–"તારી માલિકીનું દ્રવ્ય આમાં જોખી આપવું અને એ પણ તારી હાજરીમાં જોખાશે" બિચારા કેદીએ રડતાં રડતાં થોડી આનાકાની કરી એટલે અમીરે બીજા ગુલામને ઇશારો કર્યો તેણે ટોપલીમાંથી કોલસા કાઢયા અને તેલનો શીશો નીચે મૂકી પોતાની પાસેના ચકમકના પથ્થરમાં પોલાદનો ટુકડો ભટકાવી દેવતા પ્રકટ કર્યો અને એ સગડી સળગાવી. એ પછી ઉગ્રસ્વરૂપ ધારણ કરી એ રાક્ષસ બોલ્યો, "મારી માગણી નહિ પૂરી કરી શકનાર તારે આ સગડીના ધગધગતા સળિયાપર ખુલ્લે શરીરે સૂવું પડશે. આ કેદખાનામાં તારા જેવા અનેક કેદીઓ મરણશરણ થયા છે અને તેમના કારમા દુઃખનો અવાજ આ કેદખાનાની દિવાલોની બહાર નીકળી શકયો નથી. તારા માટે આ પરાળની પથારી તૈયાર છે."

એક ગુલામે એ સગડી સળગાવી અને ધમ્મણની મદદથી તેમાં તાપ કર્યો. સળિયા લાલચોળ થયા ત્યારે એ

ખૂની અમીરે હુકમ કર્યો, “આ ડોસાના કપડાં કાઢી નગ્ન શરીરે આ સળિયા પર સૂવરાવો અને લોઢીમાં થેપલું તળાય તેમ આ કેદીને ખુલ્લે શરીરે તેલ ચોપડતા જવું અને દેવતામાં શેકે જવો એટલે તરત એ મરે નહિ, પણ જીવતાં જીવતાં મરણનું કારમું દુઃખ ભોગવ્યા કરે.”

આટલો અંતિમ હુકમ આપે છે ત્યાં કેદીના સારે નસીબે કિલ્લાની બહાર વાગતાં લોકસ્લીના રણશિંગાનો અવાજ તે કેદખાનાની અંદર સંભળાયો અને રેજીનાલ્ડ કેદીને એમને એમ છોડી બીજા દિવસ માટે પોતાનું એ ક્રૂર કામ બાકી રાખ્યું અને કિલ્લાના રક્ષણની તૈયારી કરવા પોતાના બે ગુલામો જોડે જેલખાનું છોડી બહાર આવ્યો અને બહુ સંભાળથી તે જેલખાનું બહારથી બંધ કરી તેને તાળું વાસ્યું.

રેજીનાલ્ડના આ ભયંકર કિલ્લામાં આપણે એક વૃદ્ધ ડોસાને જોયો તે ઉપરાંત સેકસન પ્રજાનાં ઘણાં નિર્દોષ સ્ત્રી-પુરુષો જુદા જુદા ઓરડામાં કેદ હતાં. આપણે જેને જોયો એ ઘરડો યાહુદી એક ઓરડામાં ત્યારે તેની જ એકની એક વહાલી સુકુમાર પુત્રી હતી બીજા ઓરડામાં. ત્રીજા ઓરડામાં એક સેકસન જાગીરદાર કેદી હતો, ત્યારે ચોથા ઓરડામાં તેનો જ એકનો એક પ્રિયપુત્ર હતો અને પાંચમા ઓરડામાં એ જાગીરદારના વાલીપણા નીચે રહેતી એક સૌંદર્યવાન્ કન્યા હતી. તે જાગીરદારનાં દાસદાસીઓ પણ એક એક જુદા ઓરડામાં કેદની શિક્ષા ભોગવતાં હતાં. આ બધાં પણ

જુદા જુદા ઓરડામાં મોતની રાહ જોતા નિરાશ બની બેઠા હતા. તેઓ બધા એકલા ને અટુલા હતા.

સર વોલ્ટર સ્કોટે એ કિલ્લાનું આવું ભયંકર શબ્દ ચિત્ર દોર્યા પછી પોતાના વર્ણનના સમર્થનમાં હેનરી નામના લેખકે સંગ્રહેલા ઇતિહાસના સત્ય પ્રસંગો ટાંકયા છે.

"એ યુગના એટલે ઈંગ્લેન્ડના રાજા સ્ટીફનના યુગના અમીરો મોટા મોટા કિલ્લાઓ બાંધતા અને પોતાનો હેતુ પાર પાડવા તેમાં બહુ દુષ્ટ માણસો રાખતા. અમીરનો હુકમ થતાં તે રાક્ષસો નિર્દોષ સ્ત્રીઓ તથા પુરુષોને તેમાં પકડી આણતા અને કલ્પના પણ કંપી જાય એવી ક્રૂરતા તેના પર આચરતા. કેટલાકને કાદવમાં દાટી દઈ ગુંગળાવી ગુંગળાવી મારી નાંખતા; કેટલાકને નીચે માથું અને ઉપર પગ એમ ટાંગતા, ત્યારે કેટલાકના હાથના માત્ર અંગૂઠા બાંધી નીચે પગ રહે એમ લટકાવતા અને પછી તેમને લટકતા લટકતા મારી નાખવા નીચે દેવતા સળગાવતા કેટલાકનાં માથાંની આસપાસ મજબૂત દોરી બાંધતા અને પછી એટલા જોરથી સામ સામા રહી ખેંચતા કે પછી તેમનું માથું માથું ન રહેતું, પણ એ માણસ ન ઓળખી શકાય એમ એ માથું માત્ર લોહીથી ખરડાયેલ માંસનો લોચો બની જતું; કેટલાક કેદીઓને એવા કેદખાનામાં રાખવામાં આવતા કે જેમાં કાળા ઝેરી અજગરો આંટા મારતા હોય, અથવા જેમાં ફેણ ચડાવીને બેઠેલા સર્પો આંટા મારતા હોય, અથવા જેમાં ભય પમાડે એવાં મોટાં દેડકાં કૂદતાં હોય." ક્રૂરતાની આવી

ઐતિહાસિક સત્ય ઘટનાઓ લખ્યા પછી નવલકથાકાર સ્કોટ લખે છે કે "આથી પણ ચડી જાય એવી ક્રૂરતાની સત્ય ઘટનાઓ લખી હું મારા વાચકોને વધારે દુઃખી કરવા માગતો નથી"

લોકસ્લી અને તેના બહાદુર સાથીદારોએ એ કિલ્લાને ચારે બાજુએથી એવો ઘેર્યો હતો કે રેજીનાલ્ડની અને તેના મિત્રોની બધી યુદ્ધકલા સમાપ્તિને પામી. રેજીનાલ્ડે કિલ્લાનું રક્ષણ બહુ જોરશોરથી કર્યું, પણ લોકસ્લીની તિરંદાજીએ કિલ્લાના એકેએક બાંકોરામાંથી તીર ફેંકનારાઓને ઘાયલ કર્યા. તેનાં બાણ એટલાં સચોટ આવતાં હતાં અને એટલાં તીવ્ર હતાં કે પોલાદનાં બખ્તર પહેરીને અંદર ઊભેલા દુશ્મનોને વીંધી નાખતાં હતાં. આખરે રેજીનાલ્ડના લડવૈયાઓ નિરાશ બન્યા. તેના કિલ્લાનું પ્રવેશદ્વાર કુહાડીઓના જબ્બર પ્રહારથી તૂટ્યું અને રેજીનાલ્ડને લોકસ્લીના એક બલવાન સાથીદારે ઘાયલ કર્યો. અને ભડભડતા અગ્નિની જ્વાલામાં એ કિલ્લા જોડે એ નરરાક્ષસ બળીને ભસ્મ થયો.

બંધુઓ!, ઈશ્વરનો અટલ ન્યાય જોયો? રેજીનાલ્ડ જે તોલાં ત્રાજવાંથી પારકાનું હરણ કરેલું ધન તોળતો. તેનાં તેજ ત્રાજવાં તોલાં વડે પરમાત્માએ તેનાં પાપ તોળ્યાં. જે કેદખાનાની અંધકારમય દિવાલો માંથી અંદર રીબાતા માણસોના અવાજ બહાર આવી શકતા નહિ તેજ અંધકારમય દિવાલોએ રીબાતા રેજીનાલ્ડના દુઃખમય અવાજો સાંભળ્યા. પરમાત્માની

ન્યાયતુલાને કામ કરતી કોણ અટકાવી શકે છે? પાતાલ
પેસીને પાપ કરનાર પણ ઈશ્વિરની આ અટલ ન્યાયતુલામાં
લેશપણ છટકી શકતો નથી.

આ કારાવાસમાં પૂરાયેલાં બધાં સ્ત્રી પુરુષોને લોકસ્લી
પોતાના સાથીદારોની અજોડ હિમ્મતથી મુકત કર્યા. પરમાત્મા
અટલ ન્યાયે રેજીનાલ્ડ જેવા ભયંકર પાપીને તેના પાપ
યોગ્ય દંડ આપ્યો અને એ કિલ્લામાં કેદી બનેલાં બધાં સ
પુરુષોને બચાવનાર એ બહાદુર બહારવટીઆ લોકસ્લી
યશભાગી બનાવ્યો. રેજીનાલ્ડ સામેનો સંગ્રામ જીવન મરણ
સંગ્રામ હતો. પારકાઓ માટે આવો વીર સંગ્રામ ખેડવો
થોડો ત્યાગ ગણાય? એ સંગ્રામ ખેલતાં કદાચ મરણને પ
ભેટવું પડે છતાં તેની પરવા નહિ કરનાર લોકસ્લીમા
ધન્યવાદના શબ્દો મોઢામાંથી સરી પડે છે. જ્યારે લખના
પોતે અને વાંચનાર સૌ પણ આ ધન્યવાદ દેવામાં એકમત
ત્યારે મોતની રાહ જોતા કિલ્લાના એ કેદીઓના મુખમાં
ધન્યવાદના કયા શબ્દો સરી પડયા હશે? મરવા પડેલાને ન
જીવન મળતાં તેમના હૈયામાં કેટલી હુંફ વળી હશે અ
પરોપકારનું આ શુભકામ કરનાર એ જવાંમર્દ લોકસ્લી
તેમનાં અંતઃકરણોએ કેટલી શુભાશિષ આપી હશે.

હજી આપણે જૂનાગઢના સાતમા નવાબ સાહેબ સ
બહાદુરખાન ત્રીજાના રાજ્યનું જ અવલોકન કરીએ છીએ
તેમના રાજ્યમાં નીકળેલા કાદુ નામના બહારવટીઆની બા

કરતા કરતા આપણે ભાવનગર રાજ્યનો અને ઈંગ્લાંડના એ યુગનો પણ પ્રવાસ કરી આવ્યા. હવે આપણે મૂળ વિષય પર આવીએ.

બ્રિટિશ સરકારે રાજકોટમાં મોટો દરબાર ભરી નવાબ સાહેબને જી. સી. આઇ. ઇ. નો ઇલ્કાબ આપ્યો હતો. રાજકોટથી એ ઇલ્કાબ લઈને જૂનાગઢ આવ્યા પછી પ્રજાએ તેમને માનપત્ર આપ્યું અને નવાબ સાહેબે પ્રજા માથેના કેટલાક કરવેરા માફ કર્યા.

એ સમય સુધી જૂનાગઢ રાજ્યમાં આગગાડી ન હતી. ઈ. સ. ૧૮૮૭માં તેમણે જેતલસર થી વેરાવળ સુધી આગગાડી ચાલુ કરી, દાતાર અને ગિરનાર પર પગથિયાં બાંધવાનું કામ શરૂ કર્યું અને દાતાર તરફ રક્તપીતિયાં માટે એક દવાખાનું બાંધ્યું. તેઓ ઘોડે બેસવામાં બહુ હુશિયાર હતા.

ઇ. સ. ૧૮૮૦માં ભાવનગરના મહારાજા સર તખ્તસિંહજીએ પણ વઢવાણથી ભાવનગર સુધી આગગાડી લાવવાનું કામ શરૂ કર્યું અને ભાવનગર ગોંડલ રેલવે બાંધી કાઠિયાવાડની પ્રજાને લાભ આપ્યો.

આઠમા નવાબ સાહેબ સર રસુલખાન.

ઇ. સ. ૧૮૯૨ થી ઇ. સ. ૧૯૧૧–૧૯ વરસ.

નવાબ સાહેબ બહાદુરખાનજી ત્રીજાને કાંઇ સંતતિ ન હોવાથી તેમના ભાઇ રસુલખાન તેમના પછી ઇ. સ. ૧૮૯૨મા ગાદીએ આવ્યા.

આ નવાબ સાહેબે પાણીનું દુઃખ દૂર કરવા ઉપરકોટમાં પાણીનાં તળાવ બંધાવી નળ નાંખી પાણી પૂરું પાડવાની સગવડ કરી આપી.

બહાદુરખાનજી લાયબ્રેરી અને મ્યુઝિયમ માટે સુંદર ઇમારતો બંધાવી. શાપુર–સરાડિયા સુધી આગગાડી ચાલુ કરાવી.

બ્રિટિશ સરકારે તેમને કે. સી. એસ. આઇ. અને જી. સી. આઇ. ઇ. એવા બે ઇલ્કાબો આપ્યા હતા.

સંવત્ ૧૯૫૬ના છપ્પનીઆ દુકાળમાં સસ્તા અનાજની દુકાન ખોલી રૈયતને ઘણી રાહત આપી હતી, તેમજ ખેડૂતોને પણ સારી મદદ કરી હતી. તેઓ ઘણા પવિત્ર અને માયાળુ હતા.

વજીર સાહેબ શેખ બહાઉદીન ભાઇએ છઠ્ઠા નવાબ સાહેબ મહાબતખાન બીજાની, સાતમા નવાબ સાહેબ બહાદુરખાન ત્રીજાની અને આઠમા નવાબ સાહેબ રસુલખાનની વજીર તરીકે નોકરી કરી હતી.

તેમને બ્રિટિશ સરકાર તરફથી સી. આઈ. ઇ. નો ચાંદ

મળ્યો ત્યારે તેમના મિત્રો તરફથી થયેલા ફંડમાં રૂપીઆ એંશી હજાર ભરાયા. તેમાં પોતે રૂપીઆ વીશ હજાર નાંખ્યા અને નવાબ સાહેબ સર રસુલખાને રૂપીઆ દોઢ લાખ ભર્યા એમ એકત્ર થયેલી અઢી લાખની રકમમાંથી ઈ. સ. ૧૯૦૦માં બહાઉદ્દીનભાઇના નામની બહાઉદ્દીન કોલેજ સ્થાપવામાં આવી. અને તેનો ચાલુ ખર્ચ સ્ટેટે ઉપાડી પ્રજાને ઉચ્ચ શિક્ષણની સગવડ કરી આપી.

### એડમિનિસ્ટ્રેશન–સરકારી વહીવટ.
### ઇ. સ. ૧૯૧૧ થી ઇ. સ. ૧૯૨૦–૯ વરસ

નામદાર નવાબ સાહેબ સર રસુલખાન મરણ પામ્યા, પણ તેમના પુત્ર નવાબ સાહેબ મહાબતખાન ત્રીજા સગીર વયના હોવાથી બ્રિટિશ સરકારે જૂનાગઢમાં એડમિનિસ્ટ્રેશનની વ્યવસ્થા કરી.

ઈ. સ. ૧૯૧૪માં યુરોપમાં પહેલો વિશ્વ વિગ્રહ ફાટી નીકળ્યો તેમાં રાજતરફથી બ્રિટિશ સરકારને સારી મદદ આપવામાં આવી.

એડમિનિસ્ટ્રેશનના સમયમાં કોરી દોકડાનું ચલણ બંધ કરી રૂપીઆનું ચલણ દાખલ કરવામાં આવ્યું. જૂનાગઢ થી વિસાવદર સુધી અને વેરાવળ થી તાલાળા સુધી આગગાડી

બંધ કરી વિઘોટી લેવાનું ઠરાવ્યું. સ્ત્રીઓ માટે ઝનાના હોસ્પિટલ ચાલુ કરવામાં આવી અને તેની બરાબર સામે પશ્ચિમ ભાગમાં સર રસુલખાનજી હોસ્પિટલ બાંધવામાં આવી.

નવમા નવાબ સાહેબ સર મહાબતખાન ત્રીજા.
ઈ. સ. ૧૯૨૦ થી ઈ. સ. ૧૯૪૭–૨૭ વરસ

લાયક ઉમ્મરના થતાં નવાબ સાહેબ ઈ. સ. ૧૯૨૦માં ગાદીએ બેઠા અને એડમિનિસ્ટ્રેશનનો અમલ બંધ પડયો.

મ્યુનિસિપલ હોલ ખુલ્લો મૂકયો ત્યારે રૈયતે માનપત્ર આપ્યું હતું. તે સમયે જાત્રાવેરો માફ કર્યો, પ્રાથમિક કેળવણીની ફી માફ કરી અને અંગ્રેજી પાંચમા ધોરણ સુધીની ફી પણ માફ કરી.

તાલાળા થી દેલવાડા સુધી અને વિસાવદર થી ધારી સુધી અને તાલાળાથી સાસણ વિસાવદર સુધી આગગાડી ચાલુ કરી.

દાતાર પહાડની તળાટી પાસે "વિલિંગ્ડન ડેમ" બંધાવ્યો.

બ્રિટિશ સરકારે નવાબ સાહેબને ઈ. સ. ૧૯૨૬માં કે સી. એસ. આઇ. નો અને ઈ. સ. ૧૯૩૧માં જી સી. આઇ. ઇ. નો એમ બે ઇલ્કાબો આપ્યા હતા.

ઇ.સ. ૧૯૪૭ પછીનો જૂનાગઢનો ઇતિહાસ તો સૌને જ્ઞાત છે.

આ પ્રમાણે પુરાણકાળના રાજા રૈવતથી માંડી બાબીવંશના છેલ્લા અને નવમા નવાબ સુધીના જૂનાગઢના ઇતિહાસનું આછું આછું અવલોકન કર્યું અને જૂનાગઢમાં રાજ્ય કરતા રાજવીઓને સામાન્ય દૃષ્ટિથી નિહાળ્યા. ઇતિહાસે જૂનાગઢની ગાદીએ આવેલા અનેક રાજવંશોને દેખાડયા અને અનેક રાજાઓનું આછું આછું જીવનદર્શન કરાવ્યું. ઇતિહાસની આરસીમાં આપણે જૂનાગઢને જોયું. હવે એ ઇતિહાસને તત્ત્વદર્શનના માપદંડથી માપીએ.

કોઇ રાજ્યના, રાષ્ટ્રના કે દેશના ઉદય અસ્તની-ચડતી પડતીની આધારભૂત હકીકતો પૂરી પાડવી એ ઇતિહાસનું ક્ષેત્ર છે. એ રાજ્ય, રાષ્ટ્ર, કે દેશના રાજા અથવા સમ્રાટના શાસન -કાળની પ્રમાણભૂત તવારીખ લખવી એ ઇતિહાસનું કાર્યક્ષેત્ર છે, ત્યારે તત્ત્વદર્શન જુદી દૃષ્ટિએ એ ઇતિહાસનું અવલોકન કરે છે. તત્ત્વદર્શન એમ પ્રતિપાદન કરે છે કે ભલે રાજ્યો સ્થપાય, પણ એ સ્થાપનાર રાજયવંશ એક દહાડો નાશ પામશે; સામ્રાજ્યો ભલે ઉદય પામે, પરંતુ વિધિએ તેનું પતન નક્કી કરી રાખ્યું છે, સલ્તનતો ભલે સ્થપાય, પણ એક દહાડો એ નેસ્તનાબુદ થશે. આ રાજ્યો, આ સામ્રાજ્યો, આ સલ્તનતો એક દિવસ ભૂંસાઇને માત્ર ઇતિહાસનાં પાનાં ઉપર અવશેષ રહે છે. આના સમર્થનમાં આપણે આમ લખી શકીએઃ—

"જુઓ, એક સમયે એસિરિયન સામ્રાજ્ય હતું,

અત્યારે તે નામશેષ બન્યું છે; જુઓ, એક દિવસ બેબીલોનિયા મહાન્ સામ્રાજ્ય મનાતું, અત્યારે તેનું નામજ આપણે જાણીએ છીએ; એક વખતનું પરશિયન સામ્રાજ્ય હતું ન હતું બન્યું છે. અરે, ગ્રીક અને રોમન સામ્રાજ્યો હતાં, અત્યારે નથી.''

રાજ્યોના, રાષ્ટ્રોના, સામ્રાજ્યોના અસ્થિર સ્વભાવનું, તેના નાશવંત સ્વભાવનું, તેના વિનાશી સ્વરૂપનું તત્ત્વદર્શન જગતને ભાન કરાવે છે અને માનવજાતને સદાકાળ રહેનાર એક પરમપુરુષનું માર્ગદર્શન કરે છે.

જો આખું વિશ્વ વિનાશી છે, ત્યારે કાળના પ્રચંડ પંજામાંથી કોણ મુક્ત છે? આનો જવાબ પણ તત્ત્વદર્શન આપે છે. માત્ર એકજ તત્ત્વ અવિનાશી છે. એ તત્ત્વ એટલે પરમાત્મા અને પરમાત્મા એટલે એ તત્ત્વ આ વિશ્વમાં પરમાત્મા જ એક મોટી સત્તા છે, તેથી મોટું બીજું કશુ નથી, વિશ્વમાં આ પરમાત્મા જ અવિનાશી છે, બીજું બધું વિનાશી છે; પરમાત્મા જ પરમ સુખસ્વરૂપ છે, બીજું બધું દુઃખમય છે. ધર્મે કહેલા શુભ વિચાર, શુભ વાણી અને શુભક્રિયા દ્વારા જે કોઈ આ પરમપુરુષ પરમાત્માને પામે છે, તે અવિનાશી બની જાય છે અને પરમ સુખી બની જાય છે. પરમાત્માને મેળવનાર માણસ ભક્તિની પરિભાષામાં અનન્યભક્ત કહેવાય છે, યોગની પરિભાષામાં એ સિદ્ધયોગી કહેવાય છે અને જ્ઞાનની પરિભાષામાં એ આત્મદર્શી કહેવાય

છે–આવા ઈશ્વર અવતારની, આવા મહાપુરુષોની, આવા સતોની ભલે ઇતિહાસ બહું નોંધ ન રાખે, પરંતુ–એવું અવતાર જીવન, એવું સંતજીવન, એવું સાધુજીવન એજ સાચો ઇતિહાસ છે અને એના જ્ઞાનથીજ માનવ કલ્યાણ થાય છે જૂનાગઢની ભૂમિપર પગ મૂકનાર, ગિરનારના એકાંત અરણ્યમાં તપ કરનાર અને દામોદરજીને સામે કાંઠે આવેલ મુચકુંદગુહામાં અસંપ્રજ્ઞાતયોગને સાધી દેખાડનાર એક યોગેશ્વરનાં અમર જીવનને નીરખીએઃ–

જૂનાગઢની ગાદીએ છઠ્ઠા નવાબ સાહેબ સર મહાબતખાન બીજા હતા એ સમયનો આ પ્રસંગ છે. ઈસ ૧૮૮૧ ના ફેબ્રુઆરી માસમાં એક માસની રજા લઇ બાંટવા–સરદારગઢ તાબાના લીંબુડા ગામની નિશાળના મહેતાજી નથુરામજી પોતાના વતન અથવા જન્મસ્થાન મોજીદડ પગે ચાલીને ગયા, કેમકે એ સમયે હજુ કાઠીઆવાડમાં આગગાડી ચાલુ થઈ ન હતી પિતા પીતાંબરજી અવસાન પામ્યા હતા એટલે માતા નંદુબાએ પુત્રને લગ્નનું નક્કી કરવા લીંબુડાથી મોજીદડ બોલાવ્યા હતા. પુત્ર મોજીદડ પહોંચી માતાને, નાના ભાઈ જટાશંકરને તથા બીજાં સગાંસ્નેહીઓને મળ્યા અને એકબીજાના કુશલસમાચાર પૂછ્યા. આડી અવળી બીજી વ્યવહારની વાતો થઇ પણ લગ્નની વાત નીકળી નહિ.

બીજે દિવસે પ્રભાતમાં સ્નાનસંધ્યાદિથી પરવારી નથુરામજી પોતાના મટિયલ મકાનના એક ખૂણામાં આસન

પાથરી તે ઉપર પદ્માસને બેસી, આંખો મીંચીને ધ્યાન સમાધિમાં બેસી ગયા. માતા એમ સમજતાં હશે કે પુત્ર સવારની સંધ્યા કરે છે. જમવાનો સમય થયો તોપણુ પુત્રનું ધ્યાન તો ચાલુ છે, સાંજ પડી તોય ધ્યાન તો ચાલુજ છે. સૌ રાત્રિએ સૂઇને ઊઠયાં તો પણુ નથુરામજીને ધ્યાનમાં જ બેઠેલા જોયા. બીજા દિવસનું બપોર થયું, સાંજ પડી અને આખી રાત ગઈ છતાં તેઓશ્રીનું ધ્યાન તો ચાલુ જ હતું. ત્રીજા દિવસનું સવાર, બપોર ને સાંજ પડયાં અને આખી રાત્રિ વીતી–બરાબર ત્રણુ દિવસ અને ત્રણુ રાત્રિ સુધી એટલે બરાબર બોંતેર કલાક સુધી એ ધ્યાન ચાલ્યું અને પછી પુત્ર નથુરામજીને માતા નંદુબાએ ધ્યાન સમાધિમાંથી ઊઠતા જોયા.

એ ધ્યાન એટલે ધ્યાન. જાણે પથ્થરનાં પ્રતિમાજી બિરાજેલાં હોય એવા અચલ તેઓશ્રી બેઠા હતા. આંખો બંધ છતાં નિદ્રાનું નામ નહિ. ત્રણુ દિવસ અને ત્રણુ રાત્રિ સુધી અન્ન નહિ તેમ જલ પણુ નહિ. એવીજ અચલ અને એકધારી સ્થિરતા. માતા નંદુબાએ અને મળવા આવનાર સગાં-સંબંધી, સ્નેહીઓએ પૂર્વયુગના તપસ્વીઓનાં તપની માત્ર વાતો સાંભળી હતી, પણુ મોજીદડ ગામમાં અને પોતાના મટિયલ મકાનમાં તપ તપતા પુત્રનું આવું અદ્ભુત ધ્યાન માતાએ આ પ્રથમવાર જ નિહાળ્યું, તોય માતા પોતાના પુત્ર સાક્ષાત્ મહેશ્વર છે એવું લેશપણુ ન સમજી શકયાં. માયાના પ્રભાવથી માતા નંદુબાની નજરમાં એ પુત્ર માત્ર પુત્રજ લાગ્યા.

બંધુઓ! જોયું આ ધ્યાન? જોઇ એ ધ્યાનની એકાગ્રતા?

આપણે અરણ્યના એકાંતમાં જઈ આ ધ્યાન કરવાનો પ્રયોગ કરી જોઈએ અને પછી અનુભવીએ કે ધ્યાનમાં બેઠા પછી આપણું શરીર વારંવાર કેવું ઊંચુનીચું થાય છે, આપણી આંખો આડી અવળી ચારેકોર કેવી દોડતી રહે છે અને આપણું મન વારંવાર કેવા કેવા વિચાર કરતું રહે છે. ત્યારે એ શિક્ષકે તો ઘરને અરણ્ય બનાવ્યું છે, ઘરમાં થતાં શોરબકોરમાં પણ શાંતિનું સામ્રાજ્ય જમાવ્યું છે. જ્યાં જોવાનું ઘણું છે છતાં આંખો જોવાનું કામ કરતી નથી, સાંભળવાનું ઘણું છતાં કાન સાંભળવાનું કામ કરતા નથી, વિચારવાનું ઘણું છતાં મન મરેલું હોય એમ એક પરમાત્માના વિચારમાં જ ગળી ગયું છે. ઘરની ધમાલમાં અરણ્યનું એકાંત સર્જી શકે એ યોગેશ્વર ગણાય ખરા કે? શરીરપર, કર્મેન્દ્રિયોપર, જ્ઞાનેંદ્રિયોપર, પ્રાણુપર અને મન પર આટલો અલૌકિક સંયમ દાખવી શકે એ મનુષ્યરૂપમાં મહેશ્વર ખરા કે? ત્રણ દિવસ અને રાત્રિનાં આવાં અખંડ ધ્યાનમાંથી જાગ્રત થયા પછી પણ માતાએ તો પુત્ર આગળ લગ્નનીજ વાત કરી અને પુત્ર તેના જવાબમાં આટલું જ બોલ્યાઃ—

"અમને સ્વપ્ને ન ગમે રે સંસાર, કોને કેમ રીઝીએ?
વમન થયું મન ઊતર્યું, એવો જાણ્યો રે સંસાર...કોને ૧
અગાશયના મખમાં જો કોઇ આવે રે જરૂર;

સેજ પલંગે રે પોઢણાં, પહેરવા હીરાના હાર;
પતંગ૧ પડે તે ઉપરે, માથે જમકેરો માર...કોને ૩
સગાં સંબંધી સૌ મળી, વિધ વિધ કરે છે વાત;
એ અંતરમાં કેમ ઊતરે, નજરે જોયેલ ઘાત...કોને ૪
સમજી વિચારી જે કરે, તજી ખલકની આશ;
મેં તો એ નિશ્ચય કર્યો, સુખ તો સદ્દગુરુ પાસ
કો'ને કેમ રીઝીએ? ૫

આવા ભાવનું ભજન બોલી પુત્ર શાંત રહ્યા, તોપણ માતાજી ન સમજ્યાં કે પુત્ર અવતારી મહાપુરુષ છે. ભલા નહિતર ભર યૌવનમાં મહાલતા એ પુત્ર લગ્નની ના પાડે ખરા? એ સમયે તેઓશ્રીનું વય હતું માત્ર ત્રેવીશ વર્ષનું. જીવનનું ત્રેવીશમું વર્ષ એટલે જીવનની ગાંડી પચ્ચીશી—જીવનની મોહમયી અવસ્થા. એ સમય છે લગ્ન—જીવનની કારમી લોલુપતાનો. એ સમય છે જીવનનાવને નચાવતી પ્રેમની પશુતાનો, અધમતાનો, ભ્રષ્ટતાનો. એ સમય છે કામદેવને ઈશારે આમતેમ દોડતા દયાપાત્ર જીવનનો. આવે કપરે સમયે લગ્નજીવનમાં જોડવા આગ્રહ કરનાર માતાને કયો પુત્ર ના પાડે?

જે કામદેવે પોતાની સોનેરી જાળમાં જગત્ આખાને જકડી રાખ્યું છે, બીજાને હરાવી તાબે કરનાર વિશ્વવિજેતા ઓ પણ જે કામદેવથી હારી તેના તાબેદાર બન્યા છે અને જે કામદેવને ગીતાજીમાં ભગવાન્ કૃષ્ણચંદ્રે ન તૃપ્ત થાય એવા અગ્નિની ઉપમા આપી છે એવા પ્રબલ કામદેવને પડ

૧સૂર્ય (અગ્નિનો અંગારો.)

કારવાની હિમ્મત કરનાર આ વિશ્વમાં કોણ છે? તપ કરતા તપસ્વીઓને પણ જે પરવશ કરી મૂકે છે એ કામદેવ સામે આંગળી ઊંચી પણ કોણ કરી શકે એમ છે? આવા વિશ્વ-વિજેતા મદન સામે લીંબુડાના એ જુવાન શિક્ષકે પડકાર કેંકયો છે.

બુદ્ધધર્મના સ્થાપક ભગવાન્ બુદ્ધ અને જૈનધર્મના સ્થાપક મહાવીર સ્વામી પણ પરણ્યા હતા; નવદ્વીપના ચૈતન્ય મહાપ્રભુએ પણ ગૃહસ્થાશ્રમ માંડયો હતો, પરંતુ એ ત્રણેના જીવનમાં એક અનેરી એવી ક્ષણ આવી હતી કે એ ત્રણેયે ઘરસંસારનો ત્યાગ કર્યો હતો. શિવાજી મહારાજના ગુરુ રામદાસજી પરણવા માટે લગ્નમંડપમાં–માંડવા નીચે બેઠા હતા, પણ બ્રાહ્મણના મોઢાથી નીકળેલો "સાવધાન" શબ્દ સાંભળ્યો ત્યારે પોતે સાવધાન બન્યા અને લગ્ન ન કરવાનો નિશ્ચય કરી માંડવા નીચેથી ભાગ્યા અને એવા ભાગ્યા કે સંસારથી વિરકત બન્યા. બંગાળાના રામકૃષ્ણ પરમહંસ તો પરણ્યા હતા. તેમનાં પત્નીનું નામ હતું શારદાદેવી. તેઓ પરણ્યા ખરા, પણ આખું જીવન બ્રહ્મચર્યવ્રત પાળ્યું હતું અને ભાઇ બહેન સાથે વર્તે તેવો વર્તાવ પોતાનાં પત્ની જોડ વૈરાગ્યભાવયુક્ત રાખ્યો હતો. રામકૃષ્ણ પરમહંસ લગ્નજીવનમાં જોડાયા હતા છતાં તેમનું જીવન સંન્યાસીના જીવન જેવું ત્યાગમય અને સંયમપૂર્ણ હતું. ત્યારે લીંબુડાના શિક્ષકે તો પ્રથમથી જ લગ્નજીવન ન સ્વીકારવાનો અડગ નિશ્ચય કરી રાખ્યો હતો અને આખું જીવન નૈષ્ઠિકબ્રહ્મચારી રહ્યા.

પુત્રને માતા લગ્ન કરવા ન મનાવી શકયાં. આખરે પુત્રે મોજીદડથી લીંબુડા જવાની માતા પાસેથી રજા મેળવી, પણ રજા પૂરી થવાને થોડા દિવસ બાકી હતા એટલે લીંબુડા ગયા પહેલાં ગિરનારમાં તપ તપવાનો ગુપ્ત સંકલ્પ કર્યો. તેઓશ્રીએ કુતિયાણા નિશાળના મહેતાજી આણંદજીભાઈ કે જે તેઓશ્રીના મિત્ર અને શિષ્ય હતા તેમને નીચેના ભાવનું પત્ર લખી નાંખ્યું:-

"ઇશ્વર વહાલા રાખશે-રાખજો. કાગળ ન આવે ત્યાં સુધી મને કાગળ લખશો નહિ. માતુશ્રી તથા જટાશંકર ની ખબર રાખશો."

આ પત્રમાં કયાં જવા વિચાર છે તેના કશા સમાચાર નથી. માતુશ્રી તથા નાનાભાઈ જટાશંકરની સંભાળ રાખવાની ભલામણ છે. નથુરામજી માતાની રજા લઇ મોજીદડથી નીકળ્યા. માતાએ એમ માન્યું કે પુત્ર નોકરી ઉપર લીંબુડા જાય છે અને મિત્ર અને શિષ્ય આણંદજીભાઈને કુતિયાણા પત્ર મળ્યું ત્યારે તેમને ફાળ પડી, કેમકે પત્રમાં જવાનું સ્થળ, કે જવાનો હેતુ કાંઇ જણાવેલ નથી. આણંદજીભાઈને થયું કે નથુરામજી સદાને માટે કયાંય ચાલ્યા ગયા. "એક ખરા મિત્ર અને સાચા સદ્ગુરુને મેં ગુમાવ્યા છે" એમ કહી આણંદજીભાઈ એકાંતમાં બેસી ખૂબ રોયા. એ આખી રાત તેમને નિદ્રા ન આવી. બીજે દિવસે પણ મનનો ગભરાટ ચાલુ રહ્યો. તેમને જમવાનું પણ ભાવ્યું નહિ-તેઓ જમ્યા

નહિ. મોજીદડ તેમણે એક પત્ર લખી ઉપરના સમાચાર મોકલ્યા, પત્ર મોજીદડ પહોંચતાં માતાના દુઃખનો પાર રહ્યો નહિ. તેમની આંખોમાંથી આંસુની ધારા ચાલવા લાગી. માતાનું પ્રેમાળ હૃદય વલોવાઈ ગયું. તેમણે પોતાના ભાઈ હરજીવન દવેને પિયરનાં ગામ ચૂડા (રાણપુર) આ સમાચાર મોકલ્યા. નથુરામજીની શોધ માટે હરજીવન મામા ચૂડાથી મોજીદડ ગયા અને નંદુબા બહેનને મળી હરજીવનભાઈ આણંદજીભાઈને મળવા કુતિયાણા ચાલ્યા. નથુરામજી તો ક્યારના મોજીદડથી ચાલી નીકળ્યા હતા અને જૂનાગઢ રસ્તે ગિરનાર તરફ પગ પાળે જઈ રહ્યા હતા.

સોરઠ અથવા જૂનાગઢ સંસ્થાનની પૂર્વ દિશામાં ગોહીલવાડ આવેલો છે, પશ્ચિમ દિશામાં સિંધુ સમુદ્ર આવેલો છે, ઉત્તર દિશામાં બરડાનો ડુંગર અને હાલાર આવેલા છે અને દક્ષિણ દિશામાં સિંધુ સમુદ્ર આવેલો છે.

જૂનાગઢ શહેરના પૂર્વ ભાગમાં ગિરનાર અને દાતારના ડુંગરો આવેલા છે, પશ્ચિમ ભાગમાં વંથલી મહાલ આવેલો છે, ઉત્તરે વડાળ આવેલું છે અને દક્ષિણે ખગડુ છે.

જૂનાગઢ શહેરને ફરતો કિલ્લો હતો અને કિલ્લાને આઠ દરવાજા હતા. દક્ષિણ તરફના દરવાજાનું નામ હતું 'કાળવા' દરવાજો. તેની થોડે દૂર ગિરનારમાંથી નીકળતો 'કાળવા' નામનો વોંકળો છે. ચોમાસામાં કાળવામાં પાણી હોય, પણ

પછી રહેતુ નથી. કાળવા દરવાજાની બહાર નીકળતાં પ્રથમ પૂર્વ દિશામા એક રસ્તો જાય છે. તે રસ્તો દાતારના તળા પાસેથી બે ભાગમાં વહેંચાય છે. પૂર્વ તરફનો રસ્તો જૂન ગઢના કોટની ફરતો ચાલ્યો જાય છે અને ગિરનાર દરવા પાસે પહોંચે છે. દાતારના તળાવ પાસેનો રસ્તો પ્રથમ નીચલ દાતાર પાસે થઇને જાય છે. પછી એ રસ્તે કોઢિયાનું અથ રક્તપિત્તિયાનું દવાખાનું જેને અંગ્રેજીમાં Leper Asylum લેપ્'અર એસાઇ'લમ્ કહે છે તે આવે છે. ઈ.સ. ૧૮૯૦ મ વિલાયતથી નામદાર પ્રિન્સ આલ્બર્ટ વિક્ટર કે જે કલેરેન અને એવોન્ડેલના ડયુક-અમીર હતા તે જૂનાગઢ અને ગિરન જંગલની મુલાકાતે આવ્યા ત્યારે તેમના માનમાં કોઢિયા દવાખાનાને તેમનું નામ આપવામાં આવ્યુ હતું અથવા તેમ નામ પ્રમાણે કોઢિયાના દવાખાનાનું નામ રાખવામાં આવ્ હતું. અહીંથી આગળ જતાં એ રસ્તો દાતાર-ડેમ આગ પૂરો થાય છે. દાતાર ડેમનું-દાતારના બંધનું ઉદ્‌ઘાટન ઈ.સ ૧૯૩૬ ના જાન્યુઆરીની ૧૦ મી તારીખે હિંદના ગવર્નર જનરલ લોર્ડ વિલિંગડને કર્યું હતું. ૪૪ ફીટની ઊંચાઇ પાણી પ્રહોંચે ત્યારે બંધ ભરાઇ જાય છે. તે માપથી વ ત્યારે છલકાય ને નીચે પડે. ને બહાર કાળવામાં ચાલ્યું જ જૂનાગઢમાં આ સ્થળ જોવા જેવું છે, દર રવિવારે સાં ત્યાંનું દૃશ્ય મુંબઈની ચોપાટીને થોડું મળતું આવે. ર દાતારના બંધ પાસેથી જ દાતારના ડુંગરપર ચડવાના પગ

તે દાતારનો ડુંગર છે. આ ડુંગરની ઊંચાઇ દરિયાની સપાટીથી ૨૭૭૯ ફીટ છે. ગિરનાર ડુંગર હિંદુઓનું તીર્થસ્થાન છે. દાતારનો ડુંગર મુસલમાનોનું પવિત્ર સ્થળ છે. દાતારના ડુંગર ઉપર ચડતાં પ્રથમ કોયલા વજીરની જગ્યા આવે છે અને પછી બીજી સક્કરકુઇની–શકરકુઇની જગ્યા આવે છે. આ દાતારના ડુંગર ઉપર જમીઅલશાહની કબર છે. દાતારના ડુંગર ઉપર ઘોડે બેસીને જવાની સડક વજીર બહાઉદ્દીન-ભાઇએ બંધાવી હતી અને ઈ.સ. ૧૮૯૪ માં મુંબઇના ગવર્નર લોર્ડ હેરિસના હાથે ખુલ્લી મૂકવામાં આવી હતી. તેને હેરિસ રોડ નામ આપવામાં આવ્યું છે.

જૂનાગઢના કાળવા દરવાજા બહાર 'કાળવા' નામનો વોકળો છે. આ વોકળાના સામા કાંઠાના પ્રદેશની પવિત્ર જગ્યામાં 'સરસ્વતી મંદિર' આવેલું છે. આ 'સરસ્વતી મંદિર' ની પશ્ચિમે 'ભૂતનાથ મહાદેવ'નું સુપ્રસિદ્ધ મંદિર આવેલું છે. પૂર્વ–દક્ષિણે 'બ્રહ્મકુંડ' આવેલો છે અને ઉત્તરે 'સરસ્વતીકુંડ' આવેલો છે.

જૂનાગઢ રાજ્યના સુપ્રસિદ્ધ દીવાનશ્રી અમરજી દીવાનના સુપુત્રો રઘુનાથજી ને રણછોડજી દ્વારા એઓ જૂનાગઢ રાજ્યના દીવાનપદે હતા તે સમય દરમ્યાન આશરે દોઢસો વર્ષ પહેલાં આ સુપ્રસિદ્ધ 'સરસ્વતી મંદિર' બંધાયું છે–તેની વેદશાસ્ત્રની વિધિપૂર્વક સ્થાપના કરવામાં આવી છે.

'સરસ્વતી મંદિર'ની બાંધણી સ્થાપત્યકલાની દૃષ્ટિએ દર્શનીય ને સુદૃઢ છે–બાંધકામ ઘણું મજબુત ને સાદું ને સુંદર છે.

પ્રતિવર્ષ આશ્વિનમાસમાં નવરાત્રિના–શક્તિસાધનાના–ઉપાસનાના પવિત્ર પર્વ દિવસોમાં આ 'સરસ્વતી મંદિર'માં પૂજાપાઠ થાય છે અને અષ્ટમીના દિને હવન–હોમ થાય છે, અને સાંજે માતાજીની રવાડી સંકીર્તન સાથે નીકળે છે. તેમાં પ્રથમ માતાજી ભૂતનાથ મહાદેવના મંદિરમાં પધારે છે, અને ત્યાં ભૂતનાથના મહંતશ્રી માતાજીનું પૂજન અર્ચન કરે છે; અને ત્યાંથી પછી સરસ્વતી કુંડની પ્રદક્ષિણા કરીને પુનઃ સરસ્વતી મંદિરમાં રવાડી પધારે છે.

રવાડીના આ મંગલ પ્રસંગમાં પુષ્કળ પ્રમાણમાં પુરુષો, સ્ત્રીઓ ને બાળકો ભાવપૂર્વક ભાગ લે છે, અને મેળા જેવું દૃશ્ય ખડું થઇ જાય છે.

આ 'સરસ્વતી મંદિર'માં નિત્ય સવાર સાંજ પૂજા–આરતી થાય છે, અને નિત્ય સવાર સાંજ ભાવિકો માતાજીનાં દર્શનનો લાભ લે છે.

શ્રી રઘુનાથજી ને રણછોડજી દીવાનશ્રીના વંશવારસ શ્રી શંતિલાલ છગનલાલ વૈષ્ણવશ્રીએ આ 'સરસ્વતી મંદિર' ધર્મસંઘને-જૂનાગઢને સમર્પણ કર્યું છે અને એ રીતે પોતે ને પોતાનો પરિવાર ધન્યજીવન થયા છે.

ધર્મસંઘ તરફથી આ 'સરસ્વતી મંદિર'ના પુનઃ નિર્માણના પવિત્ર પ્રારંભરૂપે હોમાત્મક શતચંડી-યજ્ઞનું યજન કરવામાં આવ્યું છે—અને મંદિરના જીર્ણોદ્ધારનું ને બીજું સંતઆશ્રમ-સત્સંગભવન-સંસ્કારકેંદ્ર ,સ્વાસ્થ્ય સાધનાલયના નિર્માણનું સત્કાર્ય પણ ચાલુ કર્યું છે—અને આ સત્કાર્યમાં પરમાત્માની કૃપાથી સજ્જનો તરફથી તન, મન-ધનનો સાથ ને સહકાર મળી રહ્યાં છે.

આ 'સરસ્વતી મંદિર' સાચું સરસ્વતી મંદિર-બ્રહ્મ-વિદ્યા મંદિર થાય અને માનવ સમાજનું સાચું કલ્યાણ સાધે એવી અંતરની આશા ને અભ્યર્થના છે. ઇતિ ૐ!

કાળવા દરવાજાની બહાર નીકળીને કાળવાના વોંકળા ઉપર બાંધેલા પુલ ઉપરથી નીકળતો રસ્તો દક્ષિણ દિશામાં બીલખા અને વીસાવદર તરફ જાય છે અને બીજો પશ્ચિમ તરફ જતો રસ્તો શાપુર જાય છે. એ રસ્તા ઉપર ચાલતાં જૂનાગઢથી પાંચ માઈલ દૂર એ રસ્તાની જમણી બાજુએ 'ખેંગારવાવ' આવે છે. આ ખેંગારવાવ જૂનાગઢમાં રાજ કરતા ચૂડાસમા વંશના દશમા રાજા રા'ખેંગારે બંધાવી હતી. આ વાવના પથ્થરોપર સુંદર કોતરકામ નજરે પડે છે. આ વાવમાં ઘણું પાણી રહે છે. દુકાળમાં પણ તેમાંનું પાણી ખૂટતું નથી.

શાપુરથી એક રસ્તો દક્ષિણ દિશામાં કેશોદ થઈ વેરા-વળ સુધી જાય છે અને શાપુરથી બીજો રસ્તો પશ્ચિમ દિશામાં વંથલી, માણાવદર, બાંટવા થઈ સરાડિયા, કુતિયાણા જાય છે.

કાળવા દરવાજાથી જો આપણે જૂનાગઢની પ્રદક્ષિણા કરીએ એટલે જૂનાગઢના કોટની—કિલ્લાની બાજુએ આપણો જમણો હાથ રહે તેમ ચાલીએ તો પશ્ચિમ તરફ બીજો 'શાપુર' દરવાજો, ત્રીજો 'તળાવ' દરવાજો, ચોથો 'વંથલી' દરવાજો ને પાંચમો 'સ્ટેશન' દરવાજો આવશે એમને એમ શહેરની આસપાસ ચાલ્યા જતાં જૂનાગઢના ઉત્તર ભાગમાં છઠ્ઠો 'મજેવડી' દરવાજો આવશે અને પૂર્વ તરફ સાતમો 'ધારાગઢ' દરવાજો આવશે અને આઠમો 'ગિરનાર' દરવાજો અથવા 'વાઘેશ્વરી' દરવાજો આવશે. એમને એમ જૂનાગઢ શહેરની આસપાસ આંટો દઇને ચાલ્યા જતાં આપણે પાછા કાળવા દરવાજા પાસે પહોંચી જશું. જૂનાગઢ શહેરની આ પ્રદક્ષિણામાં મજેવડી દરવાજાથી ધારાગઢ દરવાજા સુધીનો અને ધારાગઢ દરવાજાથી ગિરનાર દરવાજા સુધીનો રસ્તો બહુ એકાંતમાં આવેલો અને શાંત જણાશે. પ્રકૃતિનું સૌંદર્ય પણ ત્યા દેખાય અને જો સાંજ પછીનો સમય હોય તો એકલા માણસને ભયપ્રદ પણ જણાય.

હવે આપણે પશ્ચિમ તરફના બીજા 'શાપુર' દરવાજા પાસે આવીએ. ત્યાંથી જૂના સમયમાં શાપુર જવાતું હશે. તે પછી ત્રીજો 'તળાવ' દરવાજો આવે છે. એ તળાવ દરવાજા સામેનું તળાવ 'સરદાર' તળાવ છે અને એ તળાવની પશ્ચિમ દિશામાં 'સરદાર' બાગ છે દિલ્હીના મોગલ બાદશાહો તરફથી જૂનાગઢમાં મોકલાયેલા કુલ ૪૧ ફોજદારોમાં ૧૯મા ફોજદારનું

તળાવ અને સરદારબાગ બંધાવ્યાં હતાં. ચોથા 'વંથલી' દરવાજેથી સરદારબાગ, લાલબાગ, મોતીબાગ પાસેથી શાપુર જતી સડકે જઈ શકાય. પશ્ચિમનો પાંચમો દરવાજો છે 'સ્ટેશન' દરવાજો. ત્યાંથી સ્ટેશને જઈ શકાય છે.

ઉત્તર તરફના છઠ્ઠા દરવાજાનું નામ છે 'મજેવડી' દરવાજો. ત્યાંથી મજેવડી ગામ જઇ શકાય, ધોરાજી–ઉપલેટા થઈ પોરબંદર પણ જવાય અને નવાગઢ–જેતપુર થઈ ગોંડલ–રાજકોટ તરફ જઈ શકાય.

પૂર્વ તરફના સાતમા દરવાજાનું નામ છે 'ધારાગઢ' દરવાજો. તેની સામે ધારાગઢ બાગ છે અને ત્રિવેણીનું સ્થાન છે. ત્યાં સુવર્ણરેખાને કાંઠે વસિષ્ઠ ભગવાને તપ કર્યું હતુ. ધારાગઢ દરવાજાની અંદર જતાં ડાબા હાથ તરફ નવદુર્ગા–માતાનું જુનું સ્થાન છે–જેમાં નંદા, પૂર્ણા, રક્તદંતિ, શ્યામા, ભદ્રા, કાત્યાયની, માત્રિકા, ચિન્દ્રા વગેરે માતાઓનું સ્થાન છે.

નવદુર્ગામાતાના મંદિર પાછળ ઉપરકોટ આવેલો છે. ઉપરકોટની આસપાસ તેના રક્ષણ માટે ખડકમાંથી કોતરી કાઢેલી ખાઈ છે. એવી દંતકથા છે કે યાદવ રાજા ઉગ્રસેને મથુરાથી આ તરફ આવી ઉપરકોટનો કિલ્લો બંધાવ્યો હતો. સંવત્ ૧૫૦૭ માં રા'મંડલીકે તે સુધરાવ્યો હતો. ઉપરકોટમાં અડીચડીની વાવ જોવા જેવી છે અને ર.'નૌંઘણે બંધાવેલ નૌઘણ કૂવો પણ જોવા જેવો છે. ઉપરકોટમાં બે તોપો છે.

(૧) નીલમ તોપ ૧૭ ફીટ લાંબી છે, તેનો ઘેરાવો ૭૩/૪ ફીટ છે અને તેનું મો ૯૩/૪ઇંચ વ્યાસનું છે. (૨) બીજી તોપનું નામ છે ચૂડાનાલ અથવા કડાનાલ, તે ૧૩–૧૪ ફીટ લાંબી છે અને તેનું મો ૧૪ ઈંચ વ્યાસનું છે.

નીલમ તોપની પાસે ઉપરકોટમાં રહેતા લશ્કર માટે દાણા રાખવાના મોટા કોઠારો અથવા જમીનમાં ખોદેલી મોટી ખાણો છે. તે બહુ ઊંડી અને ચોરસ છે.

આઠમા નવાબ સાહેબ સર રસુલખાનજીના સમયમાં બહાઉદ્દીન વોટર વર્કસનો–તળાવોનો પાયો ઇ.સ. ૧૮૯૭ના માર્ચ માસમાં કાઠીઆવાડના પોલિટિકલ એજન્ટ અથવા પાંત સાહેબ કર્નલ હંટર સાહેબે નાંખ્યો હતો. આ વોટર વર્કસ અથવા તળાવો ઉપરકોટમાં જ છે. તેમાં આશરે ૧૦–૧૨ લાખ રૂપીઆનો ખર્ચ થયો છે. ઉપરકોટનાં તળાવોમાં ભવનાથ, ખોડિયાર અને ચામુંડીમાંથી પાણી આવે છે અને નળ વાટે શહેરને મળે છે.

ઉપરકોટ નીચે આવેલાં ગુપ્ત ભોંયરામાં થઇને ગિરનાર ઉપર આવેલા ઉપરકોટના કિલ્લામાં જઈ શકાતું.

ઉપરકોટની ઉત્તર દિશામાં ખાપરા અને કોઢિયા નામના બહારવટીઆનાં ભોંયરાં આવેલાં છે. તે ખાપરા કોઢિયાનાં ભોંયરાં કહેવાય છે. તેની દીવાલોપર લેખો પણ દેખાય છે.

ઉપરકોટની ઉત્તરે માઇગઢેચીનુ સ્થાન છે. માઇગઢે એટલે ગઢની મા. ભોંયરામાં આવેલ મંદિરમાં આ સ્થાન છે.

પૂર્વમાં છેલ્લો અથવા આઠમો દરવાજો છે 'વાઘેશ્વરી' દરવાજો અથવા 'ગિરનાર' દરવાજો. વાઘેશ્વરી દરવાજાની બહાર વાઘેશ્વરીનું તળાવ આવેલું છે. જૂનાગઢનુ આ છે બીજું તળાવ. જૂનાગઢનું ત્રીજું તળાવ નીચલા દાતાર પાસે આવેલુ છે અને ચોથું તળાવ પરી તળાવ છે. જૂનાગઢથી પશ્ચિમમાં ઇવનગર તરફ જતાં વચ્ચે આવેલુ છે.

વાઘેશ્વરી દરવાજાની બહાર જતા થોડે દૂર વાઘેશ્વરી માતાનુ મંદિર આવે છે તે દેવી ગ્રામદેવી છે. આશ્વિન સુદિ એકમથી નોમસુધી નવરાત્રિના દિવસોમાં માણસો ત્યાં દર્શને જાય છે. આશ્વિન સુદિ આઠમને દિવસે ત્યાં હવન થાય છે

વાઘેશ્વરીમાતાથી આગળ ચાલતાં ટોડાની વાવ આવે છે તે પછી અશોક, રુદ્રદામા અને સ્કંદગુપ્તના શિલાલેખો આવે છે અશોકનો શિલાલેખ સૌથી પ્રાચીન છે એ શિલાલેખ ઇ સ પૂર્વે ૨૫૦ના વર્ષમા લખાયેલો છે અશોકના શિલાલેખમા બુદ્ધધર્મની આજ્ઞાઓ અથવા આદેશ અર્થાત્ ઉપદેશ લખવામા આવ્યો છે. રુદ્રદામા અને સ્કંદગુપ્તના શિલાલેખોમાં 'સુદર્શન તળાવના બંધનુ સમારકામ તેમના રાજ્યકાળમાં થયેલું તેની નોધ છે Indian Epigraphy ઇન્ડિયન એપિગ્રેફિ-ભારતીય શિલાલેખ વાચવાની વિદ્યામાં રસ લેનાર વિદ્વાનો માટે

ઉપરના શિલાલેખો રસપ્રદ છે-આ શિલાલેખો માટે એમ. ઇ. ચૌહાણ લખે છેઃ-"It is a huge granite roek like a flattened cone, about 20 feet in height and 70 feet in circumference"

"તે ચપટા શંકુઆકારને મળતો અડદિયા પથ્થરનો મોટો ખડક છે-૨૦ ફીટ ઊંચો અને ૭૦ ફીટ ઘેરાવાવાળો"

આ શિલાલેખોનું પહેલું ભાષાંતર ઇ સ. ૧૮૨૨માં કર્નલ ટોડ સાહેબે કર્યું હતું. તે પછી આ શિલાલેખોની છાપ ઈ.સ. ૧૮૩૭ માં ડોકટર જે. વિલ્સને લીધી અને તેના ભાષાંતર માટે કલકત્તા જેમ્સ પ્રિન્સેપ સાહેબને મોકલી હતી. તેણે તેનું ભાષાંતર કર્યું હતું.

આ શિલાલેખોથી આગળ ચાલતાં શેઠ સુંદરજી સવજી એ બંધાવેલ પુલ આવે છે. આ ઠેકાણાની નદીનું નામ પલાશિની છે. આ સુંદરજી શેઠ ઘોડાના વેપારી હત, અને અંગ્રેજ સરકાર તથા કાઠીઆવાડના રાજાઓ વચ્ચેના આડતિયા પણ હતા.

આ પુલથી આગળ ચાલતાં દામોદરજી કુંડ આવે છે. આ કુંડ આવ્યા પહેલાં રસ્તા ઉપરથી નીચે ઊતરી દામોદરજી કુંડમાંથી આવતા પ્રવાહમાં થઇને પણ સામે કાઠે આવેલ મુચુકુંદ અથવા મુચકુંદ નામની ગુફામાં પણ જવાય છે. દામોદરકુંડનું નામ ભગવાન્ કૃષ્ણચંદ્રના નામપરથી પડ્યું છે.

કૃષ્ણ ભગવાનને તેમનાં માતુશ્રી યશોદાએ બાલ્યાવસ્થામાં પેટે દોરડી બાંધી ઝાડ સાથે બાંધ્યા હતા—દામન્ એટલે દોરડી અને ઉદર એટલે પેટ અને આ ઉપરથી ભગવાનનું 'દામોદર' નામ પડયું છે. ભગવાનના આ 'દામોદર' નામ પરથી એ કુંડનું નામ દામોદરકુંડ પડયું છે. આ દામોદરકુંડની લંબાઇ ૨૭૫ ફીટ છે અને પહોળાઇ ૫૦ ફીટ છે. તેના પાણીમાં હાડકાં ગાળી નાખવાનો ગુણ છે, એટલે માણસો પોતાના મરણ પામેલાં સગાને અગ્નિદાહ આપ્યા પછી તેનાં જે હાડકાં અથવા ફૂલ અવશેષ રહે છે તે દામોદરકુંડમાં પધરાવે છે. એમાં મરનારનાં જીવાત્માનું કલ્યાણ થાય એવી પણ શુભ ભાવના હોય છે આ કુંડની સામેના દક્ષિણ ભાગમાં દામોદર-રાયજીનું મંદિર છે આ મંદિરના પશ્ચિમ ભાગમાં રેવતીકુંડ છે. રેવત રાજાની પુત્રી રેવતીજીનું લગ્ન વસુદેવ—રોહિણીના પુત્ર અને કૃષ્ણ ભગવાનના મોટાભાઇ બલભદ્રજી સાથે થયું હતું. રેવતીજીના નામ પરથી એ કુંડનું નામ રેવતીકુંડ પડયું છે.

રેવતરાજા પોતાની પુત્રી રેવતીજીને પરણાવ્યા પછી જૂનાગઢમાં આવીને રહ્યા હતા. એટલે રેવતરાજાના નામ પરથી જૂનાગઢનું 'રૈવત' નામ પડયું હતું અને ગિરનારનું 'રૈવતાચલ' નામ પડયું હતું. રેવતીકુંડની ઉપર શ્રી મહા-પ્રભુજીની બેઠક છે. અને રેવતીકુંડ પાસેની પશ્ચિમ તરફની કેડીએ જતાં 'મુચકુંદ ગુફા' નામનું સ્થાન આવે છે.

માંધાતાના પરાક્રમી પુત્ર મુચકંદે દેવદાનવના યુદ્ધમાં દેવોને મદદ કરી હતી અને તેથી યુદ્ધના અંત પછી થાકેલા મુચકંદને દેવોએ એવું વરદાન આપ્યું હતું કે તેની નિદ્રાનો ભંગ કરનાર બળીને ભસ્મ થશે. રાજા મુચકંદ દીર્ઘ નિદ્રાનો સંકલ્પ કરી આ ગુફામાં સૂતા હતા. મુચકંદને મળેલાં આ વરદાનને જાણનાર ભગવાન્ કૃષ્ણચંદ્ર કાળયવન નામના અસુર સાથે યુદ્ધ કરતાં ભાગ્યા. કાળયવન પાછળ અને ભગવાન્ આગળ. ભગવાન્ તે અસુરને આ ગુફા તરફ લાવ્યા. ભગવાન્ એ ગુફામાં ગયા અને ભર નિદ્રામાં સૂતેલા રાજા મુચકંદને પોતાનું પીતાંબર ઓઢાડી ક્યાંક સંતાઈ રહ્યા. કાળયવન ગુફામાં દાખલ થઇ જુએ છે તો તેને લાગ્યું કે કૃષ્ણ પીતાંબર ઓઢીને સૂઈ ગયા છે એમ જાણી સૂતેલા રાજા મુચકંદને ઢંઢોળીને જગાડ્યા. જાગેલા મુચકંદની દૃષ્ટિ કાળયવનપર પડતાં તે બળીને ભસ્મ થઇ ગયો. પછી ત્યાં સંતાયેલા માયાપતિ શ્રીકૃષ્ણે મુચકંદને દર્શન આપી કૃતાર્થ કર્યો. એ રાજા મુચકુંદના નામપરથી આ ગુફાનું નામ મુચુકુંદગુફા–મુચકંદગુફા પડ્યું છે.

સડક ઉપરથી દામોદરકુંડ માથે થઈ દામોદરરાયજીનાં મંદિરમાં જવા માટે જૂનાગઢના આઠમા નવાબ સાહેબ સર રસુલખાનજીના દીવાન હરિદાસ વિહારીદાસ દેશાઇએ એક પુલ પોતાને ખર્ચે બંધાવ્યો છે.

સમાવેશ હિંદુઓ માને છે. કાર્તિકીપૂનમે એટલે ગિરનારની પરિક્રમા થાય છે તે સમયે, મહા શિવરાત્રિનો મેળો ભવનાથમાં ભરાય છે ત્યારે, ચૈત્રીપૂનમ પર, ભીમઅગીઆરશને દિવસે, શ્રાવણમાસની પૂનમ એટલે બળેવપર અને ભાદરવી અમાસે જૂનાગઢ શહેરનાં તથા બહારગામથી યાત્રામાં આવેલાં અનેક માણસો દામોદરકુંડમાં સ્નાન કરે છે. દામોદરકુંડમાં સ્નાન કર્યા પહેલાં યાત્રિકો રેવતીકુંડમાં પ્રથમ સ્નાન કરે છે.

ભગવાન્ કૃષ્ણચંદ્રના પ્રપૌત્ર વજ્રનાભે દામોદરરાયજીનું મંદિર બંધાવ્યું છે. દામોદરકુંડની પાસે બ્રહ્મેશ્વર, રાજરાજેશ્વર અને સિધ્ધેશ્વર—એ ત્રણે શિવમંદિરો આવેલાં છે. એ પછી દૂધેશ્વર મહાદેવનું મંદિર આવેલું છે અને ગિરનારની તળેટીમાં ભવનાથ અથવા ભવેશ્વર મહાદેવનું મંદિર છે. કાર્તિક સુદિ અગીઆરશને શુભ પ્રભાતે ગિરનારની પરિક્રમા પણ ભવનાથના મંદિર પાસેથી જ શરૂ થાય છે અને માઘ વદિ ચૌદશ અથવા મહાશિવરાત્રિનો મોટો મેળો પણ ભવનાથ મહાદેવનાં મંદિર પાસે ભરાય છે. માઘ વદિ નોમથી ધજા ચડે છે અને મહા શિવરાત્રિની રાતના બાર વાગે યાત્રિકો ભવનાથ પાસેના મૃગીકુંડમાં સ્નાન કરે છે અને પછી મેળો વિખરાય છે. મૃગીકુંડના પાણીમાં હિસ્ટીરિયા–ઉન્માદ–મટાડવાનો ગુણ છે એમ માન્યતા છે. એવી દંતકથા છે કે એક ઋષિના શાપથી સ્ત્રીનું શરીર અને મૃગલીના મોઢાવાળી બનેલી એક હરણી અથવા મૃગલી અથવા મૃગી આ કુંડમાં સ્નાન કરવાથી સંપૂર્ણ સ્ત્રીશરીરને પ્રાપ્ત થઈ હતી એટલે આ કુંડનું

નામ મૃગીકુંડ પડયું છે. રાજાભોજે એ સ્ત્રી સાથે લગ્ન કર્યું, એ કુંડને પાછો બંધાવ્યો અને એ શુભ પ્રસંગના સ્મારકરૂપે એ કુંડનું નામ મૃગીકુંડ રાખ્યું. ભવનાથ મહાદેવની ડાબી બાજુએ સુદર્શન તળાવ આવેલું છે. ગિરનારમાંથી નીકળતી સુવર્ણરેખા અથવા સોનરખ પ્રથમ આ તળાવમાં આવે છે અને પછી બહાર નીકળે છે. ભવનાથ પાસે વસ્ત્રાપથેશ્વરનું મંદિર છે. એ દેવનું નામ વસ્ત્રાપથ ક્ષેત્ર ઉપરથી પડયું છે. વસ્ત્રાપથ ક્ષેત્ર પ્રભાસ ક્ષેત્રની અંદર છે. પ્રભાસ ક્ષેત્રમાં જૂનાગઢનો પણ સમાવેશ થઈ જાય છે. સ્કંદપુરાણમાં ગિરનાર, મૃગીકુંડ ને દામોદરકુંડનું માહાત્મ્ય આપેલું છે.

અહીંથી જમણા હાથ તરફ બોરદેવી જવાનો રસ્તો આવે છે. ત્યાંથી બોરિયાની ફલદ્રુપ અને વિશાલ ખીણ શરૂ થાય છે. તે ખીણમાં ગિરનારમાંથી નીકળતી બીજી ગુડાઝલી નામની નદી વહન કરે છે. બોરિયાની ખીણના ઉપરના ભાગમાં બોરદેવી માતાનું સ્થાન છે. ત્યાં એક બોરનું ઝાડ છે એટલે માતાનું નામ બોરદેવી પડયું છે.

ભવનાથથી થોડે આગળ જતાં ચડાવની વાવ આવે છે અને પછી ગિરનાર પર ચડવાનો દરવાજો આવે છે. ગિરનારનું મૂળ નામ ઉજ્જયંત અથવા ગિરિવર છે. પહેલાંના સમયમાં ગિરનાર ઉપર ચડવા માટે ચડાવની વાવથી માળીપરબ સુધી ડુંગરમાં કેડી રસ્તો હતો અને માળીપરબથી કોટમાં જવા માટે પોચા પથ્થરનાં પગથિયાં હતાં. જૂનાગઢના નવાબ

સાહેબના દીવાન હરિદાસ વિહારીદાસ દેશાઇએ નવાબ સાહેબની પરવાનગીથી લોટરી–સુરતીની ટિકિટો કાઢી હતી અને તે દ્વારા જે પૈસા મળ્યા તેમાંથી ગિરનારની તળેટીથી કમંડલ કુંડ સુધી કાળા પથ્થરનાં પગથિયાં કરાવ્યાં હતાં.

આ ગિરિવર ગિરનાર જૂનાગઢનું પૂર્વ દિશામાં રહીને રક્ષણ કરે છે. આ ગિરનારની આસપાસ દશ–બાર ગાઉનું જંગલ છે અને એ જંગલની વચ્ચે ગિરનાર પહાડ છે. આ ગિરનારને ફરતી ડુંગરની હાર છે. વચ્ચે નાની નાની ખીણો છે. તેમાં ભાત ભાતનાં સુગંધી અને ઉપયોગી ઝાડો, છોડા અને વેલાઓ ઊગે છે. ગિરનારની પશ્ચિમ તળેટીએથી ગિરનારની ઊંચાઈ ૩૬૬૬ ફીટ છે. આખા કાઠીઆવાડમાં ગિરનાર ઊંચામાં ઊંચો પર્વત છે. ગિરનાર ક્ષેત્ર પુરાતન અને પવિત્ર .. ગિરનાર ઉપર હિંદુધર્મનાં ઘણાં મંદિરો છે. સમગ્ર ભારત વર્ષના હિંદુઓનું એ યાત્રાધામ છે. ગિરનાર માહાત્મ્યમાં પ્રભાસક્ષેત્રને બહુ પવિત્ર માન્યું છે. ગિરનાર પણ બહુ પવિત્ર તીર્થક્ષેત્ર છે. પૂર્વ સમયથી જ ગિરનાર ક્ષેત્રની પવિત્રતાની એવી મહાન્ ભાવના હિંદુપ્રજામાં છે કે રાજા દશરથ પણ તેમના બે પુત્રો રામ અને લક્ષ્મણ સાથે અયોધ્યાથી ગિરનારની યાત્રાએ આવ્યા હતા અને ગિરનાર ઉપરના દેવસ્થાનોને પ્રણામ કર્યા હતા. પાંડવો પણ ગિરનારની યાત્રાએ આવ્યા હતા. દ્વારકાથી યાદવો સહિત બલદેવજી અને શ્રીકૃષ્ણ પરમાત્મા પણ ગિરનારની યાત્રાએ આવ્યા કરતા. શ્રીવલ્લભાચાર્યજી પણ તેમની પ્રથમ યાત્રામાં નીકળ્યા ત્યારે સિદ્ધપુરા, વડનગર,

વીસનગર, ડાકોર, ભરૂચ, સુરત, ડુમસ, જંબુસર, બહુચરાજી, પ્રભાસક્ષેત્રમાં થઇ ગિરનારની યાત્રાએ આવ્યા હતા અને દ્વારકા ગયા હતા. શિશિરકુમાર ઘોષે ચૈતન્ય મહાપ્રભુનું જીવન અંગ્રેજી ભાષામાં બે ભાગમાં—બે પુસ્તકોમાં લખ્યું છે તેમાં તેણે લખ્યું છે કે ગૌરાંગ મહાપ્રભુ બંગાળામાંથી યાત્રા કરતા કરતા નાસીક-પંચવટી આવ્યાં હતા. ત્યાંથી દમણુ, સુરત, ભરૂચ, વડોદરા, અમદાવાદ, ઘોઘા, જાફરાબાદ, ત્યાંથી જૂનાગઢ ગિરનાર આવ્યા હતા. જૂનાગઢથી પ્રભાસ જતાં તેમને ગહનઝાડીમાં ગિરના જંગલમાં પ્રવેશ કરવો પડયો હતો અને પ્રભાસ પહોંચતાં તેમને સાત દિવસ લાગ્યા હતા. એ ઝાડીમાં તેમને જંગલના ફળો ખાઇને ચલાવવું પડયું હતું. તેઓ પ્રભાસ થઇને દ્વારકા ગયેલા. ગિરના જંગલનું દશ્ય શિશિરકુમાર ઘોષે આપ્યું છે તે કરતાં વધારે ગંભીર ચિત્ર ગુજરાતના ઇતિહાસમાંથી મળે છે. ગિરનાં ઘાટા જંગલમાં વનરાજનો મામો સુરપાલ રહેતો અને ત્યાંજ તેણે—સુરપાલે પોતાના ભાણેજ વનરાજને યુદ્ધની તાલીમ આપી હતી. એ ઇતિહાસકાર જણાવે છે કે એ યુગમાં ગિરના જંગલનો જે વિસ્તાર હતો તેના પ્રમાણમાં આજનું ગિરનું જંગલ બહુ નાનું લાગે.

અત્યારે ગિરનું જંગલ વિસ્તારમા ૩૦ ગાઉ અથવા ૬૦ માઈલ લાંબુ અને ૯—૧૦ ગાઉ અથવા ૧૮—૨૦ માઇલ પહોળું છે આ ગિર-જંગલ $\frac{૪}{૫}$ જૂનાગઢની હદમાં છે અને $\frac{૧}{૫}$ વડોદરા તથા જેતપુર મેંદરડાની હદમાં છે આવડું ગિરનું

જંગલ પણ ભૂતકાળના ગિરના જંગલના મુકાબલામાં નાનું લાગે ત્યારે એ સમયનાં ગિરના જંગલનો વિસ્તાર કેટલો હશે તેની કલ્પના વાચકને સોંપું છું.

નરસિંહ અવતારનું સ્થાન તાલાળા ગિરનાં જંગલમાં જવાનું પ્રવેશદ્વાર છે એશિયાખંડમાં ગિરનું જંગલ જ સિંહ અથવા સાવજના રહેઠાણનું એકમાત્ર સ્થાન છે. આફ્રીકાના સિંહોના મુકાબલામાં ગિરના સિંહોની કેશવાળી પ્રમાણમાં નાની છે, પણ તેનો રંગ વધારે પ્રકાશ મારતો છે. સિંહણને કેશવાળી થતી નથી. આખા હિંદુસ્થાનમાં કેશવાળી વાળા સિંહો માત્ર ગિરનાં જંગલમાં જ થાય છે. સિંહ માણસનો શિકાર કરતો નથી, તેમ મુએલું જાનવર ખાતો નથી. તેણે કરેલો તાજો શિકાર જ ખાય છે. સિંહ દિવસે સૂએ છે અને રાતે જાગે છે. તડકાથી તે કાયર છે–તડકો સહન કરી શકતો નથી.

જે ગિરિવર ગિરનારની યાત્રાએ ભગવાન્ રામચંદ્રજી તથા લક્ષ્મણ પિતાજી દશરથ રાજા સાથે આવ્યા હતા, જે ગિરિવર ગિરનારની યાત્રાએ પાંડવો આવ્યા હતા તેમ દ્વારકાપુરીથી યાદવો પણ આવતા, મોટાભાઇ બલદેવજી અને નાનાભાઇ ભગવાન્ કૃષ્ણચંદ્ર પણ આવતા, જે ગિરિવર ગિરનારની યાત્રાએ દક્ષિણમાંથી શ્રી વલ્લભાચાર્યજી આવ્યા હતા અને બંગાળામાં આવેલ નવદ્વીપથી ગૌરાંગ મહાપ્રભુજી પણ આવ્યા હતા અને જે ગિરિવર ગિરનારની યાત્રાએ જૂના

કાળથી અનેક સંતો, મહાપુરુષો, ભક્તો અને યોગીઓ આવ્યા કરતા અને આવ્યા કરે છે. તેજ પુરાતન ગિરિવર ગિરનારની યાત્રા કરવા લીંબુડા નિશાળના મહેતાજીના રૂપમાં એક અવતારી મહાપુરુષ મોજીદડથી આવી રહ્યા છે.

આ લીંબુડાના શિક્ષક કોણ હતા એ જાણવાની કોઇને જિજ્ઞાસા થાય તો તેના મનના સમાધાન માટે ટુંકમાં કહી શકાય કે મોજીદડજ તેઓશ્રીનું જન્મસ્થાન છે. લીંબડી રાજ્યનું મોજીદડ ગામ લીંબડી શહેરથી બહુ દૂર નથી. સંવત્ ૧૯૧૪નું વર્ષ, આશ્વિન માસ, સુદિ ત્રીજ ઉપરાંત ચોથ અને રવિવારની રાત્રનો આશરે આઠનો સમય તેઓશ્રીનો જન્મ સમય હતો. પિતાનું નામ હતું પીતાંબરજી અને માતાનું નામ હતું નંદુબા. નંદુબાના પિયરનું ગામ ચૂડા.

બારમે વાસે કુલની પ્રણાલિકા પ્રમાણે તેઓશ્રીને નામકરણ સંસ્કાર કરવામાં આવ્યો-તેઓશ્રીનું નામ નથુરામ પાડવામાં આવ્યું.

તેઓશ્રીને આશરે સવા વર્ષ થયું ત્યારે કુળની રીત પ્રમાણે લીંબડી શહેર પાસે આવેલ ભલગામડા ગામમાં સતીમાતાની દેરીએ તેડી જઇને તેઓશ્રીના સ્થૂલ શરીરને ચૌલસંસ્કાર કરવામાં આવ્યો હતો એટલે બાળમવાળા ઊતરાવવાનો વિધિ કરાવવામાં આવ્યો હતો.

તેઓશ્રીનું વય આશરે બે વર્ષનું થયું તે વેળા એક

દિવસ નંદુબા પુત્રને તેડી પાડોશમાં એક બ્રાહ્મણને ઘેર બેઠાં હતાં તે સમયે કોઇ સાધુપુરુષ એ બ્રાહ્મણને ત્યાં ભિક્ષા લેવા આવ્યા તેમની નજર એ બાલકના ચરણારવિંદની ઊર્ધ્વરેખા તથા મુખની આકૃતિ ઉપર પડતાં તે સંતપુરુષે નંદુબાને જણાવ્યું કે, 'માતા ! આ બાલક મહાપુરુષ થશે.' આ સંતની ભવિષ્યવાણી માણસોએ સાચી પડેલી નજરોનજર જોઈ છે.

તેઓ પાંચસાત વર્ષની ઉમ્મરના થતાં શેરીમાં ફરવા લાગ્યા. તેઓશ્રીનું બાલ્યજીવન તદ્દન અનોખું હતું. શેરીમાં રમતાં બાળકોની સાથે તેઓશ્રી રમતા નહિ તેમ એ બાલ-રમતો તેઓશ્રીને ગમતી પણ નહિ તેઓશ્રી તો મોજીદડના પાદરમાં ચાલી જતી વાંસલ નદીને કિનારે જઇને ઊભતા. ત્યાં ઊભા ઊભા બહુ ધ્યાનથી નદીના પાણીના પ્રવાહને નીરખતા, નદીના પાણીમાં ઊઠતા તરંગોને નીરખતા, નદીના પાણીમાં થતા પરપોટા પણ નીરખતા. કવચિત્ કવચિત્ ખેતરોમાં ફરતા અને રાત્રિએ આકાશમાં હસતા તારલાઓ સામે પણ જોયા કરતા. તેઓશ્રી કુદરતી શોભાનું અવલોકન કરતા હોય એમ સામાન્ય રીતે જણાય, પણ અધ્યાત્મશાસ્ત્રના અનુભવી એમ કહી શકે કે તેઓશ્રી કુદરતની પાછળ સંતાયેલ પરમસત્તાને જોવા મથતા.

દશવર્ષની ઉમ્મર થતાં તેઓશ્રીને યજ્ઞોપવીત સંસ્કાર કરવામાં આવ્યો એટલે જનોઇ દેવામાં આવી અને એજ વર્ષમાં એટલે સંવત્ ૧૯૨૪ માં મોજીદડ ગામમાં પહેલવેલી ગુજરાતી

નિશાળ સ્થપાણી ત્યારે તેમાં તેઓશ્રીને દાખલ કરવામાં આવ્યા. મોજીદડની એજ નિશાળમાં તેઓશ્રીએ ગુજરાતી પાંચ ધોરણ પૂરાં કર્યાં હતાં.

ગુજરાતી છઠ્ઠા ધોરણના અભ્યાસ માટે તેઓશ્રી પોતાના મોસાળના ગામ ચૂડા ગયા અને ત્યાં એ સમયનું છેલ્લું એટલે છઠ્ઠું ધોરણ પૂરું કર્યું અને ચોટીલા પાસેના મેવાસા ગામમાં પણ જ્યોતિષના અભ્યાસ સારુ બેચાર મહિના ગાળ્યા હતા.

રાજકોટની ટ્રેનિંગ કોલેજની પ્રાવેશિક પરીક્ષા માટેનો અભ્યાસ પણ ચૂડામાં કરી લીધો અને બેચાર મિત્રો જોડે તેઓશ્રી ચૂડાથી રાજકોટ પરીક્ષા આપવા પગે ચાલીને ગયા. ત્યાં તેઓશ્રીએ પરીક્ષા આપી અને તેમાં ચોથે નંબરે પાસ થયા.

આ પછી રાજકોટની ટ્રેનિંગ કોલેજમાં-ગુજરાતી શિક્ષકો તૈયાર કરવાના મહાવિદ્યાલયમાં શિક્ષણકલાના અભ્યાસ માટેનાં બે વર્ષો પૂરાં કરી તેમાં સારે નંબરે પાસ થયા. એ સમય દરમિયાન પિતા પીતાંબરજીનુ અવસાન થતાં તેઓશ્રી સિનિયર કલાસના ત્રીજા વર્ષના અભ્યાસ માટે અમદાવાદ ટ્રેનિંગ કોલેજમાં ન જઇ શકયા, પરંતુ કુટુંબની જવાબદારી માથે આવતાં પોરબંદર તાબાના અડવાણા ગામની ગુજરાતી નિશાળમાં બાર રૂપીઆના માસિક પગારથી શિક્ષક થયા.

સંવત્ ૧૯૩૩ માં અથવા તા. ૧-૨-૧૮૭૭મા અડવાણા નિશાળનો ચાર્જ સંભાળ્યો અને ત્યાં આશરે એ વર્ષ ઉપરાંત નોકરી કરી. ઇ.સ. ૧૮૭૯ ના એપ્રીલ માસમાં ત્યાંની નિશાળનો ચાર્જ છોડી અડવાણાથી નીકળી પોરબંદર તથા કુતિયાણા થઈ તા. ૨૦-૪-૧૮૭૯ અથવા ૧૯૩૫ ના ચૈત્રમાસની સુદિ એકમને રવિવારે લીંબુડા નિશાળનો ચાર્જ લીધો અને ઇ સ. ૧૮૮૧ ના ફેબ્રુઆરીમાં એકમાસની રજા લઇને તેઓશ્રી મોરજીદડ ગયા હતા.

તેઓશ્રીના જીવનના આશરે ૨૩ વર્ષ જેટલા સમય ઉપર આપણે નહિ જેવી અલ્પસ્વલ્પ નજર ફેરવી ગયા. હવે આપણે અવલોકનકારની સૂક્ષ્મદૃષ્ટિ વડે એ જીવનની નીચલી સપાટીમાં સંતાયેલી સંતતાને નિહાળીએઃ—

તેઓશ્રી મોરજીદડની જે ગુજરાતી શાળામાં ભણવા બેઠા હતા ત્યાં નિત્ય સમયસર તેઓશ્રી જતા. ક્વચિત્ ત્યાં સમય કરતાં વહેલા ગયા હોય તો એકાંતમાં એકલા બેસી પોતાના પાઠ પાકા કરતા હોય અને ક્વચિત્ નિશાળની બહારના કોઇ ભાગમાં આંખો મીંચીને મુનિવરની પેઠે શાંતિથી બેઠેલા દેખાય. બીજા વિદ્યાર્થીઓ એ સમયે ઘોંઘાટ કરતા હોય, આમતેમ દોડાદોડી કરતા હોય, તોફાન ટીખળ કરતા હોય ત્યારે નથુરામજી વૃદ્ધપુરુષની ગંભીરતાથી એકલા એકલા વિચારમગ્ન સ્થિતિમાં-અથવા ઊંડા ચિંતનમાં જણાય.

ઘરમાં તેઓશ્રી સ્નાન કરીને સવારમાં શંકરની પૂજા કરતા. ભગવાન્ શંકર ઉપર તેઓશ્રીને બહુ ભક્તિભાવ હતો મોજીદ્દડ ગામમાં આવેલ જડેશ્વર મહાદેવને દર્શને પણ તેઓશ્રી નિત્ય નવા ઉત્સાહથી જતા.

શાસ્ત્રોની અને પૂર્વકાળના સમયની વાતો બીજા પાસેથી તેઓશ્રીને સાંભળવી બહુ ગમતી શ્રાવણ મહિનામાં તો ઠાકોરદ્વારે–ચોરે–કોઈ પુરાણી કથા કરે ત્યારે તેઓશ્રી ત્યાં નિત્ય સાંભળવા જાય અને ધાર્મિક વાતો સાંભળી પ્રસન્ન થતા. સારી સારી વાતો યાદ રહી જાય.

સોળ વર્ષની સુકુમાર અવસ્થામાં તેઓશ્રીએ લેખન શરૂ કર્યું અને 'વ્યભિચાર–નિષેધક' લેખ લખી નાંખ્યો. વ્યભિચાર એટલે દુરાચાર, દુષ્ટ આચરણ, કામીપણું, લંપટતા, ભોગની આસક્તિ, વિષયવાસના. માનવજાતના આ મહાન્ શત્રુ સામે ત્યારથી મોરચો માંડયો.

અગાઉના સુડતાળો એટલે સંવત્ ૧૮૪૭ નો, ઓગણોતરો એટલે સંવત્ ૧૮૬૯ નો અને એકાશીઓ એટલે સંવત્ ૧૮૮૧ નો–એ બધા દુકાળોની રોમાંચક વાતો સાંભળીને અને એ સમયે માણસો ઉપર અને અન્ય પ્રાણીઓ ઉપર પડેલાં સંકટો, દુઃખો ને આફતોની ભયંકર હકીકતો કાનપર પડતા તડકામાં બરફ ઓગળી જાય અથવા અગ્નિમાં માખણ જેમ ઓગળી જાય એમ તેઓશ્રીનું પુષ્પ સમુ કોમળ હૃદય ઓગળી જતું અને આંખો રડી પડતી.

આ આખો પ્રશ્ન આધ્યાત્મિક વિજ્ઞાનનો છે. જ્યાં સાચો પ્રેમ હોય ત્યાં આવું સંભવે. માતાને પુત્ર માટે અને પુત્રને માતા માટે થાય, પિતાને પુત્ર માટે અને પુત્રને પિતા માટે થાય; બહેનને ભાઇ માટે અને ભાઈને બહેન માટે થાય; પતિને પત્ની માટે અને પત્નીને પતિ માટે થાય; મિત્રને મિત્ર માટે થાય; પણ જ્યાં કશો સંબંધ ન હોય, કશો પરિચય ન હોય, કશી ઓળખાણ ન હોય; કશું મમત્વ કે પ્રેમ ન હોય ત્યાં બીજાઓ માટે આટલું કેમ થતું હશે? જે સમયના દુકાળોની આ વાત છે, ત્યારે નથુરામજીનો જન્મ પણ ન હતો. તો પછી એ સમયનાં માણસોને નજરે જોયાં તો કયાંથી હોય? નજરે નહિ જોયેલાં અજાણ્યાં અને કોઈપણ જાતના સંબંધ કે પરિચય વગરનાં માણસો માથે પડેલાં દુઃખની વાતોથી અને મૂંગાં પ્રાણીઓ પર પડેલી આફતોથી હૃદય કંપી ઉઠે, હૃદય આક્રંદ કરે એ હકીકત એકજ સિદ્ધાંત સિદ્ધ કરે છે કે જ્યારે મનુષ્યમાં સાચી વિશ્વબંધુત્વની ભાવના જાગ્રત્ થઇ જાય છે અથવા જ્યારે એ માનવ આખા વિશ્વને પોતાનું કુટુંબ માનનારો બની જાય છે એટલે કે માનવમાત્ર અને પ્રાણિમાત્ર એક પરમપિતા પરમેશ્વરનાં જ બાળકો છે એવું દૃઢપણે સમજનાર બને ત્યારે જ તેનું ચિત્ત બીજાનાં દુઃખથી દ્રવી જાય છે. નથુરામજીને એ સુકુમાર અવસ્થામાં જ માનવમાત્ર અને પ્રાણિમાત્ર એકજ પરમપિતા પરમાત્માનાં બાળકો છે. એવી અવિચલ પ્રતીતિ થઇ ચૂકી હતી અને એટલે જ જૂના સમયના દુકાળોની આફતો જે મનુષ્યો અને

પ્રાણીઓ ઉપર પડી હતી એ પોતાના પરમપિતા પ્રભુનાં જ બાળકો છે એવું તેઓશ્રી હૃદયથી માનતા અને એટલે જ ભાઈ માટે ભાઈને થાય એમ તેઓશ્રીને એ સૌ માટે લાગી આવતું.

આથી નોખી જાતનો બીજો પ્રસંગ જોઈએ–સંવત ૧૯૩૦ ના ભાદરવા માસની અજવાળી તેરશને દિવસે નથુરામજી પોતાના ત્રણ મિત્રો સાથે ચૂડાથી રાજકોટ પ્રાવેશિક પરીક્ષા આપવા પગે ચાલીને નીકળ્યા–દરેક સાથે પોતપોતાનાં પરીક્ષા માટેનાં પુસ્તકો, કપડાં અને બીજો સામાન હતો. એ સામાન ઉપાડીને પગે ચાલવાનું હતું. ચૂડાથી રાજકોટનો પ્રવાસ પૂરા ત્રણ દિવસનો હતો. માર્ગમાં અણધાર્યાં સાત નાર એટલે સાત વરૂ સામાં મળ્યાં. આ ચારે હતા સુકુમારો. તેમાંના ત્રણ મિત્રો તો મોતને સામું આવતું જોઈ મુઠીવાળીને નાઠા. એક માત્ર ૧૬ વર્ષની ઉમ્મરના નથુરામજી જરાપણ ભય પામ્યા વગર, સામે મોત ચાલ્યું આવે છે તેની લેશપણ પરવા કર્યા વગર એજ શાંતિથી, એજ પ્રસન્નતાથી, એજ આનંદથી ચાલતા રહ્યા.

બંધુઓ! આપણે એકલા નથુરામજીની વિષમસ્થિતિમાં આપણી જાતને મૂકી જોઇએ. મોત તેડવા આવતું હોય એમ એ ઝાડીમાં સાત વરૂને સામાં ચાલ્યાં આવતાં જોઇએ અને પછી આપણી શી હાલત થાય તેનો વિચાર કરીએ. ન્યાય જેમને જીવન કરતાં પણ પ્રિય છે એવા સુજ્ઞ વિચારકોને

આ પ્રશ્ન સોંપું છું. એ સોળ વર્ષના સુકુમાર નથુરામજીના સમત્વનું, તેઓશ્રીની ભયરહિત મનોદશાનું અને નિર્ભય ધૈર્યનું માપ કાઢવા હું પ્રાર્થું છું. એ સોળ વર્ષના સુકુમાર હતા કે ભગવાને ગીતાજીમાં કહેલા સ્થિતપ્રજ્ઞ એ તો સર્વજ્ઞ ઇશ્વર જાણે, પરંતુ રાગદ્વેષમાં ખરડાયેલો અલ્પ માનવ એ કહેવા અશક્ત છે—અધિકાર વગરનો છે.

તેઓશ્રી પ્રાવેશિક પરીક્ષામાં પાસ થઈ રાજકોટના અધ્યાપન મંદિરમાં દાખલ થયા અને રહ્યા એ દિવસોમાં જાઇએ. ત્યાં વાંચવુ, વાંચવું ને વાંચવું એ મુખ્ય વ્યવસાય, છતાં અભ્યાસમાં નબળા હોય તેમને પ્રેમથી માર્ગદર્શન આપતા, સાથે ભણનારા વિદ્યાર્થી તેઓશ્રીમાં કાંઇ નવીનતા જોતા, અપૂર્વતા જોતા. તેઓશ્રી જે વાંચે તે તુરત યાદ રહી જાય એવી તીવ્ર સ્મરણશક્તિ અને તેથી સાથે ભણતા વિદ્યાર્થી કરતાં તેઓશ્રીનો જ્ઞાનવૈભવ મહાન્ લાગે. આ જ્ઞાનવૈભવને શોભાવે એવી હતી તેઓશ્રીના જીવનની સાધુતા. જમવામાં પણ સંયમ, આહાર પથ્ય, પરિમિત ને પવિત્ર લેતા, વસ્ત્રો પણ સાદા ને સ્વચ્છ પહેરતા, પથારી પણ સાદી ને સ્વચ્છ, પુસ્તકો પણ સાફસુફ—બધુ વ્યવસ્થિત. તેમના એક મિત્ર તેમનો આ જીવનપ્રવાહ જોઇ તેઓશ્રીને 'સાંઇ' કહેતા સાઈના બે અર્થ થાય છે એક છે પરમાત્મા અને બીજો છે સાધુપુરુષ.

જ્યારે શિક્ષકની નોકરીમાં અડવાણા ગયા ત્યારે તો જીવનમાં અદ્‌ભુત રંગ દેખાવા લાગ્યો. અડવાણા એટલે

મોજીદડથી ૮૦ એંશી ગાઉથી વધારે દૂર આવેલું એક અજાણ્યું, અપરિચિત નાનું ગામડું. ત્યાંનો જીવનક્રમ પણ સવારના પાંચથી રાત્રિના દશ સુધી ઘડિયાળના કાંટા જેવો એકધારો અને નિયમિત. સવારના પાંચથી સાત ઉત્થાન, શૌચ, દંતધાવન, સ્નાન, પ્રાતઃસંધ્યા. સવારના સાતથી દશ સુધી નિશાળ. દશથી બાર સુધીમાં બપોરનું સ્નાન, બપોરની સંધ્યા, તે પછી રાંધીને જમવું. બપોરના બારથી બે સુધી ધાર્મિક ગ્રંથોનો સ્વાધ્યાય. બપોરના બેથી પાંચ સુધી નિશાળ. સાંજે ચારપાંચ વિદ્યાર્થી જોડે સોરઠી નદીએ જઈ સાયંસ્નાન ને સાયંસંધ્યા. સવારે પણ સ્નાન સોરઠી નદીએજ થતું. જેમ મોજીદડમાં જડેશ્વર મહાદેવને દર્શને જતા તેમ અડવાણામાં સોરઠી નદીને કિનારે આવેલા અરડેશ્વર મહાદેવનાં દર્શન સવાર સાંજ કરતા. એ સમયે પણ એક ટાણુંજ જમતા બપોરે જમતા. રાત્રે નહિ. રાતે માત્ર દૂધ લેતા. પછી જેવંતશેઠ નામના લોહાણા ભક્તને ત્યાં સત્સંગમાં જતા.

રાત્રિએ જેવંતશેઠની દુકાને સત્સંગ ચાલતો. ત્યાં અડવાણા મહેતાજી નથુરામજી પણ જતા. એ સત્સંગ મંડળમાં રામબાઈ માતાજી; તેમના શિષ્ય કલ્યાણદાસજી, જેવંતશેઠ, નથુરામજી અને બીજા મળીને આશરે વીશેકની સંખ્યા થતી. કથામાં વેદાંતના હિંદી ને ગુજરાતી ગ્રંથો ક્રમપ્રમાણે વંચાતા. કથા વાંચવાનું કામ રામબાઈ માતાજી, કલ્યાણદાસજી અથવા જેવંતશેઠ કરતા અને અડવાણા શિક્ષક કથા સાંભળતા. જ્યાં વેદાંતનો કોઈ ગૂઢ પ્રશ્ન ચર્ચાતો ત્યારે એ શિક્ષક એવી

સુંદર રીતે તેનો ખુલાસો કરતા કે કથા વાંચનારા એ વયોવૃદ્ધ કથાકારો એ ૧૯ એ.ગણીશ વર્ષના શિક્ષકના વેદાંત જ્ઞાનથી અને યોગશાસ્ત્રની ઊંડી સમજથી આશ્ચર્ય પામતાં. રામબાઈ માતાજી તો એ સમયે બરડામાં એક સંત તરીકે પૂજાતાં. રામબાઈ માતાજીની સ્થિતિ તો જીવન્મુક્તના જેવી હતી. આ રામબાઈ માતાજી રાત્રિની કથામાં આવતા અને ચર્ચામાં ભાગ લેતા એ અડવાણા શિક્ષકને બરાબર ઓળખી ગયાં અને જણાવ્યું કે, "આ મહેતાજી સામાન્ય મહેતાજી નથી, પરંતુ યોગીપુરુષ છે". આગળ ઉપર જ્યારે આ અડવાણા મહેતાજી આચાર્ય બન્યા ત્યારે આ સંત રામબાઈ માતાજીએ સદ્‌ગુરુની શોધમાં ફરતા બખરલા ગામના એક જિજ્ઞાસુને સ્પષ્ટ શબ્દોમાં કહ્યું હતું કે, "ભાઈ, તમારે સદ્‌ગુરુ કરવા હોય તો બીલખાના આનંદાશ્રમમાં જાઓ, ત્યાં સાક્ષાત્ પરમાત્મા બિરાજે છે. શિષ્યો તેઓશ્રીને નાથભગવાન્ કહે છે".

અડવાણા નિશાળમાંથી લીંબુડાની નિશાળમાં આવેલા નથુરામજીની ઈશ્વરલીલાનો એક અદ્‌ભુત પ્રસંગ લખી આપણું અવલોકન સમાપ્ત કરીએ. મૂળ સુરતના રહીશ અને કાઠીઆવાડમાં સબ્‌ડેપ્યૂટિ એજ્યુકેશનલ–ઇન્સ્પેક્ટર- નિરીક્ષક–બનેલા શ્રી ગણપતરામ અનુપમરામ ત્રવાડી લીંબુડા નિશાળની પરીક્ષા લેવા આવ્યા અને પરીક્ષા શરૂ કરી. પરીક્ષા જે દિવસે શરૂ કરી તે દિવસે બપોરનું ભોજન લીંબુડાના એક સજ્જનને ત્યાં લેવાનું નક્કી થયેલું તે પ્રમાણે ગણપતરામભાઈ તે સજ્જનને ઘરે બપોરે જમવા ગયા. તે જમવા બેઠા એટલે લીંબુડા

નિશાળના મહેતાજી તેમને ભોજન પીરસવા આવ્યા. ગણપતરામભાઈએ તે સજ્જનને પ્રશ્ન કર્યો કે મહેતાજી તો નિશાળમાં હતા અને અહીં કયાંથી ? તે સજ્જને બહુ શાંતિથી જવાબ આપ્યો, ' સાહેબ ! નથુરામજી તો સવારથી જ અહીં રસોઇ કરવામાં રોકાયા છે". આ જવાબ સાંભળી બહુ નવાઇ પામેલા ગણપતરામભાઈએ જણાવ્યું, "અરે આ શું બોલો છો ? લીંબુડા શિક્ષક નથુરામજી તો પરીક્ષા શરૂ થઇ ત્યારથી સવારના મારી સાથે હતા". આનો જવાબ એ સજ્જને એટલીજ શાંતિથી આપ્યો, "ના સાહેબ, લીંબુડા શિક્ષક નથુરામજી તો સવારના અહીંજ છે".

આ વાત સાંભળી બુદ્ધિશાળી ગણપતરામના બુદ્ધિવાદે પ્રશ્ન કર્યો કે, "જો માસ્તર મારી જોડે સવારના નિશાળમાં હતા તો પછી એજ સમયે આ સજ્જનના ઘરમાં કયાંથી હોઇ શકે ? અને જો એ શિક્ષક આ સજ્જનના ઘરમાંજ હોય તો પછી નથુરામજી એજ સમયે નિશાળમાં કયાંથી હોઇ શકે ? નિશાળમાં હાજર હતા એ મારો પ્રત્યક્ષ અનુભવ છે અને એજ સમયે ઘરમાં રસોઇ કરતા હતા એ તે સજ્જનનો પ્રત્યક્ષ અનુભવ છે. એકજ સમયે નિશાળમાં શિક્ષક તરીકે અને એ સજ્જનના ઘરમાં રસોઇ કરનાર તરીકે હોઇ શકે એ કોણ હોય ?" ગણપતરામભાઇના આ બુદ્ધિવાદી પ્રશ્નનું સમાધાન તુલસીદાસજીએ ભગવાન્ રામચંદ્રજીની ઈશ્વરલીલાનું દર્શન માતા કૌશલ્યાજીને કરાવ્યું છે ત્યારે કર્યું છે. ભગવાન્ રામજી પારણામાં પોઢેલા છે અને માતા કૌશલ્યાજી ભગવાનનાં પ્રતિ-

માને નૈવેદ્ય ધરાવી રસોડામાં જાય છે અને પાછાં મંદિરમાં આવે છે ત્યાં રામચંદ્રજીને એ ભગવાન્‌ને ધરેલું નૈવેદ્ય આરોગતા જુએ છે. આથી માતાજીને શંકા થતાં ભગવાન્‌ને પારણામાં જોવા જાય છે તો ત્યાં રામચંદ્રજીને પોઢેલા જોયા. ફરી પાછાં મંદિરમાં આવે છે તો નૈવેદ્ય આરોગતા રામચંદ્રજીને જુએ છે. પારણામાં પોઢેલા ભગવાન્ એકજ સમયે અહીં ક્યાંથી હોઇ શકે અને અહીં બિરાજતા રામજી એકજ સમયે પારણામાં પોઢેલા ક્યાંથી હોઇ શકે ? માતાજીની આ મુંઝવણ જોઇ ભગવાન્ રામચંદ્રજી મંદ મંદ હસ્યા.

માતા કૌશલ્યાજીને ભગવાન્ રામજીએ આપશ્રીની ઈશ્વરલીલાનાં દર્શન કરાવ્યાં હતાં તેમ લીંબુડા શિક્ષક નથુરામજીએ પણ ગણપતરામભાઇને આપશ્રીની ઈશ્વરલીલાનાં દર્શન લીંબુડામાં કરાવ્યાં હતાં. પછી એજ ગણપતરામભાઈ અમુક સમય પછી તેઓશ્રીના શિષ્ય બન્યા હતા.

મોજીદડથી નીકળેલા નથુરામજી એકલા એકલા પગે ચાલીને ગિરનારની યાત્રા માટે જૂનાગઢ ભણી ઉત્સાહભેર આવી રહ્યા છે. આશરે ત્રણ ચાર દિવસના પગ રસ્તાના પ્રવાસ પછી તેઓશ્રી જૂનાગઢ રાજ્યનાં વડાલ ગામે પહોંચ્યા અને ત્યાંથી ચાલીને ગિરનારનાં જંગલના રક્ષણ માટે બંધાયેલ ઉરવાણ નામના નાકા આગળ આવ્યા. એ યુગમાં ગિરનાર ઉપર ચડવાની તળેટી ઉત્તર દિશામાં હતી. અત્યારે છે એમ પશ્ચિમ દિશામાં ન હતી. ભવનાથ પાસેથી જઇ શકાય છે એ પશ્ચિમ

દિશાની તળેટીથી કમંડલકુંડ સુધીના કાળા પથ્થરનાં પગથિયાં હજુ બંધાયાં ન હતાં. એટલે તેઓશ્રી ડેરવાણને નાકે થઇને ગિરનાર પર જવાની ઉત્તરભણીની તળેટી પાસે આવ્યા અને પ્રથમ કામ કર્યું—પોતા પાસેનાં વસ્ત્રો અને દ્રવ્ય સાધુજનોને આપી દીધાં. ધોતીઉં પહેર્યું અને એક ઉપવસ્ત્ર શરીર ઓઢયું હતું એવી સ્થિતિમાં સઘળું ત્યાગીને તેઓશ્રી ગિરનાર ઉપર ચડયા અને પ્રથમ હનુમાન્‌ધારા પાસે આવ્યા.

હનુમાન્‌ધારાના સ્થાનમાં હનુમાન્‌જીની મૂર્તિના મુખમાંથી જલપ્રવાહ ધોધમાર વહે છે. હનુમાન્‌જીની મૂર્તિના મુખમાંથી ઝરણનો જલપ્રવાહ પડયા કરે છે, તેથી તેને હનુમાન્ ધારા કહે છે. ત્યાં મંદિર પણ છે. આસપાસનાં ઘાટાં વૃક્ષો તથા અન્યજાતની ઘાટી વનસ્પતિથી એ ભાગ ઘણો રમ્ય જણાય છે. આ સ્થાનની શોભાની વાત કરતાં લીંબડીના શિક્ષક જ્યારે આચાર્યપદે આવ્યા ત્યારે શિષ્યોને એક અંગ્રેજના અનુભવ શબ્દો આ પ્રમાણે કહેલા કે, "આ સ્થાનની સ્વાભાવિક શોભા હિંદુસ્થાનમાં કોઇ સ્થળે નથી".

હનુમાન્‌ધારાની સમીપના ઉગમણા ભાગનાં એટલે પૂર્વતરફનાં વનને શેષાવન કે લક્ષ્મણવન કહે છે. ત્યાં ઉપરના પર્વતના ઢાળમાં આંબા છે. ભાતભાતનાં વૃક્ષો અને લતા મંડપોથી આ પ્રદેશ બહુ રમ્ય લાગે છે.

શેષાવનથી આગળ પૂર્વભણી ચાલતાં ભરતવન આવે છે. ત્યાં જવાની કેડીની આસપાસ પટોપાંદડી મઘમઘી રહી

હોય છે. આ પડોપાંદડીમાંથી સુંદર અત્તર નીકળે છે. ભરતવનમાં મંદિર અને જલનો કુંડ છે.

નથુરામજી શેષાવનમાં આવ્યા અને હનુમાન્‌ધારાના કોઈ નિર્જન ને એકાંત સ્થળમાં રોકાયા અને આસપાસના એકાંત પ્રદેશનું બરાબર અવલોકન કર્યું. એ સમયે તેઓશ્રી મોજીદડની ગુજરાતી શાળામાં અભ્યાસ કરતા હતા તે દિવસો યાદ આવ્યા. એ સમયે મગનભાઈ કરમચંદનો ગુજરાતનો ઇતિહાસ ચાલતો હતો તેનું સ્મરણ થયું અને તે ઇતિહાસમાં આવેલું ગિરનારનું અને ગિરનારના કેટલાક બહુ આકર્ષક ભાગોના વર્ણનનું સ્મરણ થયું. "ત્યાં આવેલાં જાતજાતનાં ઘાટાં વૃક્ષો, છોડો અને લતાઓ, પુષ્પો અને તેની ઉપર ફરતા ભ્રમરો તથા પતંગિયાં, પડોપાંદડીથી થઈ રહેલો મઘમઘાટ, કલરવ કરતાં સુંદર પક્ષીઓ તથા સ્વતંત્રપણે વિચરતાં ભિન્નભિન્ન પશુઓ, મોટી મોટી શિલાઓ ને ગુફાઓ, તથા ખળખળ વહેતાં ઝરણો વગેરે પુષ્કળ કુદરતી દૃશ્યોથી ભરપૂર શેષાવન વગેરે ભાગોનું વર્ણન કરતાં ઇતિહાસકારે લખેલું કે ત્યાં જઈએ છીએ ત્યારે સંસારને ભૂલી જઈએ છીએ". ઇતિહાસકારના આ શબ્દોનું પણ નથુરામજીને સ્મરણ થયું. ઇતિહાસકારના આ શબ્દો નથુરામજીએ મોજીદડની નિશાળમાં ભણતાં ભણતાં વાંચીને "ત્યાં ક્યારે જશું?" એ પોતાશ્રીએ કરેલા વિચારનું પણ સ્મરણ થયું. ત્યારે કરેલો વિચાર અથવા સંકલ્પ આજે ફલીભૂત થયો એ જાણી તેઓશ્રીનું ચિત્ત પ્રસન્ન થયું.

તેઓશ્રીએ સમાધિ માટે હનુમાન્‌ધારાનું એ એકાંત અને નિર્જન સ્થાન પસંદ કર્યું અને ત્યાં રોકાયા. ઇ. સ. ૧૮૮૧ ના ફેબ્રુઆરી માસ એટલે સંવત્‌ ૧૯૩૭નું વર્ષ અને પોષમાસની આખરનો અથવા માઘમાસનો આરંભનો શિયાળાનો સમય. હનુમાન્‌ધારા પાસેનું એ એકાંત અને નિર્જન - જન-શૂન્ય - માણસવગરનું એ જંગલ શરીરને ઢાંકવામાટે માત્ર બે આછાં વસ્ત્રો.—એક પહેરવાનું અને એક ઓઢવાનું. ગિરનાર ઉપરની કડકડતી શિયાળાની ઠંડીના સુસવાટ કરતા પવનના સપાટા. ગિરનારની ઝાડીમાં રાત્રિએ શિકારમાટે ફરતા સિંહો, દીપડાઓ, ડુક્કરો, વરૂઓ ને જંગલ બિલાડાઓ. એ જંગલને ભયંકર બનાવતું રાતનું કાળુંઘોર અંધારું. આ બધાં વચ્ચે એ અરણ્યની કોઇ પથ્થરની શિલા ઉપર બેઠેલા - પદ્માસને બેઠેલા લીંબુડાના એ તપસ્વી શિક્ષકના માનસિક દર્શને આપણે જઇએ.

રાત્રિની અંધકારમય ભયંકરતાને લેશ પણ નહિ ગણુ-કારનાર, ઝાડોને ધ્રૂજાવનાર અને વેલાઓને કંપાવનાર શિયા-ળાની કારમી ઠંડીની જરાપણ પરવા નહિ કરનાર અને શિકા-રની શોધમાં ભટકતાં એ રાની પશુઓનો અલ્પ પણ ભય નહિ સેવનાર લીંબુડાના એ યોગીવરને મનની આંખોવડે નીરખીએ અને શુદ્ધ પ્રેમનાં નિર્મલપુષ્પો અર્પીએ.

મગનભાઈ કરમચંદના ગુજરાતના ઇતિહાસમાં તો આપણે ગિરનાર પર્વત ઉપર પ્રકૃતિદેવીએ છૂટે હાથે વેરેલાં સૌંદર્યનું જ દર્શન કર્યું, પરંતુ એજ દેવી પ્રકૃતિ રાત્રિના

મામાએ ગળગળા થઇને કહ્યું, 'ગમે તેમ કરીને નથુનો મેળાપ થાય એમ કરો.'

આણંદજીભાઇએ કહ્યું, 'મેં રજા લઇ રાખી છે. આપણે સાથે જ શોધ કરવા નીકળીએ, પણ ક્યાં જવું એની સૂઝ પડતી નથી.'

આમ મુંઝાઇને બંને કુતિયાણામાં બેઠા છે. ત્યાં સમાચાર મળ્યા કે નથુરામજી જૂનાગઢ તરફ ગયા છે. આ સમાચાર મળતાં બંને બહુ રાજી થયા અને બંનેએ જૂનાગઢ ભણી જવાનો વિચાર કર્યો. આણંદજીભાઇએ હરજીવનમામાને જણાવ્યુ કે, 'આજે તમે લીંબુડા જઇને રાત રહો, હું ત્યાં કાલે સવારે આવીશ. ત્યાંથી કાલે આપણે જૂનાગઢ ભણી જશું.'

હરજીવનમામા આ પ્રમાણે કુતિયાણાથી લીંબુડા ભણી ચાલ્યા. આપણે ઉપર વાંચી ગયા છીએ કે સરદારગઢથી રવાના થઇ નથુરામજી લીંબુડા ભણી આવી રહ્યા છે. હરજીવન મામા કુતિયાણાથી ચાલી લીંબુડાના ઝાંપામાં પહોંચ્યા, ત્યાં નથુરામજી પણ બરાબર એજ સમયે સરદારગઢથી ચાલી લીંબુડાના ઝાંપામાં આવી પહોંચ્યા. જે ભાણેજની ઝંખના કરતા હતા, જે ભાણેજ માટે મામા આંસુ પાડતા હતા અને જેની શોધ માટે કુતિયાણાથી લીંબુડા આવી બીજે દિવસે આણંદજીભાઇ જોડે જૂનાગઢ તરફ જવાના હતા તેજ ભાણેજ ઝાંપામાં આવી મળ્યા. મામાના આનંદનો પાર શો [illegible] રહે ?

નામાના સંતોષની પછી શી સીમા હોય? -મામા ત્યાંને ત્યાં હર્ષનાં આંસુની અંજલિ આપી ભાણેજને મળ્યા અને પછી મંને ઘેર ગયા અને મામાએ વાત કરી કે તમને જૂનાગઢ ગણી શોધવા અમારે આવતી કાલે નીકળવાનું નક્કી કર્યું છે, તેથી આણંદજીભાઈ કાલે સવારે કુતિયાણાથી લીંબુડા આવશે. આ સાંભળીને નથુરામજીએ ખેપીઆ જોડે આણંદજીભાઈને પત્રમાં પોતે લીંબુડા આવી ગયા છે એવા શુભ સમાચાર મોકલી દીધા. આણંદજીભાઈને એ ખબર મળતાં પ્રસન્ન થયા અને પોતાના પરમમિત્ર અને સદ્ગુરુશ્રીને મળવા કુતિયાણાથી લીંબુડા આવ્યા અને બહુ પ્રેમ અને આદરથી મળ્યા.

આપણે ઉરવાણુને નાકે થઈ ઉત્તરની તળેટીએથી ગિરનારની ઉપર ચડી હનુમાનધારા, શેષાવન ને ભરતવનની યાત્રા કરી લીધી છે. પશ્ચિમ તરફની તળેટીએથી કમંડલકુંડ સુધી કાળા પથ્થરનાં પગથિયાં બંધાઈ ગયા પછી આપણે ગિરનારની યાત્રા એ તરફથી કરી લઈએ. ગિરનાર ઉપર પગે ચાલીને સૌ ચડે છે. શ્રીમંત, અશક્ત, ને વૃદ્ધ તથા બાળકો માટે ઉપર જવાના સાધન તરીકે ભાડે ડોલી મળે છે.

ઉપર ચડતાં પ્રથમ ભર્તૃહરિની ગુફા, પછી માળી પરબ અને પછી કોટ અથવા ઉપરકોટ આવે છે, ત્યાંથી દરવાજામાં દાખલ થતાં પ્રથમ જૈનોનાં મંદિરો આવે છે.

જૈનોના ૨૨ બાવીસમા તીર્થંકર નેમીનાથનું મંદિર

અધકારમા કેવું કારમું અને કેટલું ભયંકર સ્વરૂપ ધારણ કરે છે એની આપણને રજભાર પણ કલ્પના ન હતી. હનુમાન્ ધનાના એ એકાંત જંગલમાં લીંબુડાના એ મહેતાજી તપ તપવા આવ્યા ત્યારે તેઓશ્રીની પારમાર્થિક શક્તિની કસોટી કરવા પ્રકૃતિએ પોતાનુ જે ભયપ્રદ રૂપ દેખાડ્યું તે આપણે જોયુ. પ્રકૃતિ દેવીએ પોતાના સૌદર્યને અંધકારમાં પલટી નાખ્યું, પોતાનાં આકર્ષણને ભયંકરતાનું રૂપ આપ્યું અને પોતાના મીઠા અને મદ પવનની લહેરોને ઠંડીના જીવલેણ સપાટામાં બદલી નાંખી, કલરવ કરતાં પક્ષીઓને સ્થાને જંગલનાં હિંસક પશુઓને હાજર કરી તેના વિકરાળ દેખાવ અને ત્રાડોથી એ યુવાન શિક્ષકને ડરાવવા ખૂબ ખૂબ પ્રયત્ન કર્યો તેઓશ્રીને તપશ્ચર્યામાંથી ચલાયમાન કરવા બહુ બહુ યત્ન કર્યો, પરંતુ એ બધા પ્રયત્નો નિષ્ફળ નીવડ્યા, ત્યારેજ એ દેવી સમજ્યા કે લીંબુડાના એ શિક્ષક કોઈ સામાન્ય માનવી નથી, એ છે પ્રકૃતિને નિયમનમા રાખી શકે એવી કોઈ દિવ્યમૂર્તિ.

ગિરનારનાં એ એકાંત જંગલમા બરાબર પંદર દિવસ સુધી અપૂર્વ તપશ્ચર્યા કરી લીંબુડાના એ મહેતાજી જેમ ઉપર ચડ્યા હતા તેમજ ગિરનારના ઉત્તરભાગની તળેટીએ પહોચી ડેરવાણુંના નાકા પાસેથી થઈ જૂનાગઢ આવ્યા અને જૂનાગઢમા એક જાણીતા શિક્ષકને મળ્યા. જૂનાગઢથી પગ રસ્તે ચાલી સરદારગઢ આવ્યા અને ત્યાની ગુજરાતી નિશાળના શિક્ષક શ્રી વાલજી કુબેરજીને મળ્યા અને તેમને ત્યાં જમી તેઓશ્રી લીંબુડા ભણી વિદાય થયા ઉપરોક્ત વાલજી

કુબેરજી પાછળથી નથુરામજીના અનન્ય શિષ્ય બન્યા હતા.

ચૂડાથી હરજીવન દવે મોજીદડ આવી નંદુબા બહેનને મળ્યા હતા અને પોતાના ભાણેજ નથુરામજીની શોધ કરવા મોજીદડથી કુતિયાણા ભણી આણંદજીભાઇને મળવા ચાલી નીકળ્યા હતા એ આપણે આગળ વાંચી ગયા છીએ. નથુરામજીના મામા હરજીવન દવે ભૂખ્યા ને તરસ્યા પગે ચાલતા ચાલતા મોજીદડથી કુતિયાણા ચાર-પાંચ દિવસે આવી પહોંચ્યા અને આણંદજીભાઇને મળ્યા. અને વ્યગ્ર મનથી આણંદજીભાઇને પૂછવા લાગ્યા, 'ભાઇ! નથુ કયાં છે? મને તેણે રખડાવ્યો છે મેં ટ્રેનિંગ કોલેજમાં તેનું જમાનગતું આપેલું છે તે રૂપીઆ મારે ભરવા પડશે. વળી તેનું સગપણ કર્યું છે. કન્યા મોટી છે. નહિ પરણે એટલે ત્યાં પણ મારી આબરૂ જશે. હું ગરીબ માણસ છું હવે મારે શું કરવું? તેની કયાં શોધ કરવી?'

આણંદજીભાઇએ નથુરામજીના સાચા મિત્ર અને શિષ્ય તરીકે જવાબ આપ્યો 'તમે શાંતિ રાખો. જમાનગતના રૂપીઆ દોઢસો દેવા પડશે તો તેની વ્યવસ્થા હું કરી આપીશ. તે બોજો તમારા ઉપર નહિ રહે. નથુરામજીની ઇચ્છા લગ્ન કરવાની જરાપણ નથી એટલે હવે તેમને તે માટે આગ્રહ કરવાની જરૂરત નથી. એ કન્યા તમારા નાનેરા ભાણેજ જટાશંકર જોડે પરણાવવાની તજવીજ કરો. નથુરામજીની શોધ માટે હું પણ તમારી સાથે આવીશ.'

આવે છે એ મંદિરનો અંદરના ભાગમાં ૨૩ ત્રેવીસમા તીર્થંકર પારસનાથની આરસ પથ્થરની પ્રતિમા છે જે અમીઝરા તરીકે પ્રસિદ્ધ છે. નેમીનાથના મંદિરની બહાર ઘણાં સ્થાનો છે, તેમાં ઘટોત્કચ્ચ અથવા ઘડીઘટુકો છે. તેની આસપાસ રા'ખેંગારે બંધાવેલ મહેલ છે–જેમાં રા'ખેંગાર તથા રાણકદેવી રહેતાં. નીચાણમાં ભીમકુંડ આવે છે. આગળ જતાં હાથી પગાનો ચશ્મો અથવા ઝરણું આવે છે.

કોટમાંથી ગૌમુખીગંગા તરફ જતાં પ્રથમ જમણા હાથ તરફ જટાશંકરની ધર્મશાળા આવે છે. ત્યાંથી સાતપુડાની ગુફા તરફ જવાય છે. તેમાં ચોખ્ખું પાણી રહે છે સાતપુડાના ઝરણાનું પાણી ભેગું કરવા જૂનાગઢના નવાબ સાહેબના દીવાન બેચરદાસભાઈએ કુંડ બંધાવ્યો છે. સાતપુડાનું દૃશ્ય ગંભીર ને રમ્ય છે. તે પછી પાંડવગુફા અને રાજલની ગુફા આવે છે.

કોટથી ચાલતાં ગૌમુખીગંગા આશરે ૨૦૦ બસો ફીટ દૂર છે ખડકમાંથી કોરેલ ગાયના મુખમાંથી ઝરણું પડે છે. એટલે તેનું નામ ગૌમુખીગંગા પડયું. એ ઝરણું ત્યાં એક કુંડમાં પડે છે ત્યાં શંકરનું મંદિર છે.

ગૌમુખીગંગાથી એક રસ્તો ઉત્તરમાં જાય છે અને બીજો માર્ગ ઉપર જાય છે. ગૌમુખીગંગાથી ઉત્તરમાં ચાલતાં પ્રથમ સેવાદાસજીની જગ્યા આવે છે. તેના પાછળના ભાગમાં

પશ્ચિમબાણી ભૈરવજપનો પથ્થર આવે છે. સેવાદાસજીની જગ્યાની બરાબર સામે પૂર્વ દિશામાં પથ્થરચટ્ટીનું સ્થાન છે સેવાદાસજીની જગ્યાની આગળ ઉત્તર દિશામાં નીચે ઊતરવાનાં પગથિયાં આવે છે. ત્યાંથી ઉતરતાં પ્રથમ ભરતવન, પછી શેષાવન અને પછી હનુમાનધારા આ ત્રણે સ્થાનની યાત્રા આપણે હમણાં જ કરી આવ્યા છીએ.

હવે આપણે ગૌમુખીગંગાથી ગિરનાર ઉપર ચડીએ. પ્રથમ સાચા કાકાનું સ્થાન છે અને પછી આવે છે અંબાજી માતાનુ પહેલુ શિખર અથવા ટોચ અથવા ટ્રક. અંબાજી એટલે પાર્વતીજી. અંબાજીનું શિખર દરિયાની સપાટીથી ૩૩૨૦ ફીટ ઊંચું છે. અંબાજીની ટ્રક પછી બીજી ટ્રક આવે છે ગોરખનાથની. ગોરખનાથની ટ્રક દરિયાની સપાટીથી ૩૬૬૬ ફીટ ઊંચી છે. ગિરનારમાં ઊંચામાં ઊંચુ શિખર અથવા ટોચ અથવા ટ્રક ગોરખનાથની છે. ૩૬૬૬ ફીટની આ ઊંચાઈ ટ્રિગોનોમ્ 'એટ્રિકલ સરવે પ્રમાણે Trigonometrical Survey-પ્રમાણે છે-ત્રિકોણમિતિની પદ્ધતિ પ્રમાણેની તપાસ અનુસાર છે.

M. E. Chohan Writes:-

'The whole distance From the Commencement of the ascent to the summit of mount Girnar is 4691 Yards or two miles, Five Furlongs and seventy-one Yards.'

એમ. ઈ. ચૌહાણ લખે છેઃ—

'ગિરનારની તળેટીથી છેલ્લાં ઊંચા શિખર સુધીનું સમસ્ત અંતર ૪૬૯૧ વાર થાય છે અથવા બીજી રીતે લખીએ તો ૨ માઈલ, ૫ ફર્લાંગ (માઈલને આઠમો ભાગ એનું નામ ફર્લાંગ) અને ૭૧ વાર થાય છે.'

ગોરખનાથની ટૂક પછી ત્રીજી ટૂક ઓઘડની આવે છે.

તે પછી ચોથી ટૂક ગુરુદત્તાત્રેયની આવે છે. તે ટૂક દરિયાની સપાટીથી ૩૨૯૫ ફીટ ઊંચે છે. ભગવાન્‌ના ૨૪ અવતારોમાં ભગવાન્ દત્તાત્રેય એક અવતાર મનાય છે. ગુરુદત્તાત્રેયની ટૂક ગોરખનાથની ટૂક કરતાં નીચી છે, છતાં ત્યાંથી બહુ દૂર સુધી નજર જઈ શકે છે. ભગવાન્ વેદવ્યાસજી રચિત ૧૮ પુરાણોમાં સ્કંદપુરાણ પણ છે. સ્કંદપુરાણમાં ભારતવર્ષનાં આઠ મુખ્ય તીર્થોમાં પ્રભાસક્ષેત્રના અંતર્ગત વિભાગરૂપ ગિરનારને પણ સમાવેશ થાય છે. ત્યાં બ્રહ્મા, વિષ્ણુ અને રુદ્ર—એ ત્રિપુટીના સ્વરૂપભૂત ભગવાન્ દત્તાત્રેય બિરાજે છે. ગુરુદત્તાત્રેયનાં શિખર ઉપર ભગવાન્ દત્તાત્રેયનાં ચરણપાદુકાજી છે.

ગોરખનાથની ટૂક ઉપરથી ગુરુદત્તાત્રેયની ટૂકપર જતાં વચ્ચે કમંડલકુંડ આવે છે. કમંડલકુંડનું પાણી ગિરનારમાં ઉત્તમ ગણાય છે.

ગુરુદત્તાત્રેયનાં ચોથા શિખર પછી પાંચમું શિખર

કાલિકા માતાનું આવે છે. ગિરિવર ગિરનારની ઉપરની યાત્રા પૂરી કરીને આપણે ગિરનારની પ્રદક્ષિણા શરૂ કરીએ તે પહેલાં ગિરનાર પર્વતના દક્ષિણઢાળની તળેટીમાં આવેલું 'લાખામેડી' નામનું સ્થાન જોઈ લઈએ.

થોડાં વર્ષો પહેલાં ઇન્ડિયન એન્ટિકિવટીના–ભારતીય પ્રાચીન કાળ–પ્રાચીનતાના–લેખમાં જૂનાગઢના રહીશ પંડિત ભગવાનલાલ ઇન્દ્રજીના લખવા ઉપરથી કેમ્પબેલ સાહેબે લાખામેડી નામે ઓળખાતી બોરિયામાં આવેલી એક ઊંચી જગ્યા ખોદાવતાં તેમાંથી મકાનની ઈંટોનો ઢગલો નીકળ્યો હતો અને તેમાંથી બુદ્ધનું એક સ્તૂપ નીકળી આવ્યું છે. સ્તૂપઃ સંસ્કૃત શબ્દ છે અને આપ્ટેએ તેનો અર્થ આ પ્રમાણે આપ્યો છેઃ–

'A Buddhistic monument or Kind of Tope erected For Keeping sacred relics as those of Buddha'. બુદ્ધનાં પવિત્ર અવશેષો સાંચવવા માટે ઊભો કરેલો બુદ્ધનો સ્મરણસ્તંભ.'

એમ. ઇ. ચૌહાણ લાખામેડી માટે અંગ્રેજીમાં જે લખે છે તેનો ગુજરાતી સાર નીચે પ્રમાણે છેઃ–

'ગિરનારના દક્ષિણઢાળની તળેટીમાં એક નાની ટેકરી છે–જેનું નામ છે બોરિયા સ્તૂપ અથવા લાખામેડી અથવા લાખાનું મકાન. ઇ.સ. ૧૮૮૯ માં જે. એમ. કેમ્પબેલે આ

સ્તૂપની શોધ કરી તેમાંથી જૂના અવશેષો કાઢયાં. તે સ્તૂપને ખોદતાં કેટલીક ભાંગેલી મૂર્તિઓ, પથ્થરની છત્રીના કટકાઓ, પથ્થરની પેટી, તેમાંથી નીકળ્યાં. આ પથ્થરની પેટીમાંથી ત્રાંબાનો એક ડાબલો નીકળ્યો અને તેમાંથી રૂપાનો એક લોટો કે ડાબલો અને તેમાંથી સોનાની એક લોટી કે એક ડાબલી નીકળી અને તેમાથી નીચેની વસ્તુઓ નીકળીઃ–

દરિયામાંથી નીકળેલો કાચને મળતો એક દાણો કે મણકો, એક લાલ રંગનો મણિ અથવા માણેક કે લાલ, એક નીલમ એટલે પ્રકાશિત વાદળી રંગનો મણિ, એક લીલમ એટલે લીલા રગનો મણિ. એક સફેદ પરવાળું–આટલી વસ્તુઓ નીકળી. તે બધી જૂનાગઢ શહેરના સગ્રહસ્થાનમાં સાંચવી રાખવામાં આવી છે.

લાખામેડીનું આ પુરાતન સ્થાન જોઇ આપણે જૂનાગઢ શહેરમાં આવેલુ અને ભક્તરાજ નરસિંહ મહેતાજીની સ્મૃતિ તાજી કરાવે એવું સ્થાન જોઇએ. એ સ્થાનનું નામ છે નરસિંહ મહેતાનો ચોરો.

જૂનાગઢ શહેરનો ઉતર તરફનો છઠ્ઠો 'મજેવડી' દરવાજો આપણે જોયો અને તે દરવાજેથી કયાં કયાં જવાય છે તે પણ જાણ્યું. હવે આપણે મજેવડી ઝાંપાની–દરવાજાની અંદર આવીને જોઇએ. એ દરવાજાથી બરાબર શહેરમાં સીધી લીટીમા એક રસ્તો કાળવા દરવાજા સુધી ચાલ્યો જાય છે.

અને ડાબા હાથ ભણી જતો રસ્તો નરસિંહ મહેતાના ચોરા તરફ જાય છે. આ સ્થાનમાં નરસિંહ મહેતાના જીવનના બે પ્રસંગો ઊજવાય છેઃ–

(૧) માગશર સુદિ સાતમ–હારમાળાનો દિવસ.

(૨) ચૈત્ર સુદિ સાતમ-નરસિંહ મહેતાના ગૃહત્યાગનો દિવસ.

## ગિરનારની પરિક્રમા

દર કાર્તિક-પૂનમના અનુસંધાનમાં ગિરનારની પરિક્રમા શરૂ થાય છે. પરિક્રમા કરનારાઓ ભવનાથ મહાદેવ આસ-પાસનાં સ્થાનોમાં રાત્રિ નિવાસ કરે છે અને બીજે દિવસે સવારમાં બ્રાહ્મમૂહૂર્તમાં ઊપડે છે.

પ્રથમના દિવસનુ મુકામ થાય છે–ઝીણાબાવાની મઢીની પાસે. ત્યાં શંકરના દર્શન થાય ને ચરણપાદુકાનાં પણ દર્શન થાય. એ સ્થાનની ઉત્તરમાં અને પશ્ચિમમાં બે નાનાં ઝરણાં ચાલ્યાં જાય છે. આસપાસ ઘાટી ઝાડી છે. સ્થાન રમ્ય છે.

બીજા દિવસના પ્રભાતમાં ત્યાંથી સંઘ ઊપડે છે. એક બે ઘોડીઓ (ટેકરીઓ) ઓળંગી ચરખડિયા હનુમાન્ પહોંચાય. ત્યાં દર્શન કરી આગળ ચાલતાં સૂરજકુંડ આવે છે તેમાંથી આચમન લઈ યાત્રિકો આગળ ચાલે છે. માળવેલા જવાનો માર્ગ બહુ રળિયામણો છે નદીના કિનારા ઉપર બહુ મોટા વૃક્ષો દેખાય છે. એક નાની ટેકરીપર ચડવું પડે છે. માળવેલા

આગળ આંબાનુ વન છે એક નાની નદી છે ઊંચા ભાગ માથી અને ગીચ ઝાડીમાથી એ નદી આવે છે. સાંજ સમયે ઘાટી ઝાડીને અંગે એ ભાગ બહુ ભયંકર જણાય ઝીણા બાવાની મઢીથી પાચેક ગાઉ ચાલ્યા પછી માળવેલા બપોરના સુમારે બાર વાગ્યે પહોચાય.

ત્રીજે દિવસે પણ બને દિવસો પ્રમાણે યાત્રિકો વહેલા પ્રભાતમા ચાલવુ શરૂ કરે છે ત્યાથી ચાલતા એક મોટી ઘોડી (ટેકરી) ચડવી પડે છે અહીંથી કાલિકામાતાની ટૂક દેખાય છે, પણ ત્યાં જવાનો રસ્તો બહુ આકરો છે એ ઘોડી (ટેકરી) ઊતરવામા કેટલોક ભાગ બહુ કઠિન છે ત્રીજે દિવસે બપોરના બાર વાગ્યે બોરદેવી પહોચાય માતાજીનુ નામ 'બોર દેવી' પડયુ છે યાત્રિકો ત્યા રાત રહે છે અને પૂનમને દિવસે સવારમા ત્યાથી ઊતરી ભવનાથના મંદિર પાસે આવી પહોચે છે અને ગિરિવર ગિરનારની પરિક્રમા સમાપ્ત થાય છે.

લીંબુડાના શિક્ષકે ગિરનારના એકાંત ભાગમા ભીષણ તપ કર્યું તે આપણે જાણ્યુ હવે તેઓશ્રીએ ગિરિવર ગિરનારનુ જે રસમય કાવ્ય લખ્યુ છે તે એકાગ્રતાથી વાચીએ

## ગિરનાર

(માણીગરં* મોહોલે પધારો મહારાજ-એ દેશી)

"આનંદ ઉપજે અપાર, રૂડાં જોઈને ગિરિ ગિરનાર;

*રસિક-ભોગી

ઉપરના ભાગમાં ઓરડાઓ અને ઓસરીઓ ઘણેભાગે ખડકો-માંથી કોતરી કાઢેલાં છે. એ પર્વત ઘાટી ઝાડીથી છવાયેલો છે અને એ પર્વતની ચારે બાજુએ-બધી તરફ પાણીનાં ઝરણાંઓ ચાલ્યાં જાય છે. ત્યાં પવિત્ર પુરુષો અને ઋષિઓ ફરતા હોય છે. અને ત્યાં પોતાનાં આશ્રમો બાંધે છે. વળી ત્યાં દૈવીશક્તિ સંપન્ન ઋષિમુનિઓનાં ટોળાંઓ આવાગમન કર્યા કરે છે." -

લીંબુડાથી નથુરામજીની બદલી જાફરાબાદ થઇ હતી અને જેમ લીંબુડા લગ્ન માટે માતુશ્રીના પત્ર આવતા તેમ જાફરાબાદ પણ આવવા લાગ્યા. છેવટે માતુશ્રી નંદુબાએ સંવત્ ૧૯૪૦ ના માગશર માસની અજવાળી નોમ અને શનિવાર લગ્નની તિથિ નક્કી કરી જાફરાબાદ ખબર આપ્યા. નથુરામજીએ રજા મેળવી અને જાફરાબાદથી સં. ૧૯૪૦ ના માગશર માસની અજવાળી ત્રીજ તા. ૨-૧૨-૧૮૮૩ રવિવારને દિવસે મોજીદડ તરફ વિદાય થયા. તેઓશ્રી જાફરાબાદથી ચૂડા આવ્યા. ચૂડાથી મોજીદડ જવાય. મોજીદડ જવાને બદલે તેઓશ્રી લીંબડી ગયા. ત્યાં રાતે રોકાયા અને સવારમાં વતન મોજીદડ જવાને બદલે વઢવાણ ગયા. વઢવાણથી સિદ્ધપુર, આબુ, મથુરાં, પ્રયાગરાજ, કાશી, અયોધ્યા અને છપૈયા થઇ નૈમિષારણ્યની યાત્રા કરી હરદ્વાર આવ્યા અને ત્યાંથી ચાલતાં ચાલતાં હિમાલયના દક્ષિણ ભાગના એક ભયંકર અરણ્યમાં આવ્યા અને ત્યાં એક શિલા ઉપર બેસી અન્ન અને જલનો ત્યાગ કરી માયા સામે યુદ્ધ આદર્યું. એ તપશ્ચર્યા એટલે

વાંચી ગયા તે પ્રમાણે ગિરનારના ઉત્તરભાગમાં જૂની તળેટી હતી. અને આનું પ્રમાણ ઉપરના કાવ્યમાંથી સાંપડે છેઃ-

'શેષાવન સોહામણું, અસલ તળેટી પાસ' અસલ તળેટી એટલે ડેરવાણને નાકેથી જતાં આવતી ઉત્તર તરફની તળેટી.

આ કાવ્ય લખ્યા પછી તેઓશ્રી જણાવે છે કે ગિરનાર વિષે ચીનના મુસાફર હ્યુએનસંગે પોતાના પુસ્તકમાં આ પ્રમાણે લખ્યું છે. એ મુસાફર ચીનથી ભારતમાં ઇ. સ.ના સાતમાં સૈકામાં આવ્યો હતો-તે લખે છેઃ-

"At a short distanee From the Capital city rises Mount YEW-SHEN-TA (Oujjanta-Raivat-Girnar) upon the top of which a monastery is established. The chambers and Galleries have been mostly hollowed out in the Face of a scarped peak, The mountain is Covered with thick forests, and streams from springs that surround it on all sides; there holy men and sages walk and fix their abodes; and thither resort Crowds of Rishis endowed with divine faculties."

'રાજધાની એટલે મુખ્ય શહેર જૂનાગઢથી થોડ છેટે ગિરનારનો ડુંગર છે. જેને મથાળે એક મઠ છે. તેની ટોચ

સંસાર લાગે અસાર, રૂડો જોઇને ગિરિ ગિરનાર. ટેક
શામઘટા જેમ મેઘની, એવાં શિખર જણાય;
પડખે વૃક્ષ સમૂહ તો, બહુજ રમુજી દેખાય. રૂડો...૧
વિવિધ વૃક્ષ ઝુમી રહ્યાં, ખીલ્યાં પુષ્પ અપાર;
જાતજાતનાં પક્ષીઓ, કરે છે વિવિધ ઉચ્ચાર. રૂડો...૨
ઝરણાં શીતલ જળતણાં, વહન કરે બહુ ઠાર;
આવાગમન યાત્રિકો તણુ, લાગી છે હારોહાર. રૂડો...૩
સાંજ સમે જ્યાં શંખના, થાતા ધ્વનિ અપાર;
સાંભળતાં સુખ ઉપજે, નાસે વિષય વિકાર રૂડો ..૪
નેમનાથ આવ્યા હતા, તજી દઇ સંસાર;
યોગપરાયણ થઈ કરી, પામ્યા ભવનો પાર. રૂડો...૫
શેષાવન સોહામણું અસલ તળેટી પાસ;
વૈરાગ્ય ઉપજે સહેજમાં, કરીએ જો ત્યાં વાસ. રૂડો...૬
તન-મનસુખદા ખરો, નિશ્ચે આ ગિરિરાજ;
નથી ત્યાં વસવા થકી, સહેજે સુધરે કાજ. રૂડો...૭

નેમનાથ-નેમીનાથ (અરિષ્ટનેમી) એ યાદવંશના સમુદ્ર વિજય રાજાના પુત્ર હતા. જૈનલોકો તેમને પોતાના ૨૨મા તીર્થંકર ગણે છે. એમણે સંસાર ત્યાગ કરી શેષાવનમાં યોગાભ્યાસ કર્યો હતો. હાલ ત્યાં તેમની ચરણપાદુકા છે. નિર્વિકલ્પ સમાધિ સિદ્ધ કરીને નિર્વાણ પામવું એ જૈનમતમાં ઉત્તમ ગણાય છે અને તેથી જ તેમનાં દેવળોમાં તીર્થંકરોની મૂર્તિઓ સમાધિસ્થ બેસાડેલી હોય છે.

જે સમયે આ કાવ્ય લખાયેલું ત્યારે આપણે આગળ

તપશ્ચર્યા—જેમ રામ–રાવણનું યુદ્ધ એટલ રામ-રાવણનું યુદ્ધ પરમાત્મા એ ભીષણ સમાધિથી પ્રસન્ન થયા અને સવત ૧૯૪૦ ના મહા માસની અજવાળી બીજ અને મ ગળવારની સાંજે સાક્ષાત્ ભગવાન્, મહેશ્વર ત્યાં, પ્રકટ થયા અને દર્શન આપ્યાં. નથુરામજી તે સાંજથીજ, નાથ ભગવાન્ બન્યા ત્યાંથી પાછા વળી તેઓશ્રી મોજીદડ પધાર્યા અને પુત્ર વિયોગમાં ઝુરતાં માતા નંદુબાને મળી પગે લાગ્યા અને સાથે આણેલાં ગ ગાજી અને યમુનાજીનાં જલથી માતાને સ્નાન કરાવી ઘર બેઠે યાત્રા કરાવી.

મોજીદડથી જાફરાબાદ આવ્યા ત્યાંથી અમુક સમય પછી માંગરોળ પધાર્યા અને ઘણાને શરણમાં લીધા ત્યાંથી વરલ પધાર્યા અને સંવત્ ૧૯૪૩ ના વૈશાખમા વરલ છોડી કાશી નિવાસ કર્યો એ વર્ષનુ ચાતુર્માસ્ય કાશીમાં કર્યું અને પછી સૌરાષ્ટ્રમાં પધારવું થયુ અને માંગરોળના શિષ્યોના આગ્રહથી સવત્ ૧૯૪૪ નું ચાતુર્માસ્ય માગરોળમાં થયું.

સંવત્ ૧૯૪૫ ના કાર્તિક માસની પૂનમ પછી તેઓશ્રી માંગરોળથી જૂનાગઢ શ્રીમાન્ અમરજીભાઈના આગ્રહથી પધાર્યા તેઓશ્રી ત્યાં પધાર્યા પછી અમરજીભાઈએ તેઓશ્રીની દીક્ષા લીધી. શ્રીમાન્ અમરજી આણુદજી કચ્છી જૂનાગઢના વડનગરા નાગર હતા એ સમયે જૂનાગઢની ગાદીએ સાતમા નવાબ સાહેબ સર બહાદુરખાનજી ત્રીજા હતા અને અમરજીભાઇ તેમના ખાનગી કારભારી હતા. તેઓ બહુ પ્રામાણિક, સ્વધર્મ

નિષ્ઠ અને પ્રતાપી પુરુષ હતા. અમરજીભાઇ બારકોરીનો એટલે માસિક ત્રણ રૂપીઆનો પગાર મેળવતા. સામાન્ય કારકુનમાંથી નામદાર નવાબ સાહેબના એટલે પહેલા વર્ગના રાજ્યના રાજાના ખાનગી કારભારી બન્યા હતા. તેમની અસામાન્ય પ્રામાણિકતાએ અને વફાદારીએ તેમને તે કારભારીનું ઉચ્ચ પદ અપાવ્યું હતું. તેમ તેમની આદર્શ ધર્મપ્રીતિએ મહેશ્વરના અવતાર નાથપ્રભુને સદ્‌ગુરુ સ્વરૂપે મેળવી આપ્યા હતા.

આજ સુભાગી અમરજીભાઇએ કાશી—આનંદગુહામાં ગંગાકિનારે બિરાજતા એ સદ્‌ગુરુદેવને સંવત્ ૧૯૪૬ ના ચૈત્ર માસની સુદિ ૪ ને સોમવાર સવારે આઠ વાગે જૂનાગઢ પધરાવ્યા હતા.

નવાબ સાહેબની ઘોડાગાડીઓમાં અમરજીભાઇ શ્રીમાન્ ન્યાલચંદભાઇને, શ્રીમાન્ મોતીલાલભાઇને, બાંટવાના નાગર ન્યાયાધીશ હેમતરામભાઇને તથા બાંટવાના એજન્સી વકીલ શ્રીમાન્ બાલસિંહભાઇને સાથે લઇ સ્ટેશને ગયા હતા. આગગાડીમાં ગુરુદેવ પધાર્યા અને સૌએ વંદના કરી આશિષ્ મેળવી. પ્રતિક્ષાલયમાં—વેઇટિંગરૂમમાં—તેઓશ્રી બિરાજ્યા અને અમરજીભાઇએ ચંદન, અક્ષત અને પુષ્પહારવડે ગુરુદેવનું પૂજન કર્યું અને ત્યાંથી તેઓશ્રી અમરજીભાઇને ઘરે પધાર્યા હતા. જૂનાગઢને લાભ આપવા જૂનાગઢમાં ચાતુર્માસ્ય કરવા અમરજીભાઇએ વિજ્ઞપ્તિ કરતાં તેમની વિનતિનો સ્વીકાર થયો અને જૂનાગઢને બદલે દામોદરજીને સામે કાંઠે આપણે અગાઉ

જોઈ ગયા તે 'મુચકુંદગુહા'માં સ્થિતિ કરવા નક્કી થયું અને તે પ્રમાણે તેઓશ્રીએ તે એકાંત સ્થાનમાં સંવત ૧૯૪૬ ના ચૈત્રમાસની અંધારી તેરશ અને ગુરુવારે નિવાસ કર્યો અને સંવત ૧૯૪૭ ના કાર્તિકમાસની અંધારી ચોથ અને રવિવાર સુધી ત્યાં બિરાજ્યા.

સદ્ગુરુદેવ નાથ ભગવાને મુચકુંદગુફામાં જ્યાંસુધી સ્થિતિ કરી ત્યાંસુધીની ભોજનસામગ્રી આદિની સર્વપ્રકારની વ્યવસ્થા શ્રી અમરજીભાઈ તરફથી કરવામાં આવી હતી. દર સોમવારે તેમનો એક માણસ ભાઈ કાનજી જોઈતી વસ્તુઓ ત્યાં પહોંચાડી જતો. તેઓશ્રીની સેવા માટે બીલખા નિવાસી અને ગુરુદેવના શિષ્ય વિપ્ર શ્રી શંકરપ્રસાદજી ત્યાં રહેતા. પાછળના બેએક માસ શંકરપ્રસાદજીના નાના ભાઈ શ્રી ગિરધરલાલજી પણ રહ્યા હતા. તેમની સેવાનું માત્ર કામ એટલું જ પ્રભાતમાં બહુ વહેલું સ્નાન કરી એક હાંડો લઈ ત્યાંથી નીકળી ગિરનાર દરવાજેથી દાખલ થઈ કાળવે દરવાજે જવું અને જે વાવમાં પહેલાં દીપડો પાણી પીવા આવતા એ દીપડા વાવમાં અંધારું હોય ત્યારે ઊતરવું અને પાણીનો હાંડો ખંભે મૂકી આકાશમાં તારાઓ હસતા હોય ત્યારે સૂર્યોદય થયા પહેલાં મુચકુંદગુફાએ પહોંચવું. આ બને બંધુઓએ નાથ ભગવાનની ઈશ્વરલીલાની ઘણી વાતો કરી છે. તેમાંની એક નીચે પ્રમાણે છેઃ—

'તેઓશ્રી નિત્ય પ્રાતઃકાલે બરાબર ચાર વાગે ઉત્થાન

કરતા—નિદ્રામાંથી જાગ્રત થતા. પછી નેત્રધોઇ, મુખપ્રક્ષાલન કરી આચમન લઇ, શાસ્ત્રપદ્ધતિએ જનોઇ કંઠમાં લાંબી કરી જમણા કાનઉપર વીંટતા અને મસ્તકની આસપાસ યોગરીતિએ દોરી જેવું વસ્ત્ર બાંધતા. તે પછી રાત્રિના ઘનઘોર અંધકારમાં જલપાત્ર લઇ શૌચમાટે ઝાડીમાં પધારતા. મુચકુંદગુફાથી જવાનું દ્વાર પૂર્વદિશામાં—આગળ એક ઓટો—બહાર ઉઘડે એટલે તેઓશ્રી બહાર પધારે અને શંકરપ્રસાદજી અને તેમના ભાઇ ગિરધરલાલજી એ બારણું બંધ કરે અને તડમાંથી જુએ ત્યાં એ ઓટા ઉપર સિંહ કે દીપડાને બેઠેલો જુએ—એ હિંસક પ્રાણી ગુરુદેવને વંદના કરી જંગલમાં અદૃશ્ય થાય અને નાથપ્રભુ પણ 'અંધારાથી ઢંકાયેલી' એ ઝાડીમાં, છાતીછાતી સુધી પહોંચી જાય એવાં ચોમાસામાં ઊગેલાં ખડમાં, ઝાડ, વેલા અને લતાઓમાં, સર્પો, વીંછીઓ અને બીજાં ઝેરી જનાવરો ફરતાં હોય એવી ઝાડીમાં ગુરુદેવ શૌચમાટે પધારે. અમે બને બંધુઓ તો બારણાં બંધ કરી સિંહ કે દીપડાનાં દર્શન કરી અંદર બેઠા બેઠા થરથર ધ્રૂજીએ"

અમરજીભાઈની પ્રામાણિક અને વફાદાર સેવાથી રાજી થયેલા જૂનાગઢના નવાબ સાહેબે તેમને વંશપરંપરા માટે દૂધાળા નામનું એક ગામડું બક્ષીસ તરીકે આપ્યું હતુ. તે ગામ તેમના પૌત્રો પાસે આજ દિવસ સુધી હતું. અમરજીભાઇ નવાબ સાહેબની એ બક્ષીસને ગુરુદેવની કૃપાનું ફલ માનતા. અમરજીભાઇ જૂનાગઢમાં સંવત્ ૧૯૬૯—૭૦ સુધી રહ્યા ત્યાં સુધી દર વર્ષે ગુરુદેવને પોતાને ત્યાં બહુ પ્રેમથી પધરાવતા.

સંવત્ ૧૯૫૦ માં અમરજીભાઇએ ગુરુદેવને જૂનાગઢ પધરાવ્યા અને ગિરનાર ઉપરના તેઓશ્રીના પ્રવાસની વ્યવસ્થા કરી. પોતાના પુત્ર છોટાભાઈ અને અન્ય ગૃહસ્થોને સાથે મોકલ્યા હતા.

સંવત્ ૧૯૬૦ ના ફાગણ માસમાં વંથલીવાળા ભક્તવર્ય કાનજી જાદવજી વકીલની વિનતિથી ગિરનારની પરિક્રમા થઇ હતી અને એ પરિક્રમા પૂરી કરી ગિરનાર ઉપર ચડવાનો ક્રમ પણ રાખવામાં આવ્યો હતો. ગિરનારની એ પરિક્રમામાં વચ્ચે શીમળાનાં વૃક્ષો આવ્યાં. શીમળાને સંસ્કૃતમાં શાલ્મલી કહે છે. તે વૃક્ષો ગુરુદેવે શિષ્યોને દેખાડયાં એના ફૂલો રંગમાં બહુ રાતાં, દેખાવમાં બહુ સુંદર, પણ તદ્દન સુગંધ વગરનાં. એનાં પુષ્પો દેખાડી ગુરુદેવે બોધ આપ્યોઃ—

"જૂઠી બાજી જોઇને મનમાં આવી ભૂલ,
રૂડા રંગ રળિયામણાં શીમળાનાં ફૂલ."

પ્રીતમદાસજીના આ શબ્દોમાં ગુરુદેવે સંસારનું મિથ્યાપણું પ્રબોધ્યું.

ગિરિવર ગિરનારને અને તેની છાયામાં વસેલાં જૂના ગઢને આપણે ભૂગોળની દષ્ટિએ, ઇતિહાસની રાજકીય દષ્ટિએ, પ્રકૃતિના સૌંદર્યની દષ્ટિએ, પ્રાચીનતાની દષ્ટિએ, માનવતાની દષ્ટિએ અને તીર્થમાં સમાયેલી ધર્મભાવનાની દષ્ટિએ જોયાં. હવે આપણે જૂનાગઢની બહાર નીકળી એ બધી દષ્ટિએ

સોરઠને અથવા જૂનાગઢ સંસ્થાનનાં મુખ્ય મુખ્ય સ્થાનોને નિહાળીએ.

જૂનાગઢથી જેતલસર તરફ જતાં પ્રથમ વડાલ સ્ટેશન આવે છે વડાલથી થોડે દૂર ભયાળ–ભિયાળ નામનું ગામ છે. ત્યાં 'લાલવડ'ની જગ્યા છે. ત્યાં ઘણાં વડ છે. એ વૈષ્ણવોનું યાત્રાસ્થાન છે અને ત્યા આવતા ભક્તો બહુધા કસારા છે.

એ પછી આપણે જૂનાગઢથી વેરાવળ જતાં કેશોદ–સ્ટેશને થોભીએ. કેશોદથી માંગરોળ તથા માધવપુર જવાય છે–પગપાળે અથવા મોટર–બસમાં. મુંબઇથી આવતું વિમાન કેશોદ ઊભે છે અને કેશોદથી એ વિમાન પોરબંદર જાય છે. પોરબંદરથી એ વિમાન કેશોદ પાછું ફરી મુંબઇ પહોંચે છે. વિમાનમાં મુંબઇ જવા માટે કેશોદમાં એરોડ્રામ છે.

કેશોદથી વેરાવળ જતાં ચોરવાડ આવે છે. ત્યાંના પાન વખણાય છે. ચોરવાડ હવા ખાવાનું સ્થળ પણ છે. ચોરવાડ વેરાવળથી વાયવ્ય ખૂણામાં ૧૩ માઇલ દૂર છે. ચોરવાડથી થોડે દૂર ઝુંડનામની ઝાડીમાં થોડી મૂર્તિઓ છે. ત્યાં ચૈત્ર સુદિ આઠમે મેળો ભરાય છે.

ચોરવાડથી વેરાવળ પહોંચાય છે. વેરાવળનું પૌરાણિક નામ વેલાવન છે. વેલા એટલે સમુદ્ર કિનારો અને વન એટલે વન–સમુદ્ર કિનારા ઉપર આવેલું વન એટલે વેલાવન. વેરાવળ બંદર પણ છે. ત્યાં મુંબઇ–કરાંચીની આગબોટો આવે જાય

છે. જૂના વખતમાં વેરાવળથી વહાણો રાતા સમુદ્રમાં, પર્શિયન-ગલ્ફમાં અને આફ્રિકા સુધી જતાં. અરબસ્તાનથી ખજૂરનાં વહાણો પણ ત્યાં આવતાં વેરાવળ ઉનાળામાં હવાખાવાનું સ્થળ ગણાય છે.

જૂના વખતના પાટણ મહાલમાં આવતું ગોરખમઢી ગામ જોઈએ. જૂનાગઢ રાજ્યના ગોરખમઢી ગામમાં ગોરખનાથે જીવતાં સમાધિ લીધી હતી. ઉત્તર હિંદમાં આવેલું ગોરખપુર ગોરખનાથનું જન્મ સ્થાન મનાય છે. ગોરખમઢીમાં એક ગુફામાં ગોરખનાથ અને તેમના ગુરુ મત્સ્યેંદ્રનાથની મૂર્તિઓ છે. ગોરખનાથની ટૂક ગોરખનાથનું સ્મરણ તાજું કરે છે. મત્સ્યેન્દ્રનાથ અને તેમના શિષ્ય ગોરખનાથ સિદ્ધ યોગીપુરુષો હતા. તે બંનેના અનેક ચમત્કારોથી વાર્તા સુપ્રસિદ્ધ છે.

હવે આપણે સૂત્રાપાડામાં જઈ ચ્યવનઋષિનો કુંડ, ચ્યવનેશ્વરનુ મંદિર અને સૂર્યમંદિરનાં દર્શન કરીએ. સૂત્રાપાડા વેરાવળ–પાટણના અગ્નિકોણમાં સાત માઈલ દૂર આવેલું છે. ચ્યવનઋષિ ભૃગુઋષિ અને પુલોમાના પુત્ર થાય. સૂત્રાપાડા આગળ ચ્યવનઋષિએ મહાન્ તપ કર્યું હતું, એ એટલે સુધી કે વાલ્મીકિઋષિને થયું હતું તેમ તેમના શરીર ઉપર રાફડો થઇ ગયો અને એ રાફડામાં તેમનું શરીર ઢંકાઈ ગયું. વૈવસ્વત મનુના પુત્ર શર્યાતિ રાજા એ તરફ નીકળેલા ત્યારે તેમની કન્યા સુકન્યા દાસીઓ સાથે ફરતાં ફરતાં એ રાફડા પાસે આવ્યાં અને રાફડામાં ચળકાટ જોયો એટલે તેમાં રાળી

ખોસી–ત્યાં રુધિર નીકળ્યું અને તપ તપતા ચ્યવનઋષિની આંખો ફૂટી ગઈ આ પાપના દંડ તરીકે રાજાના સૈન્યને દુઃખ ભોગવવું પડયું. આખરે રાફડો તોડતાં તેમાંથી ચ્યવન-ઋષિ નીકળ્યા. સુકન્યાએ એ અંધઋષિને પરણવાનો નિશ્ચય કર્યો અને પિતાની અનુમતિ મેળવી સુકન્યા ચ્યવન ષિને પરણી. એ અંધઋષિ અશ્વિની કુમારોની કૃપાથી દેખતા થયા. અશ્વિની કુમારોએ ચ્યવનઋષિને જે કુંડમાં સ્નાન કરાવીને દેખતા કર્યા હતા તે કુંડનું નામ ત્યારથી 'ચ્યવનકુંડ' પડયું.

સૂત્રાપાડાથી થોડે દૂર ધામળેજ નામનું ગામ છે. ત્યાંનું મીઠું વખણાય છે. તે તરફ એક કહેવત પ્રચલિત છે અને એ કહેવત છે 'ધામળેજનો કાચો'–એટલે મીઠા વગરનો સત્ત્વહીન ધામળેજનો કાચો એટલે બુદ્ધિહીન–મૂર્ખ– 'A Fool without Salt or wit.'

હવે આપણે વેરાવળથી આગગાડીમાં બેસી ઊના–દેલ-વાડાની મુસાફરી કરીએ. ઊનાનું સંસ્કૃત નામ છે 'ઉન્નતદુર્ગ' જૂનાગઢથી બીલખા–વીસાવદર થઈ એક ગાડી સીધી ઊના–દેલવાડા જાય છે.

દેલવાડાના સ્ટેશનથી ગુપ્તપ્રયાગ ૧ માઇલ છે. ત્યાં પ્રયાગ, સરસ્વતી ને જમના નામના ત્રણ કુંડો એકબીજા જોડે જોડાયેલા છે. પ્રયાગકુંડમાં પાણી એકઠું થઇને સમુદ્રમાં ચાલ્યું જાય છે. એ કુંડો પાસે મહાપ્રભુજીની બેઠક છે. શ્રાવણમાસમાં ગુપ્તપ્રયાગમાં મેળો ભરાય છે.

હવે લશ્કરી દષ્ટિએ ઊના અને દેલવાડાનો વિચાર કરીએ ગુજરાતના સુલ્તાનોના સમયમાં ઊના અને દેલવાડા બહુ અગત્યનાં સ્થળો મનાતાં, કેમકે તે બને સ્થળો દીવટાપુના કિલ્લાથી બહુ નજીક છે. દીવબેટનો કિલ્લો લશ્કરી વિદ્યાની દષ્ટિએ ગુજરાતના વહાણવટાના બચાવ માટે અગત્યનો મનાતો. આ દીવબેટમાં જાલંધર દૈત્ય રહેતો એટલે એ દીવબેટ જાલંધરબેટ પણ કહેવાતો. દીવનો ટાપુ દેલવાડાથી ચાર માઈલ દૂર છે. દીવનો બેટ મોગલોના તાબામાં હતો. ઇ સ. ૧૫૩૭ માં ફીરંગીલોકોએ તેનો કબજો લીધો દીવ વરાહ અવતારનુ સ્થાન મનાય છે એટલે હિંદુઓ તેને યાત્રાનું સ્થાન માને છે.

ઇ.સ ૧૯૬૧માં ભારત સરકારે હવાઈફોજ, દરિયાઇ કાફલો અને પાયદળ લશ્કર મોકલી ફીરંગી સરકાર પાસેથી દીવબેટ લીધો ત્યાંસુધી તે તેમના તાબામાંજ હતો. દીવબેટનો હિંદી લશ્કરે પૂરો કબજો કર્યો ન'હતો ત્યાંસુધી ચાલતા યુદ્ધ દરમિયાન ઊના અને દેલવાડાની પ્રજા મરણભયમાં સમય ગાળતી હતી.

જેમ લશ્કરી દષ્ટિએ દીવબેટનો કિલ્લો અગત્યનો મનાય છે તેમ રા'નોંઘણે પણ જૂનાગઢને યુદ્ધવિદ્યાની દષ્ટિએ અગત્યનું માનીને ઇ.સ. ૧૦૨૫માં પોતાના પૂર્વજોની રાજધાની વંથલી છોડીને જૂનાગઢને રાજધાનીનું શહેર બનાવ્યું હતું.

આ જૂનાગઢના ગિરનાર ઉપરના ઉપરકોટના કિલ્લાને લઇને રા'ખેંગાર ગુજરાતના બળવાન્ રાજા સિદ્ધરાજ સામે બારવર્ષ સુધી લડી શકયો હતો અને જો રા'ખેંગારના બે ભાણેજો દેશળ અને વિશળ બેવફા ન બન્યા હોત તો સિદ્ધરાજનો ભાર ન હતો કે તે રા'ખેંગારને હરાવી શકત. જૂનાગઢને બારવર્ષ સુધી ઘેરો ઘાલ્યા પછી સિદ્ધરાજ બહુ કંટાળ્યો હતો અને ગુજરાત પાછા ફરવાનો વિચાર કરતો હતો, ત્યાં રા'ખેંગારના બે ભાણેજો નિમકહરામ બન્યા અને સિદ્ધરાજને જૂનાગઢમાં દાખલ થવાનો ગુપ્ત માર્ગ દેખાડીને જૂનાગઢનું પતન કરાવ્યુ.

જૂનાગઢના ગિરનાર ઉપરના ઉપરકોટના કિલ્લાનું મહત્ત્વ રા'નોંઘણ અને તેની પછીનો ચૂડાસમા વંશના રાજાઓ સમજી શકયા હતાં એટલુ જ નહિ પરંતુ ઇ.સ. ૧૯૪૭ ના ઓગસ્ટની ૧૫ મી તારીખે હિંદ બ્રિટિશ હુકમત નીચેથી 'નીકળી' સ્વતંત્ર' બન્યા પછી જૂનાગઢમાં કર્નલ બિસનસિંહ નામના એક શિખ સરદાર આવ્યા હતા. તેમણે પણ લશ્કરી દૃષ્ટિએ ગિરનાર પર્વતના ઉપરના ભાગનું બહુ ઊંચુ મૂલ્ય આંકયું હતું.

લશ્કરી દૃષ્ટિએ દીવબેટ અને જૂનાગઢને જોયા પછી પાછા આપણે ઊના પછીનાં સ્થાનોની યાત્રા કરીએ. ઊનાથી ઉત્તરમાં ૨૦–૨૧ માઇલ દૂર તુલસીશ્યામ આવેલું છે. તુલસીશ્યામ ગિરના જંગલના મધ્યભાગમાં આવેલું છે ત્યાં શંકર

અને હનુમાનજીનાં બે નાનાં મંદિરો છે. આ મંદિરોથી ૫૦ વાર છેટે ઊના પાણીના સાતકુંડો છે. તેનું નામ પુરાણોમા 'તપ્તોદક' છે. તપ્ત એટલે ગરમ અને ઉદક એટલે પાણી– તપ્તોદક એટલે ગરમ પાણીનાં સ્થાનો. આ કુંડોનું પાણી ૭૦° થી ૮૦° ડીગ્રી ગરમ રહે છે. ભગવાન્ કૃષ્ણે ત્યાં તલ દૈત્યને માર્યો હતો એટલે ભગવાન્ ત્યાં તલસ્વામી તરીકે પૂજાય છે.

ઊના મહાલમાં તુલસીશ્યામ અને પ્રયાગ એ બે તીર્થો છે. તુલસીશ્યામથી બે માઈલ છેટે 'ભીમચાસ' છે. તેમાં ઝમરી નદી ૧૨ ફીટની ઊંચાઈએથી પડે છે. એમ કહેવાય છે કે ભીમસેને હળવડે અથવા હળ મારીને ત્યાં જમીનમાંથી પોતાનાં માતુશ્રી કુંતાજી માટે પાણી કાઢ્યું હતું. ભીમચાસ પાસે કુંતાજીનું નાનું મંદિર છે. ઊનાથી થોડે દૂર આવેલ શાણાના ડુંગર ઉપર બૌદ્ધોની ગુફાઓ છે.

જૂનાગઢથી ઊના–દેલવાડા જતી સીધી આડીમાં બેસી આપણે વીસાવદર જઈએ. ગિરના જંગલની હદને કિનારે તે આવેલું ગણાય. વીસાવદરથી થોડે દૂર સતાધારની જગ્યા છે. ત્યાં દર્શને ઘણાં માણસો જાય છે.

વીસાવદરથી ત્રણ ગાઉ દૂર હોથલિયા ટેકરી છે અને તેની ઉપર હોથલપદમણીની ગુફા છે. પુરુષવેશમાં ફરતી હોથલપદમણી અને ક્ષત્રિય વીર ઓઢાના શૌર્યની ઘણી ગાથાઓ એ પ્રદેશમાં પ્રચલિત છે.

પુરુષના પોષાકમાં યુદ્ધ ખેલતી વીરનારી હોથલપદમણીની શૌર્યકથા સાંભળીને અથવા સાંભળીએ છીએ ત્યારે અંગ્રેજો જેને 'બળવો' કહે છે અને હિંદનો ઇતિહાસ લખનાર સુંદરલાલજી જેવા પ્રામાણિક ઇતિહાસકારો જેને 'સ્વાતંત્ર્ય-સંગ્રામ'નું શુભ નામ આપે છે તે ઇ સ. ૧૮૫૭ ની સાલના સ્વાતંત્ર્ય યુદ્ધમાં અંગ્રેજ સરકાર સામે પુરુષના પોષાકમાં લડનાર ઝાંસીની વીરનાણી લક્ષ્મીબાઇનું સ્મરણ તાજું થાય છે. જે વીરાંગનાની તલવાર વાપરવાની અનોખી ચપલતાએ અંગ્રેજ લશ્કરી અમલદારોને પણ ચકિત કરી નાખ્યા હતા. આ ઝાંસીની રાણી લક્ષ્મીબાઇના સ્મરણ સાથે મદ્રાસ નિવાસી બીજાં લક્ષ્મીબાઇનું પણ સ્મરણ થઈ આવે છે.

ભારતવાસીઓ બંગાળાના સુપ્રસિદ્ધ રાજકીય નેતા શ્રી સુભાષચંદ્ર બોસથી કયાં અજાણ્યા છે? સુભાષચંદ્ર બોસ કલકત્તાથી દિલ્હી પહોંચ્યા અને દિલ્લીથી ફ્રન્ટીઅર મેઇલમાં બેસી પેશાવર પહોંચ્યા. પેશાવરથી કાબુલની એક મોટરમાં કાબુલ પહોંચ્યા. કાબુલમાં રહેતા ઇટાલીના રાજદૂતને મળી કાબુલથી મોસ્કો ગયા અને મોસ્કોથી પહોંચ્યા બર્લિનમાં. એ સમયે ઈ.સ. ૧૯૩૯ના સપ્ટેમ્બરમાં શરૂ થયેલો બીજો વિશ્વવિગ્રહ ચાલતો હતો. સુભાષબાબુ બર્લિન પહોંચ્યા ત્યારે હિટલર બર્લિન અને હેમ્બર્ગ વચ્ચેના એક સ્થાનમાંના એક નાના લશ્કરી પડાવમાં હતા. ત્યાંથી હિટલરે સુભાષચંદ્ર બોસને મુલાકાતનું નિમંત્રણ મોકલ્યું અને નેતાજી ત્યાં ગયા ત્યારે એ સમયના જર્મનીના સરમુખત્યાર હિટલરે તેમનું સારું

સન્માન કર્યું બીજે દિવસે જર્મનીના વર્તમાનપત્રોમાં આ મુલાકાતના હેવાલ સાથે હિટલર અને નેતાજીનાં ચિત્રો—છબીઓ પણ મૂકવામાં આવી. બર્લિનથી નેતાજી રોમ ગયા હતા અને ઇટાલીના સરમુખત્યાર મુસોલિનીને મળ્યા હતા.

એ વિશ્વયુદ્ધમાં એકપક્ષમાં ઇટાલી, જર્મની અને જાપાન—અથવા રોમ, બર્લિન અને ટોકિયો સાથે હતાં અને સામા પક્ષમાં આખી દુનિયા-તેમાં બ્રિટન, અમેરીકા અને રશિયા મુખ્ય હતાં. ફ્રાન્સના કિનારાથી નોર્વેના કિનારા સુધી અને રશિયાની સરહદે આવેલ પોલાંડ સુધીના યુરોપખંડને કબજે કરનાર આ હિટલર હતા સુભાષબાબુએ જર્મનીનું લશ્કરી બળ નજરોનજર જોયું અને પ્રેરણા મેળવી.

હોલેન્ડના એક બંદરેથી જર્મન-યૂ બોટમાં—જલસંચારિણી નૌકામાં—પાણીનીચે ચાલતી નૌકામાં એક જર્મન સરદાર સાથે નેતાજી જાપાનના મુખ્ય શહેર ટોકિયો પહોંચ્યા અને ત્યાં જાપાનના પ્રધાનમંત્રી જનરલ ટોજોએ નેતાજીનું શાનદાર સ્વાગત કર્યું. જાપાનથી નેતાજી સિંગાપુર ગયા અને આઝાદ હિંદ સરકાર અને આઝાદ હિંદ ફોજની સ્થાપના કરી. સુભાષચંદ્ર બોસ આઝાદ હિંદ ફોજના મુખ્ય કમાન્ડર-સેનાપતિ હતા. તેમની સેનામાં કેપ્ટન શાહનવાજ, લાહોર હાઈકોર્ટના ન્યાયમૂર્તિના પુત્ર કેપ્ટન સહગલ તથા કેપ્ટન ધિલ્લન પણ હતા અને મદ્રાસના માત્ર ૨૨ વર્ષની વયનાં કુમારી લક્ષ્મીબાઈ આઝાદ હિંદ ફોજમાંની સ્ત્રીઓની ફોજનાં

કમાન્ડર–સેનાપતિ હતાં. સ્ત્રી લશ્કરની સંખ્યા ૧૨૦૦ની હતી.

આ સ્ત્રી લશ્કરની ટુકડીનું નામ રાખ્યું–'રાની ઓફ ઝાંસી રેજિમેન્ટ'–ઝાંસીની રાણીની લશ્કરી ટુકડી અને તેની સ્થાપના કરી બરાબર ઇ.સ. ૧૯૪૩ના ઓકટોબર માસની ૨૨મી તારીખે એટલે કે ઝાંસીની વીર રાણી લક્ષ્મીબાઇના જન્મને દિવસે જ. એ ટુકડીના સ્થાપના દિને સાંજના પાંચ વાગે નેતાજીએ સ્ત્રી સમાજ સમક્ષ આ પ્રમાણે ભાષણ આપ્યું:–

'ભારતવર્ષનો જૂનો જમાનો શાનદાર જમાનો હતો. જો હિંદુસ્તાનનો ઇતિહાસ ભવ્ય ઇતિહાસ ન હોત તો તે ઝાંસીની રાણી જેવી સ્ત્રી ઉત્પન્ન ન કરી શકત. જેમ ભારતના પ્રાચીન ઇતિહાસમાં મૈત્રેયી જેવી દેવીઓનાં દર્શન થાય છે, તેજ પ્રમાણે મહારાષ્ટ્રનાં અહલ્યા બાઈ, બંગાળાનાં રાણી ભવાની, રઝિયા બેગમ અને નૂરજહાં પણ દેખાય છે. મને વિશ્વાસ છે કે ભૂતકાળની પેઠે ભારતભૂમિ ભવિષ્યમાં પણ એવી વીરાંગનાઓ ઉત્પન્ન કરી શકશે.'

'આ પ્રસંગે હવે હું ઝાંસીની રાણી વિષે થોડા શબ્દો બોલું. ઝાંસીની રાણી લક્ષ્મીબાઇએ જ્યારે ઝાંસીના કિલ્લામાં અંગ્રેજ સામે લડવાનો આરંભ કર્યો ત્યારે તેમની ઉમ્મર માત્ર ૨૦ વર્ષની હતી. બહેનો! તમે વિચારી શકશો કે ૨૦ વર્ષની નવયુવતી માટે લડાઇના મેદાનમાં ઘોડાપર બેસી

દુશ્મનો સામે તલવાર ચલાવવી એ કેટલું કઠિન કામ ગણાય! ઝાંસીની રાણી સામે લડનાર એક અંગ્રેજ સરદાર બોલ્યો હતો કે આ એક બહાદુર અને નિડર ક્રાંતિકારી સ્ત્રી છે.'

'પહેલાં રાણીએ ઝાંસીના કિલ્લામાં રહી અંગ્રેજોનો મુકાબલો કર્યો, પરંતુ જ્યારે કિલ્લો ચારે બાજુથી ઘેરાઈ ગયો ત્યારે રાણી લક્ષ્મીબાઇ પોતાના થોડા સાથીદારો સાથે કિલ્લામાંથી નીકળી લશ્કરની શરત ચૂકાવી ચાલી ગઈ અને લડાઇ જારી રાખી. પછી તાતિયા ટોપી—તાત્યા ટોપે—સાથે મળી ગ્વાલિયરના કિલ્લા પર હુમલો કરી સર કર્યો. એ પછી તે લડાઇમાં મારી ગઈ. આ ઝાસીની રાણીની હાર ન હતી. તે મરણ પામી, પરંતુ ભારતના ઇતિહાસમાં પોતાનુ નામ અમર કરતી ગઈ છે. હિંદુસ્થાન એકવાર ઝાંસીની રાણીઓ પેદા કરશે.'

નેતાજીના આ ભાષણ પછી લક્ષ્મીએ શપથ લીધા:—

"In the name of God I take this oath to liberate India and Forty Crores of my Countrymen"

Major Dr. Laxmi Swaminathan

'ઇશ્વરના નામથી હું શપથ લઉં છુ કે ભારતવર્ષને અને ચાલીશ કરોડ મારા દેશબંધુઓને—ચાલીશ કરોડ ભારત વાસીઓને હું સ્વતંત્ર કરીશ.'

મેજર ડૉ. લક્ષ્મી સ્વામીનાથન

આ મેજર ડૉ. લક્ષ્મીબાઇએ બારસો સ્ત્રીઓને લશ્કરી તાલીમ આપી હતી. એ સ્ત્રીઓ રણસંગ્રામને મોખરે રહીને ઘાયલ થયેલા સિપાઇઓની સુંદર સારવાર કરતી અને જરૂર પડે ત્યારે બંદુકો હાથમાં લઇ લડવા માટે તૈયાર પણ રહેતી આ ટુકડી માટે નીચેના શબ્દો બોલાતા અથવા એ ટુકડીની શક્તિનું તોલન નીચેના શબ્દોમાં થતું:-

"The death defying regiment which wields the sword which the Rani of Jhansi wielded"- મૃત્યુને નહિ ગણકારતી આ ટુકડી ઝાંસીની રાણી લક્ષ્મીબાઇ જે રીતે તલવાર વાપરતી તે રીતે તલવાર વાપરી શકે છે.

ભારતની આ વીરાંગનાઓ પાસેથી ભારતના આધુનિક સ્ત્રીસમાજે શૌર્યની પ્રેરણા મેળવવી જોઇએ અને સમય આવે ત્યારે રણચંડીનું રૂપ ધરી દુશ્મનોને ધરાશાયી કરવા તત્પર બનવું જોઇએ. અંગ્રેજ સેનાપતિ રોઝે સ્વાતંત્ર્ય સંગ્રામ કરનારાઓમાં ઝાંસીની રાણીને શ્રેષ્ઠ અને સૌથી બહાદુર માની હતી. ભારતમાં આવી અનેક ઝાંસીની રાણીઓ ઉત્પન્ન થાય તો પછી કોની મગદુર છે કે ભારત સામે આંગળી ઊંચી કરે?

હવે આપણે વીસાવદરથી ત્રણ ગાઉ દૂર હોથલિયા ટેકરી ઉપર આવેલી હોથલપદમણીની ગુફાને નિહાળી અને હોથલપદમણીની શૌર્યકથા પણ સાંભળી. ત્યાંથી પાછા ફરી જૂનાગઢ આવીએ, વેરાવળ જતી રેલ ગાડીમાં શાપુર જઇએ અને શાપુરથી સરાડિયા જતી રેલ ગાડીમાં બેસીને વંથલી જઇએ

વંથલી ઘણા સમય સુધી સોરઠની રાજધાની હતું એ તો જોઇ ગયા છીએ. અત્યારે અહીં વંથલીના પુરાણુ પ્રસિદ્ધ નામ 'વામનસ્થલી'નો વિચાર કરીએ.

વિષ્ણુ ભગવાન્‌ના પાંચમા અવતાર વામનજીનું એ સ્થાન હોવાથી તે વામનસ્થલી કહેવાય છે.

અત્યારના વંથલી શહેરને ફરતી ત્રણુ નદીઓ છે (૧) ઓઝત, (૨) ઉબેણુ, (૩) કાળવો

(૧) ઓઝત ભેંસાણુ મહાલના ગામ ગોરવીઆની સીમમાંથી નીકળી નવીબંદર પાસે ભાદર નદીને મળે છે.

(૨) ઉબેણુ ભેંસાણુથી અઢી માઈલ છેટે ઉબેણિયા નામે ટીંબામાંથી નીકળી ભેંસાણુ અને વંથલી પાસે થઈ સાંતલપુર ગામ પાસે ઓઝતને મળે છે.

(૩) કાળવો ગિરનારમાંથી નીકળી આ નદીઓને મળે છે.

વંથલીના અગ્નિકોણુમાં વડનું નાનું કુંડ છે અને તેમાં કપિલ મુનિનો આશ્રમ છે. વંથલીમાં સૂર્યકુંડ પણુ છે.

વામન ભગવાનનું સ્થાન હોવાથી વંથલી વામનસ્થલી કહેવાય છે અને બીલખા બલિરાજાનું સ્થાન હોવાથી બલિ-

સ્થાન કહેવાય છે આ રીતે વામનસ્થળીને અને બલિસ્થાનને ઘણો સબધ છે વામન ભગવાન્ વથલીથી–વામનસ્થલીથી બલિરાજાના યજ્ઞમા બીલખા–બલિસ્થાનમા યાચકના રૂપમા પધાર્યા હતા યજ્ઞ કરવા બેઠેલા બલિરાજાના દૃઢ નિશ્ચય અને અનુપમ ઔદાર્યની, બલિરાજાના આદર્શ પત્ની વિંધ્યાવલિની અનોખી પ્રભુભક્તિની, બલિરાજાના ગુરુ શુક્રાચાર્યની યાચકના રૂપમા આવેલા ભગવાન્ વિષ્ણુને દાન ન આપવાના બોધની અને યાચક બનીને આવેલા ભગવાન્ વામનજીની ઇશ્વર લીલાની અદ્ભુત કથા સવિસ્તર જાણવી હોય તો તે વ્યાસ ભગવાન્ રચિત ભાગવતમા મળી શકે છે આપણે તો બલિ-રાજાના યજ્ઞમા પધારેલા ભગવાન્ વામનજીના માનસદર્શન કરી સતોષ માનીએ

બલિસ્થાન–બીલખામા બીજા પણ પ્રાચીન તીર્થસ્થાનો છે એક છે 'પ્રભુનો પીપળો'–જેની નીચે સાધુનુ સ્વરૂપ ધરીને ભગવાન્ સગાળશાની ભક્તિની કસોટી કરવા આવ્યા હતા બીજુ છે ભક્ત 'સગાળશાનુ સ્થાન' કે જ્યા ભગવાને સગાળશા, તેમના પત્ની અને તેમના પુત્ર ચેલૈયાની પરીક્ષા કરી તેમની અમર કીર્તિ કરી છે

સગાળશાના આ પ્રાચીન સ્થાનથી થોડે છેટે પશ્ચિમમા ત્રીજુ એક દર્શનીય સ્થાન છે અને તેનુ નામ છે 'આનદાશ્રમ' આ આનદાશ્રમની સ્થાપના વિક્રમ સવત્ ૧૯૫૨મા થઇ હતી આ આનદાશ્રમ કોનો હશે? જેઓશ્રીને આપણે બાટવા-

સરદારગઢ તાબાના લીંબુડા ગામની ગુજરાતી નિશાળના શિક્ષક તરીકે જોયા છે, જેઓશ્રીને આપણે તેઓશ્રીના જન્મસ્થાન મોજીદડમાં એક સાથે ત્રણ દિવસ અને ત્રણ રાત્રિ સુધી અખંડ ધ્યાનમાં–સમાધિમાં બેઠેલા જોયા છે, જેઓશ્રીને આપણે ગિરનાર પર્વત ઉપરના હનુમાનધારા પાસેના ભયંકર ને એકાંત જંગલમાં તપ કરતા જોયા છે અને પ્રભુકૃષ્ણચંદ્રે કાળયવનનો જે સ્થાનમાં રાજા મુચકુંદદ્વારા નાશ કરાવ્યો એ મુચકુંદ ગુફામાં આપણે ચાતુર્માસ્ય કરતા જોયા છે તેઓશ્રીનો આ આનંદાશ્રમ છે. તેઓશ્રીના ભક્ત શિષ્યોએ એ આનંદાશ્રમ ચણાવી સમર્પણ કરી તેઓશ્રીને તેમાં સંવત્ ૧૯૫૨ ના ફાગણ માસની અંધારી અગીઆરશ અને મંગળવારે પધરાવ્યા હતા.

આ આનંદાશ્રમ એટલે આનંદ આપનાર આશ્રમ. ત્યાંના પરમપવિત્ર અને પ્રશાંત વાતાવરણનું શબ્દચિત્ર આપવું એ લગભગ અશકય છે. ત્યાં ભક્તિભાવે જનાર જ તેનો અનુભવ કરી શકે.

બીલખાના એ આનંદાશ્રમમાં દર વર્ષે ત્રણ મહાપૂજન મહોત્સવો થતા અને અત્યારે તેમાં એક ભળ્યો છેઃ–

(૧) કાર્તિક સુદિ પૂનમ, (૨) આષાઢ સુદિ પૂનમ, (૩) આશ્વિન સુદિ ચોથ–જયંતી, અત્યારે એક વધેલો (૪) ફાગણ સુદિ પાંચમ–નાથમહેશ્વરના પ્રતિમા મંદિરનો પ્રતિષ્ઠા દિન.

સંવત્ ૧૯૬૦-૭૦ વચ્ચેનો–

આશરે ૫૦-૬૦ વર્ષો પહેલાંનો એક પ્રસંગ છે કે કાર્તિકી અથવા અષાઢી પૂનમના મહાપૂજન મહોત્સવમાં નાથપ્રભુનું પૂજન થતું હતું, ત્યારે જૂનાગઢના એક વિપ્રવર્ય આવેલા અને નાથપ્રભુની સ્તુતિ સંસ્કૃતમાં બોલેલા. એ વિપ્રવર્ય કોણ હતા એ જાણવાની જિજ્ઞાસા થાય તો તેનો ખુલાસો ગુરુદેવના જૂના અનન્ય ભક્ત માણિકયવર્માના શબ્દોમાંથી સાંપડે છે:–

'એ સ્તોત્રો એટલે 'શ્રીનાથસદ્‌ગુરુ સ્તોત્રાણિ' પરમ ભગવદ્ ભક્ત તથા ધર્મોપદેષ્ટા તરીકે સોરઠમાં પ્રખ્યાતિ પામેલા, વયોવૃદ્ધ છતાં ધર્મકાર્ય માટે બહુ ઉત્સાહી, જૂનાગઢ તથા કેશોદમાં અષ્ટોત્તરશત એટલે ૧૦૮ પારાયણ આદિ મોટા ધાર્મિક પ્રસંગોનો ભાવિકજનોને લાભ આપનાર, શ્રદ્ધાળુ મનોચ્ચોની પ્રાર્થનાથી અનેક સ્થળે શ્રીમદ્ ભાગવતની પારાયણ વડે ભક્તિમાર્ગનું પોષણ કરનાર, ભિન્ન ભિન્ન જિજ્ઞાસુઓની રુચિ પ્રમાણે ભિન્ન ભિન્ન ધાર્મિકગ્રંથોનું શ્રવણ કરાવીને તથા અન્ય રીતે ભક્તિ તથા વેદાંત આદિના ઉપદેશ વડે તેમને સ્વધર્મમાં પ્રોત્સાહન આપનાર, કેશોદમાં તથા જૂનાગઢમાં આશ્રમો સ્થપાવીને તથા સદાવ્રત આદિની વ્યવસ્થા કરાવીને વિદ્યાર્થીઓ અને સાધુસંતો આદિને સગવડ આપનાર, અનેક શાસ્ત્રોના જ્ઞાતા છતાં બહુ સાદા, બહુ સરલ ને અત્યંત નિરભિમાની હોવાથી તથા સર્વદા પ્રભુપરાયણ રહેવાથી ભાવિક

લોકોમાં શ્રીનરસિંહ મહેતાના જેવા ગણાતા, અને જ્યાં ત્યાં 'વ્યાસબાપા'ના ઉપનામથી પ્રસિદ્ધ જૂનાગઢ નિવાસી પૂજ્ય વિપ્રવર્ય શ્રીમાન્ મૂળશંકર મયારામ વ્યાસ એમણે કેટલાક વર્ષો પહેલાં રચ્યાં હતાં, અને તે સ્તોત્રો પૂર્ણિમાના મહોત્સવ પ્રસંગે શ્રી બીલખા–આનંદાશ્રમમાં પૂજ્યચરણ સદ્ગુરુ પર માત્માશ્રીના મહાપૂજન સમયે સભામાં–શ્રવણ મંદિરમા–ગાયાં હતાં. વર્તમાનમાં એટલે સંવત્ ૧૯૮૦ માં તે પ્રસિદ્ધ કરવાની પૂજ્ય વ્યાસજીની શુભેચ્છા તથા સૂચનાને વધાવી લઈને સ્વપરના કલ્યાણની ભાવનાથી શ્રીસદ્ગુરુ ભક્તિના વિસ્તારને અર્થે શ્રીયુત કરશનદાસ જૂઠાભાઈ-યાજ્ઞિક, મેંદરડા, શ્રીયુત ત્રિભુવનભાઈ લાધાભાઈ, જૂનાગઢ, અને શ્રીયુત સોમજી વાલજી, ખડીઆ, એ ત્રણ ગૃહસ્થોએ તે પોતાને ખર્ચે છપાવીને પ્રસિદ્ધ કર્યાં છે મળવાનું ઠેકાણું:–વ્યવસ્થાપક, આનંદાશ્રમ, બીલખા (સૌરાષ્ટ્ર)'

'શ્રીનાથ સદ્ગુરુ સ્તોત્રાણિ'માં શું શું છે?

(૧) 'શ્રીનાથ જન્મમંગલ સ્તોત્રમ્' – શ્લોકો ૧૨,
(૨) 'શ્રીનાથ ગુરુચારિત્ર્ય સ્તોત્રમ્' – શ્લોકો ૧૪,
(૩) 'શ્રીનાથ ગુરુમાહાત્મ્ય સ્તોત્રમ્' – શ્લોકો ૧૫

આપણે 'શ્રીનાથ સદ્ગુરુ સ્તોત્રાણિ'માં શું શું છે તે જાણ્યુ, તેની શ્લોક સંખ્યા જાણી, એ સ્તોત્ર કોણે ગાયાં એ પણ જાણ્યુ. હવે આ સ્તોત્રમા વ્યાસબાપાએ શુ ગાયું છે તે ટૂંકમાં જાણીએ.–

ઘોર કળિકાળમાં સદ્વિદ્યાના શત્રુ એવા બહુજનોવડે વેદાર્થનુ ઉચ્છેદન થઈ જતા, તેમજ સાક્ષાત્ પરબ્રહ્મની પ્રાપ્તિ માટેના શ્રેષ્ઠ એવા સાધનોનો નાશ થઈ જતા, અને કર્મ, ઉપાસના, જ્ઞાન, યોગ તથા તપના ધર્મોનો વિનાશ થઈ જતા. ધર્મની અભિવૃદ્ધિનો યત્ન કરવામાં શ્રેષ્ઠ અને અતિ ઉત્સુક એવા દેવ તથા ઋષિઓએ શ્રી દક્ષિણામૂર્તિ પ્રભુને અવતાર લેવા પ્રાર્થના કરી

'શ્રીદક્ષિણામૂર્તિ એ શ્રીમહેશ્વરનુ એક નામ છે. તત્ત્વોપદેશરૂપ દક્ષિણા આપવા માટેની દયા દર્શાવવા માટે શ્રીમહેશ્વરે જે લીલાવિગ્રહરૂપ મૂર્તિ—આકૃતિ ધારણ કરી તે દક્ષિણામૂર્તિ'

દેવો તથા ઋષિઓએ શ્રી દક્ષિણામૂર્તિ પ્રભુને પ્રાર્થના કરવાથી તેઓશ્રી મોજીદડમા ઔદીચ્ય બ્રાહ્મણના રાવળકુળમા પીતાંબરજીના પુત્રરૂપે પ્રકટ થયા અને શ્રીનાથ શર્મા—નથુરામ શર્મા—ના નામથી પ્રસિદ્ધિ પામ્યા

રૈવતરાજ ગિરનારની તળેટીમા શ્રીસદાશિવને અતિ પ્રિય એક વન હતુ તે વનમા ગુપ્ત રહેલ 'શિવાશ્રમ'—શ્રી શંકરનો આશ્રમ તેઓશ્રીએ સમાધિ સ્થિતિમા જોયો, તેથી ત્યાજ પોતાશ્રીના નિવાસને યોગ્ય પોતાનો 'આનંદાશ્રમ' નામે આશ્રમ સ્થાપ્યો

જ્યારે શ્રી શુકદેવજીના ઉપદેશ વચનોવડે ત્યા માત્ર

એક રાજા પરીક્ષિત જ ભયથી તર્યા, ત્યારે અહીં તો શ્રી નાથશર્મા સદ્ગુરુના ઉપદેશ વચનોવડે અનેક–નરો તર્યા છે; વળી જેઓશ્રીની માત્ર કરુણાદૃષ્ટિથી જ કેટલાક શિષ્યો આત્મભાવ–બ્રહ્મભાવને પામેલા છે, તેમ કેટલાક શિષ્યોને તેઓશ્રી યોગધ્યાનના બલવડે પોતાથીના અખંડ ધામપ્રતિ લઈ જાય છે.

યોગી અને જ્ઞાનીઓના ગુરુના પણ પોતે ગુરુરૂપ આ શ્રીનાથશર્મા છે. વળી જે વાણીના સ્વામી ગુરુશ્રીને જોઈને શિષ્યનાં હૃદય તર્કવિતર્ક કરે છે કે તેઓશ્રી તે શું સાક્ષાત્ શુકદેવજી છે? કે શું સાક્ષાત્ વ્યાસ ભગવાન્ છે? કે શું શંકર–(મહેશ્વર) છે?

તે શ્રીનાથશર્માનામે યોગીંદ્રગુરુને મારા નમસ્કાર છે.

આ જગતમાં જેઓશ્રી બ્રહ્માનંદમાં નિમગ્ન છતાં પૂર્ણસિદ્ધિદાયક સદ્બોધને- આપનારા છે, તથા જેઓશ્રીની કૃપાથી મે આ જગતને આત્મસ્વરૂપના અજ્ઞાનરૂપ નિદ્રાથી ઉત્પન્ન થયેલું જાણ્યું, અને તે સ્વપ્ને તથા ઇન્દ્રજાલની પેઠે અહીં મિથ્યા જ છે એવો સારી રીતે નિશ્ચય કર્યો, તે શ્રી નાથશર્મા નામે યોગીંદ્રગુરુને આ નમસ્કાર.

શ્રી સદ્ગુરુનો મહિમા કહેવાને હું સમર્થ નથી; તોપણ તેઓશ્રીને નમસ્કાર કરીને તેઓશ્રીની પ્રસન્નતાને અર્થે બાળકની પેઠે બોલુ છું.

ગુરુભક્તિના પ્રેમરસમાં ગળી ગયેલ મારા ચિત્તમાં

સ્તવન ઉદ્ભવ પામ્યું છે, તેથી બુધજનો આ સ્તવનની
અશુદ્ધિનો વિચાર ન કરે; કિંતુ સારનેજ ગ્રહણ કરે.

પ્રશસ્ત પુણ્યવડે પ્રાપ્ત કરેલા સદ્ભાગ્યવડે જેની
રૂપે હરિ એવા શ્રીમન્નાથસદ્ગુરુ વિષે દૃઢ નિશ્ચયવાળી
તિશય પરાભક્તિ પ્રકટ ગયેલ છે, તે તેઓશ્રીના ભક્તજન
મ મૂળશંકર શર્માએ તેઓશ્રીની પ્રસન્નતાને અર્થે તથા
ાત્મા કલ્યાણને અર્થે આ સ્તોત્ર રચ્યું છે; જે સજ્જનોએ
ણ કરવા યોગ્ય તથા ગાવા યોગ્ય છે.

સુજ્ઞ બંધુઓ! જોયો આ સ્તવનનો રહસ્યમય સાર?
. તેમાં રહેલી વ્યાસબાપાની સુદૃઢ સદ્ગુરુ ભક્તિ? જોયું
સ્તોત્રમાંથી ટપકતા પ્રેમરસનું બલ?

આ સ્તોત્રો રચનાર અને બીલખા–આનંદાશ્રમના
ણમંદિરમાં સદ્ગુરુશ્રીના મહાપૂજન પ્રસંગે પ્રેમરસમાં
જાયેલાં હૃદયે અને ગદ્ગદ્ વાણીમાં ગાનાર વિપ્રવર્ય
ાસબાપા' વયમાં સદ્ગુરુદેવથી બારવર્ષ મોટા છે. છતાં એ
ંગે પોતે એક બાલક બની જાય છે. જાણે બીજા ઉપમન્યું
ગવાન્ શંકરની સ્તુતિ કરવા અહીં આવ્યા ન હોય!

આ સ્તોત્રો વાંચતાં આપણને ઉપમન્યુ–સ્તોત્રનું સ્મરણ
ય છે; આ સ્તોત્રો વાંચતાં આપણને પુષ્પદંત ગંધર્વરાજ
ચેત શ્રી શિવમહિમ્ન સ્તોત્રનું સ્મરણ થાય છે. શ્રી ઉપમન્યુ
ોત્રમાં અથવા જયશંકર સ્તોત્રમાં ભગવાન્ શંકર–પ્રતિ

ઉપમન્યુનો જે ઉત્કટ ભક્તિભાવ છે, પુષ્પદંત ગંધર્વરાજનો પોતે રચેલા શ્રી શિવમહિમ્ન સ્તોત્રમાં પ્રેમરસનો જે પરાગ છે તે વ્યાસબાપા રચિત આ શ્રીનાથ સદ્ગુરુ સ્તોત્રાણિમાં આપણને પ્રત્યક્ષ થાય છે.

ઉપમન્યુ અને પુષ્પદંત ગંધર્વરાજે તો અપ્રત્યક્ષ ભગવાન્ શંકરની સ્તુતિ ગાઈ હતી અને પ્રસન્ન થયેલા ભગવાન્ શંકરે પછી પ્રત્યક્ષ થઈને તેમને બંનેને દર્શન આપ્યાં હતાં ત્યારે વ્યાસબાપાએ તો બીલખા-આનંદાશ્રમમાં બિરાજતા સદ્ગુરુદેવમાં સાક્ષાત્ શંકરનાં, સાક્ષાત્ સદાશિવનાં, સાક્ષાત્ મહેશ્વરનાં પ્રત્યક્ષ દર્શન કરીનેજ આ સ્તોત્રો રચ્યાં હતાં અને સાક્ષાત્ દર્શન કરતાં કરતાં આ સ્તોત્રો તેઓશ્રી સમક્ષ ગાયા હતાં.

વ્યાસબાપા રચિત આ સ્તોત્રોનાં હુ શાં વખાણ કરુ ? અને જો પ્રામાણિકપણે કહું તો તેનાં સંપૂર્ણ વખાણ થાય પણ ક્યાંથી ? આ સ્તોત્રો માત્ર વાણીનો વિલાસ નથી, અથવા શ્રોતાઓને માત્ર રાજી કરવા માટે પણ લખાયા નથી. એ સ્તોત્રો તો વ્યાસબાપાના ગુરુ ભક્તિના અનુપમ રંગે રંગાયેલા હૃદયની અમીઝરણી છે એ સ્તોત્રોના ભક્તિપ્રવાહમા શુદ્ધ, એકાગ્ર ને શ્રદ્ધાયુક્ત ચિત્તે સ્નાન કરનાર ખરેખર સુભાગી ગણાય, કેમ કે તે એવીજ ગુરુભક્તિ મેળવે, એવોજ ગુરુદેવનો ઇશ્વરમહિમા જાણે અને જીવન ધન્ય બનાવે પરમ પૂજ્ય વ્યાસબાપાને અને આ સ્તોત્રોમાં એકરૂપ કરેલા તેમનાં પવિત્ર જીવનને વંદના કરી વિરમું છું.

બીલખાના આનંદાશ્રમમાં આપણે આવ્યા છીએ એટલે જૂનાગઢ નિવાસી નાગર ગૃહસ્થ અને નવાબ સાહેબના ખાનગી કારભારી શ્રીઅમરજીભાઈને પણ મહાપૂજનના એક શુભ પ્રસંગે શ્રવણમંદિરમાં ગુરુદેવના સિંહાસન પાસે વિનમ્રભાવે ઊભેલા જોઈ લઈએ ગુરુદેવનું મહાપૂજન પૂરું થઈ રહ્યા પછીનો આ પ્રસંગ છે. અમરજીભાઈ નવાબ સાહેબના ખાનગી કારભારીનું મોટું પદ ધરાવતા છતા બહુ વિનમ્ર અને નિરભિમાની હતા. તેઓ ઊભા થઈ સિંહાસનપર બિરાજેલા સદ્‌ગુરુશ્રીને પ્રણામ કરી બોલ્યાઃ—

'બંધુઓ! ગુરુદેવનો મહિમા હું શું ગાઈ શકું! મારું રાજકીય જીવન એટલે બહુ સાવધાનતા રાખ્યા છતાં એક અણધાર્યું—સંકટ આવી પડયું. જેમાંથી બચવું માનવ શકિતની બહાર હતું. મે નાથની પ્રાર્થના કરી અને સર્વજ્ઞ નાથે મારા હૃદયના આક્રંદને સાંભળી લીધું. પછી તો શું કહેવું જ હોય! ગજની સ્તુતિ સાંભળી ભગવાને તેને ગ્રૂડના બંધનમાંથી છોડાવ્યો હતો તેમ નાથપ્રભુએ મને સંકટમુકત કર્યો છે. કૃપાસિંધુ ગુરુદેવે મને ઉગારી લીધો છે.'

વિનમ્રભાવે આટલું બોલી બેસી ગયા.

શ્રી અમરજીભાઈ જૂનાગઢથી બીલખા આનંદાશ્રમમાં ગુરુદેવનાં દર્શન—પૂજન માટે આવતા ત્યારે જે ઓરડામાં ઊતરતા તે ઓરડો 'અમરજીભાઈવાળો' ઓરડો કહેવાતો તે ઓરડાની બાજુમાં નાગરી રસોડુ હતું. શ્રી અમરજીભાઈ

પોતાના રસોડા માટે સીધુ સામાન તથા રસોયાને જૂનાગઢથી સાથે લઈને આવતા આમ કરવામા પોતાને માટે ગુરુદેવને કે આશ્રમને કાઈ શ્રમ ન પડે તેવી તેમની શુભ ભાવના હતી તેમનુ આ કાર્ય સુશિષ્યને શોભે એવુ ગણાય

જેમ મહારાજા ભગીરથે ભગવતી ગગાને સ્વર્ગમાથી અવની ઉપર ઊતારી માનવસેવાનુ શુભ કામ કર્યું હતુ તેમ કાશીપુરીમા ગગાકિનારે આવેલ આનદગુહા'મા બિરાજતા ગુરુદેવને સવત્ ૧૯૪૬મા સૌરાષ્ટ્રમા પધરાવી અમરજીભાઈએ માનવસેવાનુ મહાન્ કામ કર્યું છે ભાગીરથીમા સ્નાન કરનાર જેમ પાવન બને છે તેમ તેઓશ્રીએ રેલાવેલ જ્ઞાનગગામા શુદ્ધ ભાવે સ્નાન કરનાર પાપભારથી મોકળો બને છે અને પોતાનો આ લોક અને પરલોક સુધારે છે–પોતાનુ સાચુ કલ્યાણ સાધી જીવન સફલ કરે છે

બીલખાની યાત્રા પૂરી કરી લીધી હવે આપણે ત્યાથી સોરઠમા આવીએ અને ત્યાના બાકી રહેલા તીર્થોની યાત્રા કરીએ

ભગવાન્ કૃષ્ણચદ્રનુ પ્રાકટ્ય સ્થાન છે મધુપુરી–મથુરા, પણ મામા કસને માર્યા પછી ભગવાન્ કૃષ્ણ મથુરામા વસતા જમાઈ કસનુ વેર લેવા તેના સસરા જરાસધે મથુરા ઉપર એક પછી એક એમ સત્તરવાર ચડાઈ કરી, પણ દરેકવાર તે હારી ગયો અઢારમીવાર કાળયવનની મદદ લઈ જરાસધ

મથુરાપર ચડી આવ્યો ત્યારે ભગવાન્ ભય પામ્યા હોય એવો દેખાવ કરી મથુરા છોડી સૌરાષ્ટ્રમાં પધાર્યા. દામોદરકુંડની સામે આવેલી ગુફામાં સૂતેલા મુચકુંદ રાજા પાસે કાળયવનનો નાશ કરાવી મુચકુંદરાજાને દર્શન આપી ભગવાન્ દ્વારકામાં આવી વસ્યા હતા. ઘણાનું એમ માનવું છે કે એ દ્વારકા ઓખામંડલમાં આવેલું છે, એ દ્વારકા નહિ, પરંતુ એ દ્વારકા સોરઠમાં આવેલું હતું અને અત્યારે તે જૂનું દ્વારકા અથવા મૂળ દ્વારકા તરીકે ઓળખાય છે. આ મૂળ દ્વારકા અથવા જૂના દ્વારકામાં જ કૃષ્ણ ભગવાન્ નિવાસ કરતા. આ મૂળ દ્વારકા પ્રાચીથી બહુ દૂર નથી અને કોડીનારથી બહુ દૂર નથી. આ મૂળ દ્વારકામાંથી ભગવાન્ વારંવાર પ્રભાસક્ષેત્રમાં પધારતા અને યાદવો સાથે ગિરિવર ગિરનારની યાત્રાએ પણ પધારતા. સખા ભક્ત અર્જુન વનવાસમાં નીકળ્યા ત્યારે સૌરાષ્ટ્રના પ્રભાસક્ષેત્રમાં આવ્યા હતા. એ ખબર મૂળ દ્વારકામાં કૃષ્ણ ભગવાનને પડતાં તેઓશ્રી અર્જુનને મળવા પ્રભાસક્ષેત્રમાં આવ્યા હતા.

પ્રાચી પ્રભાસપાટણથી ૫ દર માઇલ દૂર છે અને પ્રાચી રોડ રેલ્વે સ્ટેશનથી માત્ર છ માઇલ દૂર છે. યાત્રિકો મુખ્ય ભાગે વેરાવળ અને પ્રભાસપાટણ તરફથી આવતા રસ્તે પ્રાચીની યાત્રાએ આવે છે. વેરાવળ–પાટણથી પ્રાચી મોટર–બસમાં જવાય છે. પ્રાચીમાં રણછોડરાયજીનું મંદિર છે. કાર્તિક માસની, ચૈત્ર માસની તથા શ્રાવણ માસની સુદિ

તેરશ, ચૌદશ અને પૂનમ પ્રાચીના-પિતૃના દિવસો ગણાય છે. માણસો તે દિવસોમાં પ્રાચીમાં શ્રાદ્ધ કરવા આવે છે.

કુરુક્ષેત્રના રણમેદાનમાં થયેલું કૌરવ અને પાંડવોનું યુદ્ધ સમાપ્ત થયા પછી ભગવાન્ કૃષ્ણે પાંડવોને પ્રાચીના કુંડમાં સ્નાન કરવાની આજ્ઞા આપી હતી.

પ્રાચીમાં જાંબુના ઝાડ નીચે સરસ્વતી નદીની અંદર કમ્મરસુધી ડૂબેલાં માધવરાયજીનાં મૂર્તિ છે.

ભગવાન્ કૃષ્ણચંદ્રના નિવાસસ્થાન જૂના દ્વારકા અથવા મૂળ દ્વારકાની જોડાજોડ પ્રાચીના પ્રાચીન તીર્થક્ષેત્રની યાત્રા કરી. હવે આપણે સોરઠનાં જે જે સ્થાનોને ભગવાને આપશ્રીની અવતાર લીલાવડે પાવન કર્યાં છે તેની યાત્રા કરીએ.

મૂળ દ્વારકાથી આપણે કુંડિનપુર જઈએ. કુંડિનપુર ભીષ્મક રાજાનું પાટનગર હતું. ભીષ્મક રાજાને પાંચ પુત્રો અને એક પુત્રી હતાં. સૌથી મોટા પુત્રનું નામ રુકમી હતું અને પુત્રીનું નામ રુક્મિણી હતું. રુકમીએ બહેનનું સગપણ શિશુપાલ જોડે કર્યું હતું. રુક્મિણીને તે પસંદ ન હતું એટલે ભગવાન્ ઉપર એક પત્ર લખી બ્રાહ્મણને દ્વારકા મોકલ્યો હતો. તે પત્રના ,સમાચાર જાણી ભગવાન્ દારુક સારથિએ જોડેલા રથમાં બેસી કુંડિનપુર ગયા અને અંબાજીના દર્શને ગયેલાં રુક્મિણીનું હરણ કર્યું. તે સમયે યુદ્ધ થયું તેમાં શિશુપાલને અને તેના સાથીદાર રાજાઓને ભગવાને હરાવ્યા હતા

ભીષ્મક રાજાનો મોટો પુત્ર રુકમી શિશુપાલનો પક્ષ કરીને ભગવાન્ સામે લડવા આવ્યો, પણ ભગવાને તેને હરાવી કેદ પકડયો અને રુકિમણીની પ્રાર્થનાથી પછી છોડી મૂકયો. રુકમીએ એવો સંકલ્પ કર્યો હતો કે હારીને કુંડિનપુરમાં પાછો પ્રવેશ ન કરવો. આ સંકલ્પ પ્રમાણે તે કુંડિનપુરમાં ગયો નહિ, પણ બીજું ભોજકટ નામનું ગામ વસાવીને તેમાં રહ્યો. જૂના સમયનું ભોજકટ તે અત્યારનું કુતિયાણા પાસે આવેલું કટવાણા ગામ. ભગવાન્ રુકિમણીનું હરણ કરી માધવપુર પધાર્યા અને ત્યાં પાણિગ્રહણ કર્યું.

જૂના સમયનું કુંડિનપુર કયાં આવ્યું હતું ? એ જોવા માટે આપણે શાપુરથી સરાડિયા જતી આગગાડીમાં બેસી સરાડિયા સ્ટેશને જવું અને ત્યાંથી રેલવેની મોટર-બસમાં બેસી કુતિયાણા જવું. આ કુતિયાણા ગામ ભાદરનદીને સામે કાંઠે પશ્ચિમમાં વસેલું છે. ભાદરનું સંસ્કૃત નામ ભદ્રાવતી છે. ભદ્રાવતી અથવા ભાદર નદી જસદણ તાલુકામાં આવેલ મદાવાના ડુંગરમાંથી નીકળે છે અને હાલારમાં થઇ જૂનાગઢ સંસ્થાનનાં નવાગઢ અને કુતિયાણા પાસેથી નીકળી પોરબંદર તાબાના નવીબંદર પાસે સિંધુસાગરને મળે છે.

હાલના કુતિયાણાથી પશ્ચિમ દિશામાં એક માઇલ દૂર 'સાખુકાનો ટીંબો છે.' જૂના સમયનું ભીષ્મક રાજાનું પાટનગર કુંડિનપુર એ સ્થાને હતું એમ મનાય છે. અત્યારે ત્યાં એ સાખુકાના ટીંબાના થોડાં ખંડેરો અવશેષરૂપે નજરે પડે

છે. એ ટીંબાથી થોડે દૂર એક વાવ છે. તેમાં ક્ષેત્રપાલની મૂર્તિ છે. તે સ્થળે પરણેલાં હિંદુ પતિ–પત્ની પગે લાગવા જાય છે.

હાલનું કુતિયાણા છે એ સ્થાને જૂના સમયમાં કુંતિ નામની ચારણિયાણી પોતાનાં ઢોર ચરાવતી. એ જગ્યામાં પાછળથી તેણે પોતાનો નેસ બાંધ્યો હતો. એ નેસની જગ્યાએ પાછળથી એક ગામડું વસ્યું અને તેનું નામ કુંતિચારણ્યાણીના નામ ઉપરથી 'કુંતિયાણા' પડ્યું. એ કુંતિયાણા ગામડામાંથી કસબો બન્યું અને કસબામાંથી શહેર બન્યું. તેનું સાચું નામ કુંતિયાણા છે. છતાં કુતિયાણા પણ લખાય છે.

કુંતિયાણાની દક્ષિણ દિશામાં નાગનાથ મહાદેવનું મંદિર છે. ત્યાં શ્રાવણ માસની વદિ સાતમ અને આઠમને દિવસે મેળો ભરાય છે.

કુંતિયાણાથી પૂર્વ દિશામાં ઉપલેટા જવાની સડક છે. આ સડકની ડાબી બાજુએ કુંતિયાણાથી આશરે ત્રણ ગાઉ ઉપર ઝાડોની ઘટામાં લપાયેલું ગોકરણેશ્વર મહાદેવનું તીર્થસ્થાન છે. ત્યાં શંકરનું મંદિર છે અને ગોકરણ નામનો કુંડ નદીમાં છે.

અત્યારનું આ કુંતિયાણા છોડયા પહેલાં જૂના સમયના રાજા ભીષ્મકની રાજધાની કુંડિનપુરના બાકી રહેલા ઇતિહાસ પર ઊડતી નજર ફેરવી લઈએ. ત્યાંથી ભગવાને ભીષ્મક રાજાની કુંવરી રુક્મિણીજીનું હરણ કર્યું હતું અને શિશુપા-

લની મદદે આવેલા રુક્મિણીના ભાઇ રુકમીને યુદ્ધમાં હરાવી કેદ કર્યો હતો. યુદ્ધમાં હારેલા રુકમીએ કુંડિનપુરમાં પાછા ન જવાનો સંકલ્પ કર્યો હતો, એટલે કુંડિનપુરમાં ન જતાં કુંડિનપુર પાસે ભોજકટ નામનું પુર વસાવી રુકમી ત્યાં રહ્યો હતો તે બધું આપણે જાણીએ છીએ.

રુક્મિણી તથા કૃષ્ણપ્રભુના પુત્રનું નામ હતું પ્રદ્યુમ્ન. પ્રદ્યુમ્ન સાક્ષાત્ અનંગ અથવા કામદેવના અવતારરૂપ હતા. આ પ્રદ્યુમ્ને ભોજકટપુરમાં વસતા રુકમીની પુત્રી રુકમવતીને સ્વયંવરમાં વર્યા હતા. એ સમયે વિરોધી રાજાઓ જોડે યુદ્ધ થતાં પોતાના રથમાં બેસી સામે લડવા આવેલા રાજાઓને હરાવ્યા હતા. પોતાની બહેન રુક્મિણીનું હરણ કરનાર કૃષ્ણ ભગવાન્ સામે રુકમીએ જેમ યુદ્ધ કર્યું હતું તેમ પોતાની પુત્રી રુકમવતીનું હરણ કરનાર પોતાના ભાણેજ પ્રદ્યુમ્ન સામે યુદ્ધ ન કર્યું. ભગવાન્ કૃષ્ણ સામે રુકમીને દ્વેષ હતો તોપણ પોતાની બહેન રુક્મિણીને રાજી રાખવા રુકમીએ યુદ્ધ ન કર્યું. તેમ પોતાના ભાણેજ પ્રદ્યુમ્નને પોતાની કુંવરી આપવામાં વાંધો પણ ન લીધો. રુકમવતી અને પ્રદ્યુમ્નના પુત્રનું નામ હતું અનિરુદ્ધ. આ અનિરુદ્ધ બાણાસુરની પુત્રી ઉષાને પરણ્યા હતા.

એક સમયે ભોજકટપુરમાં બલભદ્રજી, કૃષ્ણચંદ્રજી, રુક્મિણીજી, સાંબ વગેરે ગયા હતા ત્યારે રુકમીએ બલદેવજીનું હાસ્ય કર્યું હતું અને તેમને ન બોલવાનાં વચનો

સંભળાવ્યા હતાં રુકમીના આ પાપયુક્ત અને અભિમાન ભરેલા અવિનય માટે બલદેવજીએ ભર સભામાં રુકમીને લાંગળ મારીને મારી નાંખ્યો હતો એ જૂના સમયનું ભોજકટ-પુર એજ છે અત્યારનું કુતિયાણાથી થોડે દૂર આવેલું કટવાણા ગામ

ભગવાન્ કૃષ્ણચંદ્રની અવતાર લીલા વ્યાસ ભગવાને રચેલા શ્રીમદ્ ભાગવતના દશમ સ્કંધના પૂર્વાર્ધમાં અને દશમ સ્કંધના ઉત્તરાર્ધમાં સમાયેલી છે. દશમ સ્કંધના પૂર્વાર્ધમાં ભગવાનનું મધુપુરીમાં–મથુરામાં–પ્રકટવું, ગોકુલમાં નંદરાયજીને ઘરે પધારવુ ને વૃંદાવન, ગોવર્ધન આદિ વ્રજ-ભૂમિનાં સ્થાનોમાં થયેલી અવતાર લીલા આવી જાય છે અને દશમ સ્કંધના ઉત્તરાર્ધમાં ભગવાન્ મથુરાથી સૌરાષ્ટ્રમાં પધાર્યા અને દ્વારકામાં નિવાસ કર્યો ત્યારથી તેઓશ્રી અવતાર કાર્ય સમાપ્ત કરી સ્વધામ પધાર્યા ત્યાંસુધીની સમસ્ત લીલા ગવાયેલી છે.

આ પૃથ્વીપર ભગવાનનું પ્રાકટય શા સારુ થાય છે તેનો ખુલાસો ભગવાને સ્વયં ગીતાજીના ચોથા અધ્યાયના સાતમા અને આઠમા શ્લોકમા નીચે પ્રમાણે કર્યો છે,–

"યદા યદા હિ ધર્મસ્ય, ગ્લાનિર્ભવતિ ભારત ।
અભ્યુત્થાનમધર્મસ્ય, તદાઽઽત્માનં સૃજામ્યહમ્" ॥૭॥

'હે ભારત! નિશ્ચય જ્યારે જ્યારે ધર્મની હાનિ–

નબળી સ્થિતિ–થાય છે, (ને) અધર્મની વૃદ્ધિ (થાય છે ત્યારે) ત્યારે હું શરીરને ઉપજાવું છું.' ૭

"પરિત્રાણાય સાધૂનાં, વિનાશાય ચ દુષ્કૃતામ્।
ધર્મસંસ્થાપનાર્થાય, સંભવામિ યુગે યુગે" ॥૮॥

'સત્પુરુષોનું સારી રીતે રક્ષણ કરવા માટે તથા પાપીઓનો નાશ કરવા માટે (અને) ધર્મનું સ્થાપન કરવા માટે (હું) યુગયુગને વિષે અવતાર ધરું છું.' ૮

ભારતવર્ષમાં ભગવાન્ કૃષ્ણચંદ્રના પ્રાકટ્ય સમયે કેવા અધમ પાપીઓ વસતા હતા, મનુષ્યરૂપમાં કેવા કેવા ભયંકર અસુરો રહેતા હતા અને નિર્દોષ પ્રજાને રંજાડનારા ક્રૂર દૈત્યો કેવો કારમો ત્રાસ વર્તાવતા હતા તેનું આબેહૂબ ચિત્ર ભાગવતકાર વ્યાસજીએ ભાગવતમાં આપ્યું છે.

એ ચિત્રની ભયાનક બાજુ જોવી હોય તો ક્રૂરતાની મૂર્તિસમા કંસનું જીવન જોવું. એ કંસ કોણ હતો? યદુ, ભોજ અને અંધક કુળના અધિપતિ અને શૂરસેન દેશનું રાજ કરતા રાજા ઉગ્રસેનનો કંસ પુત્ર હતો. એ પિતાદ્રોહી પુત્રે પિતા ઉગ્રસેન પાસેથી તેનું રાજ ઝૂંટી લીધું એટલુ જ નહિ પણ 'પિતૃ દેવો ભવ'–'પિતાને દેવની પેઠે પૂજનારો થા' એ વેદ આજ્ઞાને ઠોકરે મારી કંસે પોતાના પૂજ્ય પિતાને કેદમાં નાંખ્યા હતા.

આ કંસની મદદમાં કોણુ કોણુ હતા? રાક્ષસી પૂતના, તૃણાવર્ત, વત્સાસુર, બકાસુર, અઘાસુર, ધેનુકાસુર, પ્રલબાસુર, અરિષ્ટાસુર, કેશીદૈત્ય, વ્યોમાસુર, કુવલયાપીડ હાથી, ચાણુર, મુષ્ટિક, શલ, કૂટ ને તોશલ નામના પાંચ બળવાન મલ્લો હતા–બાણાસુર, નરકાસુર, જરાસંધ ને દ્વિવિદ વાનર હતા. આ સૌની મદદવડે કંસ યાદવોનું નિકંદન કાઢવા લાગ્યો કસથી દુઃખી થયેલા યાદવો કુરુ, પાંચાલ, વિદર્ભ આદિ દેશોમાં જતા રહ્યા અને કેટલાક યાદવો મથુરામાં રહી કંસની સેવા કરવા લાગ્યા. બહેનના દેવકીના પુત્રવડે પોતાનું મૃત્યુ છે એવી આકાશવાણી સાંભળ્યા પછી કંસે પોતાની બહેન દેવકી અને બનેવી વસુદેવને કેદમાં પૂર્યાં અને એક પછી એક એમ દેવકીના જન્મ પામેલા છ પુત્રોને મારી નાખ્યા દેવકીને પેટે સાતમા પુત્રરૂપે વિષ્ણુના અંશરૂપ શેષનાગ અથવા અનંત આવ્યા ત્યારે ભગવાનની આજ્ઞાથી યોગમાયાએ તેમને વસુદેવનાં ગોકુલમા વસતાં બીજાં પત્ની રોહિણીના ગર્ભમા મૂકયા અને ભગવાન્ સ્વયં દેવકીજીના ઉદરથી આઠમા પુત્રરૂપે મથુરામાં પ્રકટ્યા અને ગોકુલમાં પધારી યશોદાના પુત્ર બન્યા અને યશોદાને પેટે જન્મેલી યોગમાયાને દેવકીની પુત્રીરૂપે મથુરા મોકલી દેવકીને પેટે આ પુત્રીના પ્રસવના ખબર જ્યારે દ્વારપાલોએ કંસને આપ્યા ત્યારે કંસ ત્યાં આવી પહોચ્યો અને પછી કંસે બહેનની હમણાં જ જન્મેલી એ પુત્રીનો પગ પકડીને છીપર ઉપર પછાડી. પુત્રીરૂપે પ્રકટેલા યોગમાયા આકાશમા ઊડી ગયાં અને આઠ ભુજામાં આઠ આયુધો ધરનારાં

દેવીરૂપે કંસ આદિને દર્શન આપ્યાં અને મંદ હસતાં હસતાં કંસને સંદેશો આપ્યો કે, 'હે મંદમતિ! મને મારી નાખવાથી તારું શું વળવાનું હતું? તને મારનાર તો જન્મી ચૂકેલ છે.' આટલું બોલી મહામાયા અલોપ થયાં.

ઉપરનો સંદેશો સાંભળી કંસે ફરમાન બહાર પાડયું કે 'મારા રાજ્યમાં જન્મેલા દરેક બાલકનો નાશ કરવો.' અને આ ફરમાનનો અમલ કરવાનું કાર્ય–ક્રૂર કામ–ઇચ્છા પ્રમાણે રૂપ ધરી શકનારી રાક્ષસી પૂતનાને સોંપ્યું. કંસે મોકલેલી એ રાક્ષસી પૂતના શહેરોમાં, કસબાઓમાં, ગામડાંઓમાં અને નેસોમાં ફરી ફરીને તુરત જન્મેલાં બાલકોને મારવા લાગી અને આકાશમાં ફરનારી અને ઇચ્છિત રૂપ ધરનારી પૂતના એક દિવસ નંદરાયના વ્રજમાં–ગોકુલમાં–આવી અને સ્વરૂપવાન્ નવયૌવન સ્ત્રીનું રૂપ ધરીને નંદરાયજીના ઘરમાં દાખલ થઇ. એ સમયે નંદરાય ગોપસહિત વરસનો કર ભરવા કંસ પાસે મથુરા ગયા હતા.

ભગવાન્ કૃષ્ણનું દર્શન કરવા આવેલાં સાક્ષાત્ લક્ષ્મીજી હોય એમ સમજી યશોદાજી, રોહિણી, ગોપીઓ કે ગોપો કોઇ તેને રોકી શકયાં નહિ. પૂતના પારણામાંથી કનૈયાજીને લઇ ખોળામાં બેસાડીને ધવરાવવા લાગી. બહિર્ દષ્ટિએ માતાનું વહાલ ઊભરાતું હોય એમ દંભ કરતી તે પૂતનાએ હલાહલ વિષયુક્ત પોતાનું સ્તન બાલકને આપ્યું. ભગવાન્ કૃષ્ણને મારવા આવેલી એ પૂતનાનો ભગવાને અલ્પ સમયમાં

નાશ કર્યો ત્યારે તે નવયૌવન સ્ત્રીનું સુંદર શરીર વિકરાળ બની ધરતીપર ઢળી ગયું. યોગમાયાએ ભગવાનનું જન્મસ્થાન કંસથી ગુપ્ત રાખ્યું હતું તે પૂતનાએ પોતાના મરણથી પ્રકટ કર્યું અને કંસની નજર ગોકુલભણી ખેંચી કંસે ત્યાર પછી એક પછી એક અસુરને ગોકુલ મોકલવાનું શરૂ કર્યું.

પૂતનાનાં મરણ પછી કંસે તૃણાવર્ત નામના દૈત્યને મોકલ્યો. તે દૈત્ય વંટોળિયાનુ સ્વરૂપ ધરી કનૈયાજીને આકાશમાં લઈ ગયો ભગવાને પોતાના બાલક શરીરમાં પર્વત જેટલો ભાર ભર્યો-એટલે કે ગરિમા સિદ્ધિવડે-સ્વશરીરને મહાન્ પર્વતના જેવું ભારે કરી દેવાના સામર્થ્યવડે-ભગવાને તૃણાવર્ત દૈત્યને મારી નાખ્યો.

તે પછી કંસે પ્રથમ વત્સાસુરને મોકલ્યો અને પછી મોકલ્યો બકાસુરને. વાછડાના રૂપમાં આવેલા અસુર વત્સાસુરને અને બગલાના રૂપમાં આવેલ અસુર બકાસુરને ભગવાને લીલામાત્રમાં વૃંદાવન નામના સ્થાનમાં મારી નાખ્યા

તે પછી કંસે પૂતના તથા બકાસુરના નાના ભાઈ અઘાસુરને મોકલ્યો. આ અઘાસુરે કનૈયાજી આદિને ગળી જવા માટે મોટા અજગરનું રૂપ ધારણ કર્યું. એ અજગરના મુખમાં બાલક કૃષ્ણચંદ્રે પ્રવેશ કર્યો અને યોગની મહિમા સિદ્ધિવડે-સ્વશરીરને પર્વત જેવડું મોટું કરીને અજગરનું રૂપ ધરીને આવેલા એ અઘાસુરના પ્રાણનુ રુંધન કરી મારી નાખ્યો.

તે પછી વૃંદાવનથી થોડે દૂર આવેલા તાડવનમાં ગધેડાનું રૂપ ધરીને આવેલા ધેનુકાસુર નામના દૈત્યને બલભદ્રજીએ પ્રાણરહિત કર્યો. એ મરણ પામ્યા પછી બીજા જે દૈત્યો ગધેડાનુ સ્વરૂપ લઇ યુદ્ધ માટે આવ્યા તેમને પણ ભગવાન્ કૃષ્ણે તથા બલરામે મારી નાખ્યા.

વૃંદાવન પાસેથી વહન કરતાં યમુનાજીના જલમાં કાલિય નામનો ઝેરી નાગ વસતો હતો અને યમુનાજીના શુદ્ધ જલને વિષયુક્ત કરતો હતો. એ નાગ એટલો ઝેરી હતો કે એ સ્થાન પાસેથી યમુનાજીના કાંઠા ઉપર ચાલનાર પ્રાણીઓ ત્યાંના ઝેરી જલના તરંગોના છાંટા ઊડતાં તેના સ્પર્શમાત્રથી મરણ પામી જતાં હતાં અને એ સ્થાનના જલ ઉપરથી ઊડતાં પક્ષીઓ એ જલમાંથી નીકળતી ઝેરી હવાથી મરી જઇ નીચે પડતાં હતાં. ત્યાં રહેતાં મનુષ્યો, પશુઓ અને પક્ષીઓના દુઃખના નાશ માટે ભગવાને વિચાર કર્યો અને કાલિય નાગના નાશ માટે ભગવાને કદંબના ઝાડ ઉપર ચડી યમુનાજીના જલમા કુદકો માર્યો અને કાલિય નાગજોડે યુદ્ધ કરી તેને પરાસ્ત કર્યો અને ત્યાંથી ચાલ્યા જવાની તેને આજ્ઞા કરી. કાલિય નાગ ત્યાંથી ચાલ્યો ગયો એટલે યમુનાજીનુ જલ પહેલાં જેવુ જ શુદ્ધ થયું અને ત્યાં વસતાં સર્વ પ્રાણીઓ દુઃખમુક્ત થયાં.

તે પછી ભગવાનને મારવા કંસની મદદે પ્રલબાસુર આવ્યો એ દૈત્યે ગોવાળીઆનું સ્વરૂપ ધર્યું અને સ

ગોવાળીઆ જોડે મળી ગયો અને સૌ સાથે રમવા લાગ્યો ગોવાળીઆના રૂપમા આવેલા એ પ્રલબાસુર દૈત્યને બલદેવ જીએ ઓળખી લીધો અને પછી તેનો વધ કરી સર્વ ગોપ જનોની રક્ષા કરી

એ પછી એક અજગર નદજીને ગળી ગયો ત્યારે કૃષ્ણપ્રભુએ નદજીને ઉગાર્યા અને શાપ પામેલા એ અજગર પર કૃપા કરી તેને શાપમુક્ત કર્યો

એ પછી કુબેરજીના અનુચર શ ખચૂડ ગોપીઓનુ હરણ કર્યુ ત્યારે ભગવાને શ ખચૂડનો વધ કરી ગોપીઓને બચાવી.

એ પછી વ્રજમાં અરિષ્ટાસુર આવ્યો અને તીક્ષ્ણ શીંગડાવાળા બલવાન્ બળદનુ રૂપ લીધુ તે બળદનુ ભયકર રૂપ નિહાળીને, ગોપ તથા ગોપીઓ ભયભીત થતા ભગવાને આ દુષ્ટ દૈત્યનો લીલામાત્રમા નાશ કરી સમસ્ત વ્રજને ભયમુક્ત કર્યુ

એ પછી કસે કનૈયાજીને મારવા કેશી નામના દૈત્યને મોકલ્યો. કસે મોકલેલો કેશી દૈત્ય મોટા ઘોડાનુ રૂપ ધરીને ગોકુલમા આવ્યો જેમ બાલકને રમાડે તેમ ઘોડાના રૂપમા આવેલા એ વિકરાળ દૈત્યને ભગવાને થોડીવાર યુદ્ધમા રમા ડયો અને પછી તેના મોઢામા પોતાનો જમણો હાથ નાખી એ હાથ પારમેશ્વરી શકિતથી એટલો મોટો કર્યો કે તે દૈત્યનો શ્વાસ રુધાઇ ગયો અને તેથી તે મરણશરણ થયો

આ પછી મહામાયાવી અને ગોવાળીઆનો વેશ ધરનાર મયદાનવનો પુત્ર વ્યોમાસુર ચોર બનીને ગોવાળીઆઓને હરી જવા લાગ્યો અને તેમને પર્વતની એક ગુફામાં પૂરી તેનું દ્વાર મોટી શિલાથી બંધ કરી દેવા લાગ્યો. ગોવાળોની સંખ્યા ઓછી થતી જાણી એ ચોર વ્યોમાસુરને ભગવાને પકડી પાડયો. એ અસુરે પર્વત જેવડું મોટું રૂપ ધર્યું તોપણ વિશ્વ જેટલા વ્યાપક ભગવાને ક્ષણમાત્રમાં એ પાપીના પ્રાણ લીધા અને પર્વતની ગુફામાં કેદ પકડાયેલા ગોપોને છોડાવ્યા.

પછી કંસે છેલ્લા પાસા ફેંકયા અને અક્રૂરજી દ્વારા કૃષ્ણ–બલદેવજીને મથુરામાં બોલાવી મારી નાખવાની કપટજાલ રચી અને સમસ્ત વિશ્વને પોતાની માયાજાલમાં લપેટી રાખનાર પરમાત્માને નહિ ઓળખનાર કંસે પોતાના મરણને નોતર્યું.

અક્રૂરજી જોડે ગોકુલથી મથુરા આવેલ એ બંધુ બેલડી કૃષ્ણ અને બલરામ મથુરા શહેરની શોભા જોવા નીકળ્યા અને સાથે ગોવાળીઆઓને પણ લીધા. મથુરા શહેર જોવા નીકળેલા પ્રભુ કૃષ્ણ અને મોટાભાઈ બલદેવજીને જોતાં જનકપુર જોવા નીકળેલા લક્ષ્મણજી અને મોટાભાઈ પ્રભુ રામચંદ્રજીનું સ્મરણ થઈ જાય છે. રામાવતારમાં ભગવાન્ રામચંદ્રજી મોટાભાઈ બન્યા હતા અને શેષનાગના અવતારરૂપ લક્ષ્મણજીને નાના ભાઈ બનાવ્યા હતા. કૃષ્ણાવતારમાં ભગવાને ઊલટું કર્યું. ભગવાન્ કૃષ્ણ નાના ભાઈ બન્યા અને શેષનાગના અવતારરૂપ બલરામજીને મોટાભાઈ બનાવ્યા હતા.

રાજપુરોહિત શતાનંદજીની સાથે જનકપુરનું અવલોકન કરવાને નીકળેલા રામચંદ્રજી અને લક્ષ્મણજી જનકપુર નિવાસી આબાલવૃદ્ધ નર–નારીઓનું ધ્યાન ખેંચે છે અને મથુરાનગરી જોવા નીકળેલા કૃષ્ણચંદ્ર અને બલરામ મથુરાનિવાસી આબાલવૃદ્ધ નર–નારીઓનું ધ્યાન ખેંચે છે. જનકરાજાના પાટનગર મિથિલાની અથવા જનકપુરની અસામાન્ય સમૃદ્ધિનું, સુરમ્ય શોભાનું અને અદ્ભુત રચનાનું વર્ણન સંસ્કૃતના આદિકવિ વાલ્મીકિએ રામાયણમાં રોચક શૈલી અને સુમધુર શબ્દોમાં કર્યું છે, ત્યારે મધુપુરી અથવા મથુરાનગરીના રાજવૈભવનું, ભવ્યતાનું અને વિશાલતાનું વર્ણન ભગવાન્ વ્યાસજીએ કર્ણપ્રિય મંજુલ ભાષામાં કર્યું છે.

જનકપુરમાં ભગવાન્ રામ અને લઘુબંધુ લક્ષ્મણજી નીકળે છે ત્યારે ચોરે અને ચૌટે, અટારીએ અને અગાશીએ ઊભેલાં નર–નારીઓ એ બંને સૌંદર્યમૂર્તિઓને એકીટશે નિહાળ્યા જ કરે છે અને પુષ્પોથી વધાવે છે. તેમની એકાગ્ર બનેલી આંખોવડે સૌંદર્યના અમૃતરસને પીધાજ કરે છે. જાણે વિશ્વ આખાનું સૌંદર્ય ધરીને એ બે દેહો આવ્યા હોય એમ તેમને જણાય છે અને તેઓ બંને તેમની નજર બહાર જાય ત્યાં સુધી તેમને બંનેને આંખોવડે જોયા જ કરે છે. અને આવું જ બરાબર બને છે મથુરાવાસીઓને. જાણે દેવલોકમાંથી દિવ્યદેહધારી બે દેવો આ અવનીઉપર ઊતરીને આવ્યા હોય એમ બલરામ અને કનૈયાજી મથુરાના નરનારીઓની નજરમાં દેખાય છે. તેઓ પણ એ બંને બંધુઓને પુષ્પોના

ખોબલે વધાવે છે અને દૃષ્ટિમર્યાદાની બહાર જાય ત્યાં સુધી એ બંને આનંદમૂર્તિઓને નીરખ્યા જ કરે છે

જગતમાં દેખાતી આ રમણીયતા, મનોહરતા, સુંદરતા, શોભાનું મૂળ કયાં હશે? સત્યરીતે લખીએ તો સમસ્ત સૌંદર્યનો ભંડાર એટલે પરમાત્મા અને પરમાત્મા એટલે સમસ્ત સૌંદર્ય. પરમાત્માના સૌંદર્યના એક બિંદુમાંથી વિશ્વમાં નજરે પડતું બધું સૌંદર્ય ઉત્પન્ન થાય છે અથવા વિશ્વમાં પ્રતીત થતું સમસ્ત સૌંદર્ય પરમાત્માના સૌંદર્યના એક ટીપા તુલ્ય છે આટલું મહાન્ અંતર, આટલો મહાન્ ભેદ, આટલો મહાન્ તફાવત આ બને સૌંદર્ય વચ્ચે છે–પરમાત્માના અને જગતના

જ્યારે સુંદરતાના સાન્રૂપ પરમાત્માજ માનવદેહ ધરી અવની પર અવતરે–પ્રકટે ત્યારે તો ઈશ્વરના અવતાર દેહના લાલિત્યનું પૂછવુંજ શું હોય? પરમાત્માનું સૌંદર્ય જ માનવદેહરૂપે દેખાય ત્યારે પછી બાકી શું રહે? પછી તો એ દેહ માનવદેહ જેવો દેખાય એટલુ જ. એ માનવદેહમાં પ્રભુ બિરાજતા હોય એટલે તેમાં પ્રભુનો પ્રકાશ, પ્રભુનો પ્રતાપ, પ્રભુની કાંતિ ઝગારા મારતાંજ હોય.

ભલા આવુ ન હોય તો જનકરાજાના રાજવૈભવથી ઇન્દ્રપુરી સમા ભાસતા એ જનકપુરમાં વસતાં એ સ્ત્રી પુરુષો અયોધ્યાના એ અજાણ્યા રાજકુમારોને જોઈ ગાંડાઘેલાં કેમ

નાશની દશમસ્કંધના પૂર્વાર્ધની ઈશ્વરલીલા—કૃષ્ણ ભગવાનની અવતારલીલા સમાપ્ત થાય છે અને કંસના મસગ જરાસંધને સત્તરવાર હરાવી અઢારમીવાર જરાસંધથી ડર્યા હોય એવો દેખાવ કરી ભગવાન્ મથુરા છોડી સૌરાષ્ટ્રમાં આવી દ્વારકામા વસ્યા ત્યારથી ભાગવતના દશમસ્કંધના ઉત્તરાર્ધનો પ્રારંભ થાય છે

ભગવાને મથુરામાં જન્મ લઈ પાપાત્મા કંસના મદદગાર દુષ્ટ દૈત્યોનો, અસુરોનો અને કંસનો નાશ કરી મથુરાને અને સમગ્ર વ્રજમંડલને ભયમુક્ત કર્યું એટલું જ નહિ, પણ તે બધા પ્રદેશને પાવન કરી વ્રજભૂમિને તીર્થભૂમિ બનાવી દીધી કંસના નાશ પછી થોડે સમયે ભગવાને મથુરા છોડી સૌરાષ્ટ્રને પાવન કરવા વિચાર કરી દ્વારકામા નિવાસ કર્યો

કંસના બાકી રહેલા મિત્રો નરકાસુર, બાણાસુર, દ્વિવિદવાનર, જરાસંધ આદિ હજુ ભારતને પીડી રહ્યા હતા કંસના મરણ પછી તેના મહા બલવાન્ સસરા જરાસંધે મથુરા ઉપર સત્તર વાર આક્રમણ કર્યું હતુ તે આપણે વાચી ગયા છીએ દરેક સમયે ભગવાને જરાસંધને હરાવી હાકી કાઢયો હતો ભગવાને મથુરા છોડયા પછી એ પ્રદેશ જરાસંધના કબજા નીચે ગયો ભગવાનનો વિરોધી શિશુપાલ આ જરાસંધનો સેનાપતિ બન્યો હતો આ શિશુપાલના પક્ષમાં પણ ભીષ્મકનો પુત્ર રુકમી, માયાવી શાલ્વ, દંતવક્ત્ર, વિદૂરથ, પૌંડ્રક આદિ હતા ભારતવર્ષને ત્રાસ આપતા એ રાજાઓના કાળા ચિત્રમા વધુ કાળો રંગ પૂરવા કાળયવન હતો, શંબરાસુર હતો, શતધન્વા હતો,

ખલ્વલ હતો. ભારતની પુણ્યભૂમિને અધમતાથી ભરી દેનાર અને તેના નિર્મલ આકાશને સંકટનાં કાળાં વાદળોથી ઘેરી લેનાર એ દુષ્ટોના સંહાર માટે ભગવાન્ કૃષ્ણનું પ્રાકટય થયેલું.

ભારતની એ સમયની દુઃખમય સ્થિતિનું ભયંકર દૃશ્ય જોઈએ. પ્રાગ્જ્યોતિષપુરમાં નિવાસ કરતો નરક નામનો અસુર ભારત વર્ષના જુદા જુદા ભાગમાથી અનેક નિર્દોષ કુમારિકાઓને પકડી પાડતો અને પોતાના રાજમહેલમાં કેદ રાખતો. તેની રાજધાની પ્રાગ્જ્યોતિષપુરને બે કિલ્લા હતા—એક પર્વતોનો અને બીજો શસ્ત્રોનો. આ બે કિલ્લાની આસપાસ પાણીથી ભરેલી ઊંડી ખાઈઓ હતી. એ પાણીની ખાઈઓની આસપાસ બળતા અગ્નિનું રક્ષણ હતું, અને મુર નામનો દૈત્ય એ શહેરનો ચોકીદાર હતો આવા દુર્ગમ સ્થાનમાં એ કન્યાઓને મદદ કરવા કોણ જઈ શકે ?

પ્રાગ્જ્યોતિષપુરમાં નરકાસુરના રાજમહેલનું દૃશ્ય જોતાં મહર્ષિ વાલ્મીકિએ રામાયણમાં આપેલું રાવણના મહેલનું, રાવણના શયનગૃહનું, રાવણના રાણીવાસનું અને રાવણના ખાનપાનના સ્થાનનું એટલે પાનભૂમિનું ચિત્ર મનની આંખ સમક્ષ દેખાય છે.

માતા સીતાની શોધમાં નીકળેલા હનુમાનજી લંકામાં જોતા જોતા અને ફરતા ફરતા મધ્યરાત્રિએ રાવણના મહેલમાં આવી પહોંચે છે, ત્યાંથી રાવણના શયનસ્થાનમાં આવી પહોંચે છે, ત્યાંથી રાવણના રાણીવાસમાં આવી પહોંચે છે. રાવણ અને તેનું સમસ્ત સ્ત્રીમંડલ મધ્યરાત્રિની મીઠી નિદ્રામાં જકડાયેલાં

ભૂલી જાય ? અને કંસની લૌકિક સમૃદ્ધિથી છલકતી એ મથુરાનગરીમાં રહેનારા નર અને નારીઓ ગોકુલના એ બે ગોપબાલોને-કૃષ્ણ બલરામને નીરખીને સાનભાન કેમ ભૂલી જાય ?

મથુરાને જોવા નીકળેલા એ બંને બંધુઓને સૌથી પ્રથમ કંસનો રંગારા નામનો ધોબી મળ્યો ન ઘટે એવા હલકા શબ્દો બોલી એ ધોબીએ કૃષ્ણપ્રભુનું અપમાન કર્યું. તેના એ અભિમાન ભરેલા અવિનય માટે ભગવાને તેને મૃત્યુની શિક્ષા આપી તે પછી એ બને ભાઇઓ આગળ ચાલ્યા ત્યા એક દરજી મળ્યો અને તે પછી મળ્યો સુદામા માળી. એ બને સુભાગી પુરુષોએ ભગવાનનો સત્કાર કર્યો અને "જે મને ભકિતવડે પત્ર, પુષ્પ, ફલ (કે) જલ આપે છે (તે) શુદ્ધ બુદ્ધિવાળાના તે ભકિતવડે અર્પણ કરેલાને હું અંગીકાર કરુ છુ"-ભગવાને પોતેજ ગીતાજીમાં કરેલી પ્રતિજ્ઞા પ્રમાણે તે દરજી અને તે માળીની ભેટ સ્વીકારી અને તેમના બન્નેપર કૃપા વરસાવી તેમના બન્નેનું પરમકલ્યાણ કર્યું. તે પછી કુરૂપ કુબ્જાને સુરૂપ બનાવી પછી ભગવાને કંસના ધનુષને લીલામાત્રમાં તોડી નાખ્યુ અને સામે થયેલા તેના રક્ષકોને મારી નાખ્યા પછી ભગવાને કુવલયાપીડ હાથીને મારી અખાડામાં પ્રવેશ કર્યો "મલ્લોને વજ્રરૂપ, મનુષ્યોને ઉત્તમ મનુષ્ય, સ્ત્રીઓને દેહધારી કામદેવરૂપ, ગોવાળીઆઓને સ્વજન, દુષ્ટ રાજાઓને દંડ આપનાર, પોતાનાં માબાપને બાળક, કંસને મૃત્યુરૂપ, અજ્ઞાનીઓને લોહીથી ખરડાવાને

લીધે સુગામણા, યોગીઓને પરમાત્મારૂપ અને યાદવોને પરમ દૈવતરૂપ જણાતા શ્રી કૃષ્ણ ભગવાન્ પોતાના મોટાભાઈ બલ દેવજીની સાથે અખાડામાં ગયા".

અખાડામાં દાખલ થઇ કૃષ્ણ ભગવાને ચાણૂર, શલ અને તોશલ એ ત્રણ મલ્લોનો નાશ કર્યો અને બલરામજીએ મુષ્ટિક તથા કૂટ નામના બે મલ્લોનો નાશ કર્યો એ પાંચે બલવાન્ મલ્લો માર્યા જતાં અને બીજા અખાડામાંથી ભાગી જતાં કંસ આ પ્રમાણે બોલ્યો :–

"વસુદેવના આ દુષ્ટ પુત્રોને મથુરામાંથી કાઢી મૂકો, ગોવાળીઆઓનું ધન લૂટી લ્યો, અને દુષ્ટ બુદ્ધિવાળા નંદને બાંધી લ્યો આ દુષ્ટ અને દુર્બુદ્ધિ વસુદેવને તો તુરતજ મારી નાખો મારો બાપ ઉગ્રસેન કે જે શત્રુના પક્ષને મળતો છે તેને પણ તેના મળતીઆઓની સાથે મારી નાખો".

મરણની અણીપર આવેલા કંસનો જોયો આ મલિન બકવાદ! જોઇ તેની વાણીની અધમતા! જોયા તેના પાપથી ખરડાએલા અશુભ વિચારો!

આ પાપી કંસને મારીને ભગવાને તેના પિતા અને પોતાના માતામહ નાના ઉગ્રસેનને રાજ્ય પાછું આપ્યું અને કંસના ભયથી મથુરા છોડી નાસી ગયેલા યદુ, વૃષ્ણિ, અંધક, મધુ આદિ કુળના પોતાના જ્ઞાતિ બંધુઓને બહારથી પાછા તેડાવી મથુરામાં વસાવ્યા કંસના નાશ સાથે પાપીઓના

નાશની દશમસ્કધના પૂર્વાર્ધની ઈશ્વરલીલા-કૃષ્ણ ભગવાન્ અવતારલીલા સમાપ્ત થાય છે અને કસના સસરા જરાસધ સત્તરવાર હરાવી અઢારમીવાર જરાસધથી ડર્યા હોય એવે દેખાવ કરી ભગવાન્ મથુરા છોડી સૌરાષ્ટ્રમા આવી દ્વારકામ વસ્યા ત્યારથી ભાગવતના દશમસ્કધના ઉત્તરાર્ધનો પ્રારભ થાય I

ભગવાને મથુરામા જન્મ લઈ પાપાત્મા કસના મદ ગાર દુષ્ટ દૈત્યોનો, અસુરોનો અને કસનો નાશ કરી મથુ I અને સમગ્ર વ્રજમડલને ભયમુક્ત કર્યું એટલુ જ નહિ, પણ તે બધા પ્રદેશને પાવન કરી વ્રજભૂમિને તીર્થભૂમિ બના દીધી કસના નાશ પછી થોડે સમયે ભગવાને મથુરા છોડ સૌરાષ્ટ્રને પાવન કરવા વિચાર કરી દ્વારકામા નિવાસ કર્યો

કસના બાકી રહેલા મિત્રો નરકાસુર, બાણાસુર, દ્વિવિદવાનર જરાસધ આદિ હજુ ભારતને પીડી રહ્યા હતા કસના મરણ પછી તેના મહા બલવાન્ સસરા જરાસધે મથુરા ઉપર સત્તર વાર આક્રમણ કર્યું હતુ તે આપણે વાચી ગયા છીએ દરેક સમયે ભગવાને જરાસધને હરાવી હાકી કાઢયો હતો ભગવાને મથુરા છોડયા પછી એ પ્રદેશ જરાસધના કબજા નીચે ગયો ભગવાનનો વિરોધી શિશુપાલ આ જરાસધનો સેનાપતિ બન્યો હતો આ શિશુપાલના પક્ષમા પણ ભીષ્મકનો પુત્ર રુક્મી, માયાવી શાલ્વ, દતવક્ત્ર, વિદૂરથ, પૌડ્રક આદિ હતા ભારત વર્ષને ત્રાસ આપતા એ રાજાઓના કાળા ચિત્રમા વધુ કાળો રગ પૂરવા કાળયવન હતો, શબરાસુર હતો, શતધન્વા હતો,

મલ્વલ હતો. ભારતની પુણ્યભૂમિને અધમતાથી ભરી દેનાર અને તેના નિર્મલ આકાશને સંકટનાં કાળાં વાદળોથી ઘેરી દેનાર એ દુષ્ટોના સંહાર માટે ભગવાન્ કૃષ્ણનું પ્રાકટ્ય થયેલું.

ભારતની એ સમયની દુઃખમય સ્થિતિનું ભયંકર દૃશ્ય જોઈએ. પ્રાગ્જ્યોતિષપુરમાં નિવાસ કરતો નરક નામનો અસુર ભારત વર્ષના જુદા જુદા ભાગમાંથી અનેક નિર્દોષ કુમારિકાઓને પકડી પાડતો અને પોતાના રાજમહેલમાં કેદ રાખતો. તેની રાજધાની પ્રાગ્જ્યોતિષપુરને બે કિલ્લા હતા—એક પર્વતોનો અને બીજો શસ્ત્રોનો. આ બે કિલ્લાની આસપાસ પાણીથી ભરેલી ઊંડી ખાઈઓ હતી. એ પાણીની ખાઈઓની આસપાસ બળતા અગ્નિનું રક્ષણ હતું, અને મુર નામનો દૈત્ય એ શહેરનો ચોકીદાર હતો. આવા દુર્ગમ સ્થાનમાં એ કન્યાઓને મદદ કરવા કોણ જઈ શકે ?

પ્રાગ્જ્યોતિષપુરમાં નરકાસુરના રાજમહેલનું દૃશ્ય જોતાં મહર્ષિ વાલ્મીકિએ રામાયણમાં આપેલું રાવણના મહેલનું, રાવણના શયનગૃહનું, રાવણના રાણીવાસનું અને રાવણના ખાનપાનના સ્થાનનું એટલે પાનભૂમિનું ચિત્ર મનની આંખ સમક્ષ દેખાય છે.

માતા સીતાની શોધમાં નીકળેલા હનુમાનજી લંકામાં જોતા જોતા અને ફરતા ફરતા મધ્યરાત્રિએ રાવણના મહેલમાં આવી પહોંચે છે, ત્યાંથી રાવણના શયનસ્થાનમાં આવી પહોંચે છે, ત્યાંથી રાવણના રાણીવાસમાં આવી પહોંચે છે. રાવણ અને તેનું સમસ્ત સ્ત્રીમંડલ મધ્યરાત્રિની મીઠી નિદ્રામાં જકડાયેલાં

પડયાં છે. એ સમયે એક માત્ર પવનકુમાર જ જાગ્રત્ છે. રામભક્ત બજરંગ એ સ્થાનોમાં શું જુએ છે? ભરનિદ્રામાં આડીઅવળી પડેલી, અમૂલ્ય અલંકાર અને રેશમી વસ્ત્રોમાં શોભતી અનેક સૌંદર્યમતિ સ્ત્રીઓને હનુમાનજી ત્યાં જુએ છે. તેમાંની કેટલીક ગંધર્વકન્યાઓ હતી, કેટલીક દૈત્ય કન્યાઓ હતી, કેટલીક રાક્ષસ કન્યાઓ હતી, કેટલીક રાજર્ષિ કન્યાઓ હતી, કેટલીક વિપ્ર કન્યાઓ હતી કામવશ થયેલો રાવણ તેમને લાવ્યો હતો. આ દૃશ્ય જોઇ વાયુપુત્ર રાવણની પાનભૂમિમાં ગયા, અને ત્યાં શાસ્ત્રે નિષિદ્ધ કરેલા અનેક અપવિત્ર અને અખાદ્ય પદાર્થોવડે ભરેલા સોનાના થાળો અને શાસ્ત્રે નિષિદ્ધ કરેલા અનેક અપવિત્ર પદાર્થો વડે ભરેલા સોનાના કળશો જોયા.

રાવણનો મહેલ, રાવણનું શયનમંદિર, રાવણનું અંતઃપુર–રાણીવાસ અને રાવણનું પાનગૃહ એ ચારે એટલે રાવણની કામવાસનાનું કાળામાં કાળુ અને અધમમાં અધમ ચિત્ર, અથવા પશુઓની પશુતાને પણ શરમાવે એવી રાવણની નિકૃષ્ટ લંપટતાનું પ્રત્યક્ષ દર્શન. "મિસ્ટરિઝ ઓફ ધી કોર્ટ ઓફ લંડન" નામક અંગ્રેજી ગ્રંથમાં લખેલા દુરાચારી માનવના જીવનના પ્રસંગો અને હકીકતો પણ રાવણના મહેલ, રાવણના શયનગૃહ, રાવણના રાણીવાસ અને રાવણના ભોજનસ્થાનમાં વાયુપુત્રે નજરો નજર જોઇ પ્રત્યક્ષ અનુભવેલા પ્રસંગોની હકીક્ત આગળ તદ્દન છીછરાં ને ઝાંખાં જણાય. મદનાંધ થયેલો માનવ કેટલો હીન બની જાય છે એની ઝાંખી કરાવે છે રાવણનું જીવન–કામદેવના પંજામાં સપડાયેલો માનવ પશુથી પણ કેટલો હલકો

બની જાય છે તેનું દર્શન કરાવે છે રાવણનું જીવન.

કામની લોલુપતાનાં, રંગરાગનાં ભ્રષ્ટાચારનાં અને રાવણના અતુલ રાજવૈભવના મનને મોહવશ કરે એવાં દશ્યો જોયા છતાં, પ્રત્યક્ષ અનુભવ્યા છતાં જેમની વાણીમાં લેશપણ વિકાર થયો નહિ, જેમની આંખોમાં લેશપણ વિકાર થયો નહિ, જેમના મનમાં લેશપણ વિકાર થયો નહિ એ અનન્ય રામભક્ત હનુમતલાલને અનેક ધન્યવાદ અને વંદના છે. તુલસીદાસજી પણ લખે છેઃ–

"નર નાગ સુર ગંધર્વકન્યારૂપ, મુનિમન મોહ હીં ।"

"મનુષ્યો, નાગો, દેવતાઓ તથા ગંધર્વની કન્યાઓ પોતાના રૂપવડે મુનિઓના મનને મોહિત કરતી હતી".

આ પ્રમાણે તુલસીદાસજીએ લંકામાં નિવાસ કરતી સ્ત્રીઓના રૂપનું વર્ણન કર્યું છે. મુનિઓના મનને પણ મોહિત કરી શકે એવી લાવણ્યવાન્ નિદ્રાના ઘેનમાં વસ્ત્રોના ભાનવગર જેમ તેમ સૂતેલી, શરીરની બેભાન હાલતમાં પડેલી, દીવાના અજવાળામાં મુખ અને શરીરનુ સૌંદર્ય દેખાડતી રાવણના અંતઃપુરની એ સ્ત્રીઓને સીતાજીને શોધતા હનુમાન્ મધ્યરાત્રિની શાંતિમાં નીરખીને જોયા છતાં મનસા, વાચા, કર્મણા–મનવડે, વાણીવડે કે કર્મવડે લેશમાત્ર પણ મોહવશ બન્યા ન હતા. આ તેમનો આત્મસંયમ કઈ કોટિનો સમજવો ? તેમની નીતિમત્તા ને ચારિત્ર્યશીલતા કઈ કક્ષાનાં માનવાં ? બ્રહ્મચર્યથી

ખદબદતા કીચડમાં સબડતા કામવશ લુકેશનું કયાં એ હય પાત્ર ને પામર જીવન ! અને કામદેવને ઠોકરે મારી સંયમને શિખરે બિરાજેલા પવનકુમારનું કયાં એ વંદનીય ને પવિત્ર જીવન

રાવણની પેઠે નરકાસુરે પણ ગંધર્વકન્યાઓનું, દેવકન્યાઓનું અને માનવકન્યાઓનું હરણ કર્યું હતું અને તેમને રાજમહેલમાં રાખી હતી. હરણ કરેલી એ કુમારિકાઓની સંખ્યા સોળ હજારથી પણ વધુ હતી ત્રિદંડી સંન્યાસીનું રૂપ ધરી રાવણ જેમ જનકસુતા સીતાને હરીને લંકામાં લાવ્યો હતો તેમ હાથીનું રૂપ ધરીને નરકાસુર પણ વિશ્વકર્માની પુત્રીને હરી પ્રાગ્જ્યોતિષપુરમાં લાવ્યો હતો

બંધુઓ ! ભારતવાસીઓ ઉપર નરકાસુરે વર્તાવેલા ભયંકર ત્રાસનું વર્ણન વાંચ્યું ! ભારતના રાજાઓને આવો જ ત્રાસ આપનાર નરકાસુરનો સમકાલીન જરાસંધ હતો આ જરાસંધ ચંડકૌશિક નામના તપસ્વી મુનિની આશિષથી જન્મ્યો હતો, તેજ મુનિના વરદાનથી બહુ બલવાન્ બન્યો હતો અને જરા નામની રાક્ષસીની દયાથી નવું જીવન પામ્યો હતો. આ જરાસંધ એવો બલિષ્ઠ હતો કે મૃત્યુલોકના રાજા યમ પણ યુદ્ધમાં તેની સાથે ટક્કર ન લઈ શકે. તે જરાસંધને ભારતમાં ચક્રવર્તી થવાની લાલસા લાગેલી. તેની સત્તા માન્ય નહિ કરતા સો રાજાઓમાંથી છયાશી રાજાઓને યુદ્ધમાં હરાવી કેદમા પૂર્યા હતા અને બાકીના ચૌદ રાજાઓને જિતવાનો પ્રયત્ન કરતો હતો બાકીના ચૌદને જિત્યા પછી એ બધા એકસો રાજાઓને મારી પોતાના

પ્રિયદેવને તેમનો ભોગ–તેમનું બલિદાન ચડાવવા તેની અશુભ ઇચ્છા હતી. જેમ નરકાસુરના પ્રાગ્જ્યોતિષપુરનો પર્વતનો કિલ્લો હતો તેમ મગધદેશના રાજા જરાસંધના પાટનગર રાજગૃહ અથવા ગિરિવ્રજને પાંચ નાના નાના પર્વતોની કિલ્લેબંધી હતી–એ પાંચ પર્વતોનો મજબૂત ગઢ હતો અને એ પર્વતોની ગુફાઓમાં જિતાયેલા રાજાઓને જરાસંધ કેદ રાખતો–મૃત્યુની રાહ જોતા એ રાજાઓ કેદખાનાનું વિષમ જીવન જીવી રહ્યા હતા બીજા રાજાઓ જરાસંધના ભયથી ભિન્ન ભિન્ન દિશામાં ભાગી ગયા હતા આ જરાસંધ કંસનો સસરો હતો અને યાદવકુલનો મહાન્ વેરી હતો. ભારતવર્ષ માટે શાપરૂપ દૈત્ય જેવા એ જરાસંધનું જીવન જોયું ?

યાદવકુલના સંહાર માટે કાલયવન નામનો ત્રીજો શત્રુ પણ વિદ્યમાન હતો અને ભગવાન્ કૃષ્ણને મારવા તે ભગવાન્ પાછળ મથુરાથી જૂનાગઢના પૂર્વભાગમાં દામોદર-જીકુંડની સામી બાજુએ આવેલી મુચકુંદ-ગુફા સુધી દોડી આવ્યો હતો

કુંડિનપુરમાં રુકિમણીનું કૃષ્ણ ભગવાને હરણ કર્યું અને સામે થયેલા શિશુપાલ આદિ રાજાઓને યુદ્ધમાં હરાવ્યા ત્યારે ભીષ્મક રાજાના પુત્ર અને રુકિમણીના મોટાભાઈ રુકમીએ તો હારેલા એ રાજાઓ સમક્ષ નીચેની પ્રતિજ્ઞા કરેલી:–

"યુદ્ધમાં કૃષ્ણને માર્યા વિના અને તેની પાસેથી મારી બહેન રુકિમણીને પાછી લાવ્યા વિના હું કુંડિનપુરમાં પ્રવેશ નહિ કરું તમારા સૌની પાસે હું આ સત્ય પ્રતિજ્ઞા કરું છું".

નરકાસુરનો મિત્ર દ્વિવિદ વાનર યાદવકુલ ઉપર કેવો કેર વર્તાવતો હતો એ આપણે જોઈએ. આ વાનર દ્વારકાની આસપાસના યાદવકુલના પ્રદેશના નાશ માટે શહેરો સળગાવતો હતો, કસબા સળગાવતો હતો, ગામડાં સળગાવતો હતો અને નાના નેસ પણ સળગાવતો હતો, તે તે સ્થાનો ઉપર મોટા મોટા પથ્થરો ફેંકતો હતો અને સમુદ્રમાં ઊભી જલની વૃષ્ટિ પણ વરસાવતો હતો; તે દુષ્ટ ઋષિઓના આશ્રમોનાં વૃક્ષોને તોડી નાખતો અને તેમની યજ્ઞશાળાઓને અપવિત્ર પદાર્થો નાંખી ભ્રષ્ટ કરી દેતો, એટલું જ નહિ પણ નિરાધાર સ્ત્રીઓને તથા પુરુષોને પકડી પકડી પર્વતની ગુફાઓમાં પૂરી દેતો અને તેઓ ત્યાંથી ન નાસી જાય એ માટે ગુફાઓ આડી મોટી શિલા મૂકી દેતો. એ દ્વિવિદ વાનર એ દેશને સંકટમાં નાખ્યા કરતો અને કુલવાન્ સ્ત્રીઓને દૂષિત કરતો. એ વાનર આમ સંકટ ફેલાવતો ફેલાવતો રૈવતગિરિ – ગિરનાર ઉપર આવી પહોંચ્યો. એ સમયે દ્વારકાથી યાત્રા અર્થે બલદેવજી અને યાદવસ્ત્રીઓ ત્યાં આવેલાં હતાં. યાદવોના શત્રુ એ વાનરે તે સૌની સામે કિકિયારી શરૂ કરી, ચાળા શરૂ કર્યા અને ઝાડોની ડાળો હલાવી હસવા લાગ્યો અને અન્યરીતે બલભદ્ર આદિનું અપમાન કરવા લાગ્યો. તે આટલેથી જ ન અટક્યો, પણ આગળ વધીને બલરામજી સાથેની સ્ત્રીઓનાં વસ્ત્રો ખેંચીને ફાડવા લાગ્યો. યાદવો તો ઠીક, પણ શેષના અવતાર રૂપ બલરામજીને પણ ન ગણકારનાર એ વાનરને પોતાના બલનું કેટલું અભિમાન હશે ?

બલ્વલ નામનો દૈત્ય ગવણ જેવોજ ઋષિમુનિ તપસ્વીઓનો શત્રુ હતો ઋષિઓનાં આશ્રમોને, તેમની યજ્ઞશાળાઓને અને તેમનાં પવિત્ર સ્થાનોને અપવિત્ર કરવાં એજ તેનો મુખ્ય ઉદ્યમ હતો. યજ્ઞશાળાઓમાં તે ધૂળની વૃષ્ટિ કરતો અને તેમાં અપવિત્ર પદાર્થો ફેંકી તેને અભડાવતો.

એ બલ્વલ દૈત્યની માહિતી ઋષિઓએ બલદેવજીને આપેલી. ઋષિઓ કહે છેઃ– 'ઇલ્વલનો પુત્ર બલ્વલ નામે એક ભયંકર દૈત્ય છે. તે પ્રત્યેક પર્વમાં આવીને અમારા યજ્ઞને અભડાવે છે. હે બલભદ્રજી! એ પાપી દૈત્ય કે જે પરુ, લોહી, વિષ્ઠા, મૂત્ર, મદિરા અને માંસની વૃષ્ટિ કરે છે તેને તમો મારો એજ અમારી મોટી સેવા છે.'

એ બલ્વલ આપણને રામાયણના મારીચ અને સુબાહુનું સ્મરણ આપે છે. એ ઋષિઓએ બલદેવજીને કહ્યું હતું તેમ સિદ્ધાશ્રમમાં આવ્યા પછી વિશ્વામિત્રે રામચંદ્રજીને કહ્યું હતું. વિશ્વામિત્રે કહ્યુંઃ– 'હે પુરુષોમાં સિંહરૂપ રામ! એજ મારો આશ્રમ છે અને એમાંજ તે યજ્ઞમાં વિઘ્ન કરનારા રાક્ષસો આવે છે, માટે ત્યાં જ તમારે તે દુષ્ટાચરણ કરનારાઓનો નાશ કરવાનો છે.'

એ સિદ્ધાશ્રમમાં વિશ્વામિત્રે મૌનવ્રત ધારણ કરી છ દિવસે જે યજ્ઞ પૂરો થાય એવો યજ્ઞ શરૂ કર્યો. ત્યારે ત્યાં રહેલા મુનિઓએ રામ લક્ષ્મણને કહ્યુંઃ– 'હે રાજકુમારો!

તમે છ દિવસ સાવધ રહી આ યજ્ઞની રક્ષા કરો. યજ્ઞનો ભંગ કરનારા રાક્ષસો જ્યારે યજ્ઞ પૂરો થવા આવે છે ત્યારેજ તેમાં વિઘ્ન કરે છે' એ સાંભળી રામ લક્ષ્મણ બંને સજ્જ થયા બંને ભાઇઓએ કમર કસી લીધી, કવચો પહેરી લીધાં અને ખભે ધનુષ્ અને બાણુનાં ભાથાં મૂકી દીધાં અને જાણે હમણાં જ યુદ્ધમાં ઊતરવું હોય એવી તૈયારી કરી લીધી. એ બંને ભાઇઓ બરાબર છ દિવસ અને છ રાત્રિ સુધી નિદ્રાનો ત્યાગ કરી વિશ્વામિત્રના યજ્ઞના રક્ષણ માટે તૈયાર રહ્યા. સાંજ પડયા પછી આખી રાત બને ભાઇઓ યજ્ઞશાળાની ચારેકોર ચોકી રાખતા અને ઋષિઓને અભયવચનો કહી શાંતિ આપતા. આમ પાંચ દિવસ અને રાત નિર્વિઘ્ને પૂરાં થયાં. છઠ્ઠે દિવસે પ્રભાતથી વિઘ્નનો પ્રારંભ થયો. આખી યજ્ઞશાળામાં અગ્નિ દેખાવા લાગ્યો. આકાશ વાદળાંથી ઘેરાવા લાગ્યું, આકાશમાં કડાકા થવા લાગ્યા અને વીજળીના ચમકારા દેખાવા લાગ્યા. દુષ્ટ રાક્ષસોએ પોતાની માયા ચલાવી સુબાહુ તથા મારીચ તેમના અનુચર રાક્ષસો જોડે આકાશમાં આમતેમ દોડવા લાગ્યા અને એ દુષ્ટો યજ્ઞશાળા ઉપર રુધિર—લોહી વરસાવવા લાગ્યા, એટલું જ નહિ પણ વિકરાળ રૂપો ધરીને રામ લક્ષ્મણને મારવા મોટા વેગથી તેમના ઉપર ધસી આવ્યા. ભગવાન્ રામચંદ્રજીએ એ મારીચને એક બાણ મારી સમુદ્રમાં દૂર દૂર ફેંકી દીધો, બીજા એક બાણવડે સુબાહુને પણ વીંધી નાંખ્યો અને પછી તેના દુષ્ટ અનુચરોનો પણ બહુ થોડા સમયમાં નાશ કર્યો.

ભગવાન્ રામચંદ્રજીએ જેમ મારીચ તથા સુબાહુ તથા તેના અનુચરોને મારી સિદ્ધાશ્રમને રાક્ષસોના ભયથી મુક્ત કરી ઋષિઓને આનંદ આપ્યો હતો તેમ બલભદ્રજીએ પણ આંજણના ઢગલા જેવી કાળી પ્રચંડ કાયાવાળા, તપાવેલા ત્રાંબા જેવી મૂછો તથા શિખાવાળા, મોટી દાઢાવાળા અને હાથમાં ત્રિશૂલવાળા એ ભયંકર માયાવી દૈત્ય બલ્વલને માથામાં મુશલ મારી, મારી નાંખ્યો હતો અને તે સ્થાનને નિર્ભય કરી ઋષિમુનિઓને શાંતિ આપી હતી.

ભગવાન્ કૃષ્ણચંદ્રના ઇશ્વરાવતાર સામે પડકાર ફેંકનાર નરપિશાચ અને દંભની મૂર્તિસમા પૌંડ્રકરાજાના નાટકશાળાના નટજીવનને જોઈએ. એ પૌંડ્રકરાજા ભગવાન્ કૃષ્ણની પેઠે પીળાં રેશમી વસ્ત્રો પહેરતો, હાથમાં શંખ, ચક્ર, ગદા, ભગવાન્ જેવું ધનુષ, શ્રીવત્સનું ચિહ્ન, ગળામાં કૌસ્તુભમણિ, રથની ધજામાં ગરુડનું ચિહ્ન, માથે મુકુટ અને કાનમાં મકરાકૃતિ કુંડળો પહેરતો. આવા દંભી ચિહ્નો ધરનાર એ રાજા પૌંડ્રકે ભગવાન્ કૃષ્ણ પાસે દ્વારકામાં એક દૂત મોકલ્યો. તે દૂતે દ્વારકામાં આવીને સભામાં બેઠેલા શ્રીકૃષ્ણ ભગવાનને આ પ્રમાણે પોતાના રાજા પૌંડ્રકનો સંદેશો કહ્યો:—

'પ્રાણીઓ પર દયા કરવાને માટે પૃથ્વી પર અવતરેલો વાસુદેવ હું એકજ છું, બીજો કોઈ વાસુદેવ નથી, માટે હે કૃષ્ણ! તું ખોટું નામ છોડી દે. હે યાદવ! તું મૂઢપણાથી જે અમારાં ચિહ્નો ધારણ કરે છે તે સઘળાં છોડી દઇને

મારા (પૌંડ્રકના) શરણમા આવ, અને એમ ન કરવુ હોય તો મારી સાથે યુદ્ધ કર'

જોયો આ નરાધમ રાજા પૌંડ્રકનો મિથ્યા ગર્વ? જોઇ તેની અહંભાવની તુચ્છ મનોવૃત્તિ? જોયું નાટકશાળામા નાચતા કૃષ્ણનો પાઠ લેનાર પાત્રનુ હાસ્યાસ્પદ દંભીપણું? સત્યરીતે લખીએ તો આવા શઠ પાત્રો ઈશ્વરાવતારનું ઇશ્વરપણુ સિદ્ધ કરવા માટેજ જન્મે છે. હિરણ્યાક્ષ હોય તોજ વરાહ અવતારનો, હિરણ્યકશિપુ હોય તોજ નૃસિંહ અવતારનો, બલિરાજા હોય તોજ વામન અવતારનો, રાવણ હોય તોજ રામાવતારનો અને કંસ, શિશુપાલ, દંતવક્ત્ર અને પૌંડ્રક હોય તોજ કૃષ્ણાવતારનો મહિમા સમજાય.

રુક્મિણીના સ્વયંવર પ્રસંગે ભગવાને શિશુપાલ અને તેના મિત્ર રાજાઓને હરાવ્યા ત્યારે શાલ્વે પ્રતિજ્ઞા કરી હતી કે, 'હું પૃથ્વીને યાદવો વગરની કરીશ'

આ શાલ્વ રાજાએ તપ કરી મહાદેવને પ્રસન્ન કર્યા અને સદાશિવની આજ્ઞાથી મયદાનવે સર્વ સ્થળે જઈ શકે એવું, બીજા કોઇ ત્યા ન પહોંચે એવું અંધકારમય સૌભ નામનું લોહાનુ વિમાન શાલ્વમાટે બનાવી આપ્યુ. એ વિમાનમાં બેસી મોટું સૈન્ય લઇ તેણે દ્વારકાને ઘેરો ઘાલ્યો અને દ્વારકાના સઘળા બગીચા અને વાડીઓ ઉજ્જડ કરવા લાગ્યો, ગૌશાળાઓ, મેડીઓ અને મકાનો તોડવા લાગ્યો અને

વિમાનમાંથી અસ્ત્રોની વૃષ્ટિ કરવા લાગ્યો, પથ્થરો ફેંક લાગ્યો, કરા વરસાવવા લાગ્યો, અને ધૂળથી દ્વારકાને ઢ દેવા લાગ્યો. આ પ્રમાણે દ્વારકાપુરીનું રક્ષણ કરતા સાત્યા ચારુદેષ્ણ, પ્રદ્યુમ્ન, સાંબ. અક્રૂરજી, કૃતવર્મા આદિ ધનુર્ધા મહારથીઓ સામે સત્તાવીશ રાત્રિ સુધી શાલ્વે યુદ્ધ કર્યુ એ સમયે ભગવાન્ કૃષ્ણ હસ્તિનાપુરમાં પાંડવોના રાજસ યજ્ઞમાં પધાર્યા હતા.

શાલ્વે જેમ યાદવો સામે દ્વારકામાં મોરચો માંડ હતો તેમ પાંડવોના રાજસૂય યજ્ઞમાં શિશુપાલે કૃષ્ણપરમાત સામે મોરચો માંડયો હતો.

આ શિશુપાલ કોણ હતો? ભગવાન્ પ્રાગ્જ્યોતિષપુર ગયા હતા ત્યારે આ શિશુપાલે ભગવાન્‌ની ગેરહાજરી લાભ લઈ દ્વારકાને અગ્નિથી સળગાવી મૂકી હતી.

ભગવાન્‌ના પિતા વસુદેવ જ્યારે યજ્ઞ કરતા હતા ત્ય એ શિશુપાલ યજ્ઞનો ઘોડો ઉપાડી ગયો હતો.

અક્રૂરજીનાં સ્ત્રી હસ્તિનાપુરથી સૌવીર દેશ તરફ જ હતાં ત્યારે તેમની મરજી વિરુદ્ધ શિશુપાલ તેમને હરીને લ ગયો હતો.

આટલેથી જ ન અટકતાં આ શિશુપાલ પાંડવો રાજસૂય યજ્ઞમાં ઊભો થયો અને નીચેના શબ્દોમાં ર

રાજાઓ, ઋષિઓ અને સભાસદોની સમક્ષ ભગવાનનું અપમાન કરનારા અધમ શબ્દો ઉચ્ચારવા લાગ્યો હતો:—

'તપ, વિદ્યા અને વ્રતને ધરનારા અને લોકપાળોએ પણ પૂજેલા ઋષિઓ કે જેઓ આ સભામાં છે તેઓને મૂકી દઈ, આ ગોવાળ અને કુળને વટલાવનાર કૃષ્ણ પૂજાને યોગ્ય કેમ મનાય છે? કાગડો પુરોડાશ—યજ્ઞનો બલિ—ને યોગ્ય હોયજ નહિ. વર્ણ, આશ્રમ તથા કુળથી ભ્રષ્ટ, સઘળા ધર્મોથી બહિષ્કૃત થયેલો, સ્વચ્છંદી અને ગુણવગરનો આ કૃષ્ણ શી રીતે પૂજાને યોગ્ય મનાય? આ બહારવટિયા યાદવો મથુરા જેવા દેશને છોડી સમુદ્રમાં ગઢ બાંધી રહે છે અને પ્રજાને પીડે છે.'

જોયો આ શઠોનો શિરોમણિ શિશુપાલ? અસુરોનો અન્યાયી અધિપતિ હિરણ્યકશિપુ એજ હતો આ શિશુપાલ. સીતાજીને હરી જનાર લંકેશ અથવા રાવણ એજ હતો આ ભગવાનનો અતિદ્વેષી શિશુપાલ.

ભગવાન્ કૃષ્ણના પિતા વસુદેવની બહેન શ્રુતશ્રવાને ચેદિનો રાજા દમઘોષ પરણ્યો હતો અને તેને શિશુપાલ નામે પુત્ર થયો હતો. આ શિશુપાલ જન્મ્યો ત્યારે તેને ત્રણ આંખ અને ચાર ભુજા હતી. એ સમયે આકાશવાણીએ ભવિષ્ય ભાખ્યું કે જેના ખોળામાં બેસતાં શિશુપાલના બે હાથ ખરી પડશે અને વચ્ચેની ત્રીજી આંખ અંદર સમાઈ જશે તે

શિશુપાલનો નાશ કરશે. ભગવાન્ કૃષ્ણના ખોળામાં બેસતાં શિશુપાલના વધારાના બે હાથ ખરી પડ્યા હતા અને ત્રીજું નેત્ર અંદર સમાઇ ગયું હતું. ભગવાન્ કૃષ્ણનાં ફઈબા શ્રુતશ્રવાએ પુત્ર શિશુપાલમાટે ભગવાન્ પાસેથી અભયવરદાન માગ્યું. શિશુપાલના સો અપરાધો સહન કરવા ભગવાને હા કહી. પાંડવોના રાજસૂય યજ્ઞમાં જ્યારે શિશુપાલે ભગવાન્ સામે સો અપરાધોની મર્યાદા વટાવી ત્યારે ભગવાને સુદર્શન ચક્રવડે શિશુપાલનો વધ કર્યો હતો.

ભગવાન્ કૃષ્ણ અને રુકિમણીના પુત્ર પ્રદ્યુમ્નને જન્મે હજુ દશ દિવસ થયા ન હતા ત્યાં શંબરાસુર ગુપ્તરૂપ ધરી તેને ઉપાડી ગયો અને સમુદ્રમાં નાખી દીધો.

ભગવાનના પૌત્ર અનિરુદ્ધને બાણાસુરે કેદમાં પૂર્યા હતા શતધન્વાએ સત્યભામાના પિતા સત્રાજિતને ભરનિદ્રામાં મારી નાખ્યા હતા અને તેમનો સ્યમંતક નામનો મણિ લઈ લીધો હતો.

ભગવાને નરકાસુરનો નાશ કર્યો, બાણાસુરના હાથ કાપી નાંખ્યા, પૌંડ્રકનો નાશ કર્યો, શિશુપાલનો નાશ કર્યો, રાજસૂય યજ્ઞમાંથી આવી માયાવી શાલ્વનો નાશ કર્યો, શતધન્વાનો નાશ કર્યો, દંતવક્ત્રનો નાશ કર્યો અને વિદૂરથનો નાશ કર્યો. આ પ્રમાણે પૂતનાથી આરંભ કરી વિદૂરથ સુધીના દૈત્યકુળનો સંહાર કરી ભગવાન્ વિરામ પામ્યા. ભગવાને

બલભદ્રજી દ્વારા રુકમીનો નાશ કરાવ્યો, બલ્વલનો નાશ કરાવ્યો અને દ્વિવિદ વાનરનો નાશ કરાવ્યો. મુચકુંદરાજા દ્વારા કાળયવનનો નાશ કરાવ્યો, ભીમસેન દ્વારા જરાસંધનો નાશ કરાવ્યો ને પ્રદ્યુમ્ન દ્વારા શંબરાસુરનો નાશ કરાવ્યો અને પાંડવો દ્વારા પાપી કૌરવોનો નાશ કરાવ્યો અને અવતારકાર્ય પૂરું થયું હોય એમ સમજી કૃષ્ણ પરમાત્મા મૂળદ્વારકાથી પ્રભાસક્ષેત્રમાં પધાર્યા.

પ્રભાસ: અથવા પ્રભાસં "Name of a Well-Known Place of Pilgrimage near Dwarka" Apte

પ્રભાસપાટણની આગળ હિરણ, કપિલા અને સરસ્વતી–એ ત્રણ નદીઓનો સંગમ થાય છે. તેને ત્રિવેણી સગમ કહે છે. એ ત્રણે નદીઓ સિંધુસાગરને મળે છે

પ્રભાસપાટણ આગળ વહન કરતી ઉપર જણાવેલી સરસ્વતી નદીને કિનારે ભગવાન્ કૃષ્ણચંદ્રે આપશ્રીની 'અવતારલીલા સમાપ્ત કરી હતી. એ સ્થાને અત્યારે "દેહોત્સર્ગ" નામનુ તીર્થક્ષેત્ર બનેલું છે. ત્યાં પીપળાનું ઝાડ છે. સ્થાનિક બ્રાહ્મણો દેહોત્સર્ગને 'વૈરાગ્યક્ષેત્ર' કહે છે. દેહોત્સર્ગને ભાલતીર્થ પણ કહે છે. ત્યાં પીપળાના ઝાડ નીચે કૃષ્ણ ભગવાનની મૂર્તિ છે."

પ્રભાસપાટણની યાત્રા કર્યા વગર દ્વારકાની યાત્રા પૂર્ણ મનાતી નથી, એટલે યાત્રિકો પ્રભાસક્ષેત્રમાં આવી

ત્રિવેણીમાં સ્નાન કરીને પછી દ્વારકાની યાત્રાએ જાય છે.

પ્રભાસપાટણ–દેવપાટણ અથવા વેરાવળ–પાટણ પણ કહેવાય છે. પ્રભાસપાટણથી વેરાવળ બે માઈલ દૂર છે. પ્રભાસ-પાટણમાં આવેલું સોમનાથનું મંદિર શંકરના બાર જ્યોતિર્લિંગોમાંનું એક છે.

સોમનાથ પાટણને સોમપુર પણ કહેતા અને સોમપુર નામ પરથી ત્યાં વસતા બ્રાહ્મણો સોમપુરા કહેવાય છે.

પ્રભાસ માટે સ્કંદ પુરાણમાં લખવામાં આવ્યું છે કે પૃથિવી પરનાં બધાં ઉજ્જવલ સ્થાનોમાં પ્રભાસ સૌથી ઉજ્જવલ છે, માટે તેનુ નામ 'પ્રભાસ' પડયું છે. પ્રભાસઃ અથવા પ્રભાસં સંસ્કૃત શબ્દ છે. તેનો અર્થ શોભા, સૌંદર્ય, તેજ, પ્રકાશ થાય છે.

પૂર્વ દિશામાં તુલસીશ્યામ, પશ્ચિમ દિશામાં માધવ-પુરમાં બિરાજતા માધવરાયજી, ઉત્તર દિશામાં સૂર્યપુત્રી ભદ્રાવતી અથવા ભાદર નદી અને દક્ષિણ દિશામાં સરિતાપતિ એટલે સમુદ્ર, આ ચતુઃસીમાની અંદર આવેલા પ્રદેશને પ્રભાસક્ષેત્ર કહેવામાં આવે છે.

બંધુઓ ! ગિરિવર ગિરનાર અને તેની પવિત્ર છાયામાં વસેલા જૂનાગઢને ભુગોળની દૃષ્ટિએ, ઈતિહાસની દૃષ્ટિએ, પ્રકૃતિ સૌંદર્યની દૃષ્ટિએ, પ્રાચીનતાની દૃષ્ટિએ, યુદ્ધવ્યૂહકલાની

દૃષ્ટિએ, માનવતાથી ભરેલી ધર્મદૃષ્ટિએ જોયાં જૂનાગઢ સંસ્થાનનાં પ્રાચીન તીર્થસ્થાનોની યાત્રા કરી મહાભારત–ભાગવત સુધીના તેના ભૂતકાળનું આછું આછું અવલોકન પણ કરી લીધું.

જૂનું જૂનાગઢ આપણે થણી દૃષ્ટિએ જોયું અને અત્યારના જૂનાગઢને તો આપણે જૂનાગઢમાં વસનારા બરાબર જાણીએ છીએ.

વિજ્ઞાનની પાંખે બેઠેલી આપણી આ દુનિયાએ ઘણી ઘણી ભૌતિક પ્રગતિ સાધી છે તેનો જેમ બીજા દેશોએ લાભ મેળવ્યો છે તેમ ભારતવર્ષે અને તેમાં આવેલ સૌરાષ્ટ્ર પ્રદેશના જૂનાગઢ શહેરે અને જૂનાગઢ સંસ્થાનના ગામોએ પણ તેનો લાભ મેળવ્યો છે. વિજ્ઞાનનો જાદુઈ સ્પર્શ થતાં પ્રકૃતિદેવીએ પોતાના ગુપ્ત ભંડારનાં બારણાં ઊઘાડી નાંખ્યાં છે અને તેમાં વિજ્ઞાનને વિહરવાની છૂટ આપી છે આધુનિક જગતની બધી અદ્ભુત શોધો વિજ્ઞાનને આભારી છે. વરાળ, હવા અને વીજળીને વિજ્ઞાને પોતાની દાસીઓ બનાવી છે અને હજુ એથી પણ આગળ જવા પ્રયત્ન કરે છે.

માનવજાતને જીવનના દરેક ક્ષેત્રમાં સુખ અને સગવડ આપતા વિજ્ઞાન ઘરને ઉંબરે ઊભું ઊભું સેવા આપી રહ્યું છે વિજ્ઞાને સાધેલી પ્રગતિએ દુનિયાને મુગ્ધ કરી છે અને એટલે જ દુનિયા તેના નેતૃત્વમાં આનંદ માની રહી છે.

વગર દોરડે મળતા તાર-સંદેશા, વગર દોરડે થતી વાતચીત અને વગર દોરડે સંભળાતા સંગીતે આપણી આ દુનિયાને ઘરજેવડી નાનકડી કરી મૂકી છે. આગગાડી, મોટરગાડી, આગબોટ અને વિમાનોએ જુદા જુદા ખંડોને અને જુદા જુદા દેશોને જોડી એક કરી દીધા છે પૂર્વમાં દૂરમાં દૂર રહેતો માનવી પશ્ચિમનાં દૂરમાં દૂર સ્થળે અને એટલા ટૂંકા સમયમાં પહોંચી શકે છે. દક્ષિણ ધ્રુવથી ઉત્તર ધ્રુવ સુધી સંદેશો પણ એટલી જ ઝડપે મોકલી શકાય છે. દુનિયાના ગમે તે ભાગમાં વસતો માણુસ ગમે તેટલે દૂર વસતા બીજા માણુસ જોડે જાતે વાતચીત પણ કરી શકે છે. લંડન શહેરમાં ગાતી ગાયક મંડળી અને તેનાં વાજીંત્રોને અને ન્યૂયોર્કમાં ચાલતાં નાટકને દુનિયાના ગમે તે ભાગમાં સાંભળી શકાય છે. દુનિયાના આશ્ચર્ય વચ્ચે વિજ્ઞાને દૂર દર્શનની-ટેલિવિઝનની-શોધ પણ કરી છે અને જ્યારે આકાશવાણી-રેડિયોની પેઠે દૂરદર્શન-ટેલિવિઝન સાધારણ બની જશે ત્યારે આખી દુનિયા તેનો લાભ લેશે. ત્યારે રોમમાં, બર્લિનમાં, ટોકિયોમાં, સિડનિમાં કે સાન-ફ્રાન્સીસ્કોમાં ચાલતું નાટક જાણે ઘર આંગણે ભજવાતું હોય તેમ ગમે તે સ્થળેથી જોઇ શકાશે.

દૂરબીન-દૂરદર્શક યંત્ર-આપી વિજ્ઞાને દૂર સુધી જોવાની માણસને જોવાની સગવડ કરી આપી છે અને વિજ્ઞાને એવા દીવા આપ્યા છે કે રાત દિવસ જેવી બની જાય અથવા દિવસનું અજવાળું રાતમાં આવી જાય.

સુખ અને સગવડનાં સાધનો ઘણાં વધ્યાં છે અને દિનપ્રતિદિન વધ્યાં જ જાય છે. ઘણી સગવડો આપી વિજ્ઞાને માનવજાતને આભારી કરી છે. જૂના સમય કરતાં જીવન સુખમય હોય એમ લાગવા માંડ્યું છે, પરંતુ અત્યારનું જીવન સાચી રીતે સુખમય છે કે નહિ એ એક વિચાર માગતો ગંભીર પ્રશ્ન છે. સાચું સુખ શું છે એનો વિચાર કરનાર તત્ત્વચિંતકને તો અત્યારની દુનિયાને વિજ્ઞાન જડવાદના દુઃખમય અંધારા પ્રદેશમાં ઘસડી જતું હોય એમ જણાય છે.

જો આમ ન હોય તો વિજ્ઞાને આપેલાં સુખ અને સગવડના વિકાસની સાથે માણસનુ સંસારી જીવન શામાટે અસંતોષ અને અશાંતિનું મધ્યબિંદુ બનવા લાગ્યું હશે? જો આવું ન હોય તો આંતરરાષ્ટ્રીય એકતાના આ યુગમાં માણસ શામાટે અધમરીતે સાંકડો બનતો જતો હશે અથવા વ્યક્તિગત સ્વાર્થના સાંકડા કુંડાળામાં જકડાઈ જતો હશે?

આધુનિક પ્રગતિમાં પોષણ પામેલું ગમે તે મોટું શહેર તમે જઈને જુઓ તો તમને ભૌતિક શોભાનો મોટો ઠાઠ નજરે પડશે અને ત્યાંના વૈભવનો આડંબર તમને આંજી નાંખશે, એટલું જ નહિ પણ તમારા આશ્ચર્ય વચ્ચે કોઈ શહેર તો તમને આ અવની ઉપર ઊતરી આવેલાં સ્વર્ગસમું સુંદર અને શોભતું જણાશે. અત્યારના જમાનાની છેલ્લામાં છેલ્લી ઢબનાં બહુ સુંદર રેશમી વસ્ત્રોમાં શોભતાં અને બહુ મૂલ્યવાન્ રત્નજડિત અલંકારવાળાં ત્યાંનાં નરનારીઓ તમને પરીઓના પ્રદેશમાંથી આવેલાં જેવાં જણાશે.

બંધુઓ! આ બધી આકર્ષકતા તેમના જીવનના બહારના ભાગની જ છે. પરમાત્માએ જો તેમનાં હૃદયો કાચની બારી જેવાં પારદર્શક બનાવ્યાં હોત તો તમે ત્યાં શું જોત? ભભકાદાર ટાપટીપ અને મૂલ્યવાન્ હીરામાણેક નીચે માણસના શરીરમાં સંતાયેલું પશુ જોત—વિષયવાસનાથી ખરડાયેલ અધમ જીવનનાં તમને ત્યાં દર્શન થાત.

અત્યારે શિક્ષણ સંસ્થાઓ દ્વારા જ્ઞાનનો ત્વરિત ફેલાવો થઇ રહ્યો છે અને જોડાજોડ શિક્ષિતવર્ગમાં તીવ્રબુદ્ધિ અને તર્કશક્તિ પણ દેખાય છે, છતાં દુઃખ સાથે કહેવું પડે છે કે તીવ્રબુદ્ધિ અને તર્કશક્તિ પોતાની પાછળ વાણીનો દંભ અને અસત્ય છાનું રાખવાની કળાને પણ ખેંચતાં આવ્યાં છે. અત્યારનાં શિક્ષણે ભાષાને—વાણીને માત્ર બહારની છટા—બહારનો ઓપ—બહારનો ચળકાટ,—ભભક અથવા રોનક આપી છે. વાણીની રોનકદાર સપાટી નીચે શું ખદબદતું હોય છે? શઠતા અને કાવાદાવાનું તોફાન અને દુરાચારી જીવનની અધમતા.

આ યુગની પ્રગતિનો કાર્યપ્રદેશ જો માનવહૃદયને સુખ અને શાંતિ આપવાનો હોય તો પછી દરેક માનવહૃદય શામાટે ચિંતા અને અશાંતિથી પીડાતું હશે? જો આંતરરાષ્ટ્રીય ભ્રાતૃભાવ આ યુગનો આદર્શ મનાતો હોય તો પછી રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે, વર્ગ વર્ગ વચ્ચે, કોમ કોમ વચ્ચે પહેલાં કદી જોવામાં ન આવેલું ઘર્ષણ શામાટે ચાલતું હશે? વિખવાદ શામાટે રહેતો હશે? ઝગડા શામાટે થતા હશે?

માનવ માત્ર સમાન છે એ એક આ યુગમાં ધ્યેય જણાતું હોય તો પછી એકબીજા વચ્ચે દેખાતો કુસંપ, એકબીજા વચ્ચે દેખાતું વેરઝેર, એકબીજા વચ્ચે ચાલતી દુશ્મની કેમ રહી શકે ? સ્વતંત્રતાની ઘોષણા આ યુગનો પ્રધાન સૂર છે. છતાં સ્થળે સ્થળે અંકુશ વગરનું બેશરમ સ્વચ્છંદી જીવન આપણી દૃષ્ટિએ પડે છે સમાનતા અને સ્વતંત્રતાના ખોટા વિચારે પતિ-પત્ની વચ્ચેના લગ્નજીવનના પવિત્ર સંબંધને છિન્નભિન્ન કરી નાખ્યો છે, પિતાપુત્ર વચ્ચેના પ્રેમમય જીવનને ખાટું કરી નાખ્યું છે, ઘરધણી અને ભાડુત વચ્ચેનો સંબંધ તોડી નાખ્યો છે અને મૂડીપતિ અને કામદાર વચ્ચે હોળી સળગાવી છે.

આ પ્રમાણે અત્યારે તો ચારેકોર દુનિયા આખીમાં અને મુખ્યપણે આપણી પવિત્રભૂમિમાં તો સુખમય કુટુંબજીવન, વ્યવસ્થિત સમાજજીવન અને માણસ માણસ વચ્ચેના પરસ્પરના વ્યક્તિગત સંબંધની ન્યાયમય સમતુલા—આ બધું અત્યારે તો માત્ર ભૂતકાળનાં મીઠાં સ્વપ્નની પેઠે સ્મરણ માટેજ બાકી રહ્યું છે.

આજના વિજ્ઞાનયુગના જડવાદે માણસના જીવનને શુષ્ક અને યંત્રજેવું નિર્જીવ બનાવી મૂક્યું છે. બહારનો શિષ્ટાચાર બહુ છે, મોઢાનો આદરભાવ બહુ છે, વિનયનો દંભ પણ બહુ છે, પણ સાચી માનવતા ક્યાંય શોધી જડતી નથી. યંત્રયુગે ભૌતિક સાધનો બહુ આપ્યાં છે અને માણસના

આત્માને નીચે પાડયો છે જો આપણે પ્રગતિના આ યુગને સાચો સંસ્કારયુગ માનતા હોઇએ તો આપણા નૈતિકજીવનના આટલા મહાન્ અધઃપતનનો અને આપણી આધ્યાત્મિક નાદારીનો આપણી પાસે શો બચાવ છે, શો ખુલાસો છે, શો જવાબ છે? સાચીરીતે તો આધુનિકતાની હવાએ, વિજ્ઞાન યુગના જાદુએ, પ્રગતિની ખોટી ભ્રમણાએ માણસોને મોહવશ કરી આંજી નાખ્યાં છે થોડીવાર આપણે પ્રગતિની આંધળી દોડમાંથી અટકીએ અને સ્થિર મને વિચાર કરી જોઇએ.

પ્રગતિ, સંસ્કારિતા, સાચી સંસ્કૃતિમાં જીવનની પવિત્રતા એ પહેલી શરત છે, પ્રધાન સાધન છે, પ્રથમની જરૂરિયાત છે. શરીરની, વાણીની અને મનની પવિત્રતા ઉપર સાચી સંસ્કૃતિનું મંડાણ છે–સાચી સંસ્કૃતિ અંદરથી જન્મે છે–અંતરમાંથી પ્રકટે છે અને માણસના જીવનનો આધ્યાત્મિક વિકાસ સાધે છે અને માણસના અંતઃકરણમાં રહેલા અંધકારનો નાશ કરે છે અને એ અંધકારના નાશ સાથે અંતઃકરણમાં ગુપ્તરૂપે રહેલી વિષયવાસનાઓ અને કામ, ક્રોધ, લોભ આદિ બધા આંતરશત્રુઓ પણ ત્યાંથી પલાયન થાય છે. ટૂંકમાં સમસ્ત આસુરી સૈન્ય કે જે જીવાત્માને અજ્ઞાનના અંધકારમાં ઝબોળી રહ્યું હતું તે છેલ્લા રામરામ કરી સદાને માટે વિદાય લે છે–ચાલ્યું જાય છે. આ પ્રમાણે અશુભ વાસના અને અનૈતિક લાલસાઓમાંથી મુક્ત થયેલા માનવનો અન્ય માનવો પ્રતિનો વ્યવહાર બહુ શુદ્ધ અને નીતિયુક્ત બની જાય છે એટલે કે એવો મનુષ્ય પછી બીજા

મનુષ્યો તરફ બહુ ન્યાયથી વર્તે છે, બહુ પ્રામાણિકતાથી વર્તે છે, કપટરહિત મનથી વર્તે છે. સાચી સંસ્કૃતિનું પાલન કરનાર એ મનુષ્ય વચનપાલક બને છે, વિનમ્ર બને છે, નીતિમાન્ બને છે, સત્યવાદી બને છે. એ માનવનું જીવન પરમપવિત્ર બની જાય છે. એના વિશુદ્ધ જીવનમાં પછી સુખ અને શાંતિનો વાસો થાય છે. શું એ મનુષ્ય કે જેનામાં પરમાત્માનો પ્રકાશ પ્રકટે છે અથવા આ દિવ્ય સંસ્કૃતિના પ્રતાપથી જેને પ્રભુનું પ્રકાશમય દર્શન થાય છે તે સાચો સુખી અને સાચો સુભાગી મનાય ખરો કે?

બંધુઓ! હરણફાળે ગતિ કરી રહેલા-દોડી રહેલા વિજ્ઞાનયુગને આપણે જોયો, તેની શોધોને પણ જોઈ, યંત્રવાદને જોયો, યંત્રયુગની પ્રગતિ પણ જોઈ અને સાથે સાથે ભારતની સાચી સંસ્કૃતિનાં પણ દર્શન કર્યાં. અત્યારના યંત્રયુગનો જડવાદ માણસને હેવાન-પશુ બનાવીને જ નથી અટકતો, પણ માણસને પશુમાંથી પણ નીચે લઈ જાય છે અને તેને માણસના રૂપમાં નરપિશાચ અથવા નરકાસુર જેવો અસુર અથવા રાવણ જેવો રાક્ષસ બનાવે છે; ત્યારે ભારતની વેદજૂની આધ્યાત્મિક સંસ્કૃતિ તો માણસમાં રહેલો પશુભાવ ટાળે છે અને નરમાંથી નારાયણ સર્જે છે એટલે કે આ પૃથિવી ઉપર વસનાર માણસને પરમાત્માના પરમસુખમય, પરમશાંતિમય ને પરમઆનંદમય ધામમાં સ્થિતિ કરવાને યોગ્ય બનાવે છે. માણસને નરમાંથી નરપિશાચ બનવું કે

માણુસને નરમાંથી નારાયણુ બનવું તે તેની ઈચ્છાનો વિષય છે. અત્યારના યુગની વિમાન, મોટરકાર, આગગાડી અને અણુશક્તિથી ચાલતા વાહનોની સભ્યતામાં-સંસ્કૃતિમાં માનનાર, ચાલુ જમાના સાથે ચાલવાનો સૌને ભારપૂર્વક બોધ આપનાર અને વિજ્ઞાનની આગેકૂચ સાથે કદમ મેળવી રાખવાનું આગ્રહપૂર્વક કહેનાર સ્વૈરવિહારી બુદ્ધિવાદીને તો કોણુ સમજાવી શકે ? કોણુ મનાવી શકે ?

વિજ્ઞાને જે લાભ જગતને આપ્યો છે, તે ભારતને પણુ આપ્યો છે, સૌરાષ્ટ્રને પણુ આપ્યો છે, અને જૂનાગઢને પણુ આપ્યો છે એ લાભ જૂનાગઢને મળ્યો છે એ વાત એક અને એક બે જેવી સાચી છે.

૯

જુઓ સૌરાષ્ટ્રના કોઈભાગમાં જવું હોય અથવા અમદાવાદ સુધી જવુ હોય તો જૂનાગઢથી મોટર-ખટારામાં-મોટરબસમાં બેસી જઈ શકાય છે, અથવા ઘરની કે ભાડુતી મોટરગાડીમાં બેસીને પણુ જઈ શકાય છે, ભારતના કોઈપણુ ભાગમાં જવુ હોય તો જૂનાગઢ-સ્ટેશનથી આગગાડીમાં બેસીને જઈ શકાય છે, ભારતમાં કોઈપણુ ભાગમાં અને દુનિયાના કોઈ પણુ દેશમાં-કે ખંડમાં જવુ હોય તો પ્રથમ જૂનાગઢથી કેશોદ જવું અને કેશોદના વિમાન-ઘરથી વિમાનમાં બેસી પ્રથમ મુંબઈ જઈ શકાય છે અને મુંબઈથી વિમાન રસ્તે ધારેલે સ્થળે જઈ શકાય છે.

જ્યાં જૂના જમાનામાં માણસો અંધારામાં રાતે ચાલી શકતા અને ઘરમાં એરંડીયું તેલના દીવા બાળી પોતાની આંખોને ચળકતા તારલા જેવી તેજસ્વી અને આખું જીવન ચશ્માંની જરૂર ન પડે એવી રાખી શકતા ત્યાં અત્યારે વીજળીના દીવાની શોધની આવી ગઈ છે અને માણસોની અંધારામાં જોઈ શકતી તેજસ્વી આંખોને તેજહીન બનાવવાનો અને વહેલાં ચશ્માં આવી જાય એવી નબળી બનાવવાનો સુંદર–લાભ આપ્યો છે: અને "અંધારામાં થતી ચોરીઓ તો પશ્ચિમની નવલકથાએ અને સીનેમાએ નવું નવું શિક્ષણ આપીને વીજળીના ભડકા જેવા દીવામાં પણ વધારી મૂકી છે"

જ્યાં જૂના જમાનામાં માણસો સવાર પડે ત્યાં સુધી આખી રાત રસપૂર્વક ભવાઈ–ભવાયાનો ખેલ જોતા અને તેમાં જોતા શું ? સૌથી પ્રથમ વિઘ્ન–હરણ ગણેશનો–ગણપતિજીનો વેશ જોતા, પછી જૂઠણનો–વિદૂષકનો વેશ જોતા, પછી ઝંડાઝુલણનો વેશ જોતા; પછી તેજા મોદીનો, પછી ઠાકરીઆ કે સારાનો અને પછી લાલ અણિયાર આદિનો અગત્યના વેશ જોતા અને પછી સવાયો રંગ જમાવનાર રામદે સલુણાનો વેશ જોતા અત્યારે તેને બદલે માત્ર ત્રણ કલાકમાં પૂરાં થઈ જાય એવાં અને માણસને આનંદઆભાસ આપી દુરાચરણ તરફ ઘસડી જાય એવાં બોલપટો–ચલચિત્રો–સીનેમા–જોવા મળે છે.

જ્યાં બેચાર ગાઉ દૂરના ગામડામાંથી અથવા નેસમાંથી રબારીઓ અને ભરવાડો એક બાજુએ મણનો અને બીજી

બાજુએ મણ મણ દૂધના હાંડા મૂકેલી કાવડ ખભે મૂકી દોડયા આવતા ત્યાં અત્યારે આપણને વહેલી સવારમાં સાઇકલની ટકોરીનો અવાજ સંભળાય છે અને પગને કમજોર કરી દેનાર સાઇકલપર બેઠેલા દૂધ વહેંચનારા દેખાય છે. ગીરના જંગલમાં વસનાર "શેડ બટકિયા" નામના બહાદુર રબારીનું નામ સાંભળ્યુ હશે. બાજરા અથવા જુવારના રોટલાનુ બટકુ આતો જાય અને પાસે ઊભેલી ભેંસના દૂધની શેડ મોઢામાં નાખતો જાય. તે રબારી રોટલાનાં બટકાં જોડે ભેંસનું શેડકઢું દૂધ પેટ ભરાય ત્યાં સુધી પીતો એટલે "શેડ બટકિયો" કહેવાતો. એ કેવો બળવાન્ હતો? ગીરના એક ક્રૂર સિંહ જોડે તેણે એક વખત યુદ્ધ કર્યું અને સિંહ જોડેની એ જીવલેણ હાથોહાથની લડાઇમાં હાથી સામે લડી શકે એવા માતેલા વનરાજને તેણે ડાંગના જોરદાર સપાટાવડે–ઘાવડે મારી નાંખ્યો હતો. ગીર જંગલના એ વીર "શેડ બટકિયા" જોડે સાઇકલ ઉપર બેસી દૂધ લઈ દોડયા આવતા આજના રબારીને જરા સરખાવી જોઇએ!

રેડિયો તો અત્યારે સંગીત સંભળાવવા ચોવીશે કલાક આપણા ઘરમાં હાજર છે. એ સંગીત છોકરાં સાંભળે, જુવાન સાંભળે, વૃદ્ધ સાંભળે, સ્ત્રી સાંભળે, પુરુષ સાંભળે–ટૂંકમાં ઘરનાં સૌ નાનાં ને મોટાં સાંભળે. એનાં ગાયનો સાંભળવામાં રસ લેનાર નાનાં મોટાં સૌને ગીતાજીના શ્લોકોને બદલે એ ગાયનો મોઢે થઇ જાય. "જોય એવં શીખે અને સાંભળે એવું ગાય"

આવાં અનુકરણ કરનારાં ન્હાનાં નિર્દોષ બાળકો તો એ ગીતો મનમાં આવે ત્યારે ગાય, પણ પોતાને સમજુ સમજનાર મોટીવયનાં સ્ત્રીપુરુષો પણ એ ગાયનોને કંઠમા ગણગણ્યા કરે આપણને આવુ કુ શિક્ષણ આપનાર રેડિયોથી વધારે સારી બીજી કયી શાળા છે?

દૈનિકો, અઠવાડિકો, પાક્ષિકો, માસિકો, દ્વિમાસિકો, ત્રિમાસિકો આદિ અનેક વિષયપરત્વેનાં વર્તમાનપત્રોનો તો જાણે રાફડો ફાટયો હોય એમ ઊભરાઇ પડયા છે કે માણસમાટે–માણસને પોતામાટે કાંઇ વિચારવાનુ બાકી રહેવા દેતાજ નથી શિષ્ટ, સરકારી અને શુભવિચારપ્રેરક વર્તમાનપત્રોની વાત જુદી છે, પણ એના ગ્રાહકોજ બહુ થોડા છે

બંધુઓ! ભણતર પણ પહેલા કરતા બહુ વધ્યુ છે, પણ ભણનારાઓની સખ્યાનુ પ્રમાણ વધ્યુ છે કે ભણનારાઓની બુદ્ધિનો વિકાસ વધ્યો છે–આ પ્રમાણ સખ્યાનુ છે કે ગુણવત્તાનુ એ ગભીર પ્રશ્નનો વિચાર તો પ્રખર ને નિષ્પક્ષપાત કેળવણીકારોને જ સોપી શકીએ.

ગુણવત્તાવાળુ સાચુ ભણતર કયુ ગણાય?

બાળકોમાંથી ભગવાન્ કૃષ્ણ અને સુદામાજી જેવા મિત્રો સર્જી શકે, ભ. પ્રહ્‌લાદ, ઉપમન્યુ જેવા ભકતો સર્જી શકે, શુકદેવજી અને આદ્યશકરાચાર્યજી જેવા સમર્થ તત્ત્વજ્ઞાની

મહાપુરુષો સર્જી શકે તથા કુરુક્ષેત્રની સમરભૂમિ ઉપર સાત કોઠાનું-વ્યૂહનું યુદ્ધ અનેક મહારથીઓ સામે લડી શકે એવો શૌર્યમૂર્તિ અભિમન્યુ અને ચિતોડની રાણી પદ્મિની માટે લડીને કુરબાન થનાર વીર બાદલ સર્જી શકે તેનું નામ સાચું શિક્ષણ, સાચું ભણતર, સાચી કેળવણી.

બાલિકાઓમાંથી અનસૂયા, અરુંધતી, સીતા, સાવિત્રી જેવી સતીઓ ઉત્પન્ન કરી શકે, જનકરાજાની સભામાં બ્રહ્મનિષ્ઠ યાજ્ઞવલ્ક્ય સામે શાસ્ત્રચર્ચા કરી શકે એવી ગાર્ગી, રાજા જનક સામે શાસ્ત્રચર્ચા કરી શકે એવી સુલભા અને શંકરના સાક્ષાત્ અવતાર આદ્યશંકરાચાર્યજી સામે શાસ્ત્રચર્ચા કરનાર ભારતી અથવા સરસ્વતી ઉત્પન્ન કરી શકે એનું નામ સાચું શિક્ષણ, સાચું ભણતર, સાચી કેળવણી.

ભારતની પ્રજાને વિજ્ઞાનનાં આટલા લાભો મળ્યા છતાં, ભારતમાં આટલો શિક્ષણ પ્રચાર થયા છતાં અને અનેક ગ્રંથોથી ભરેલાં પુસ્તકાલયોની સ્થાપના થયા છતાં શામાટે "Crisis of Character" ઉપર વ્યાખ્યાનો કરવાં પડતાં હશે? "ક્રાઈસિસ ઓફ કેરેકટર" એ અંગ્રેજી શબ્દોનો અર્થ "ચારિત્ર્યનો બારીક સમય-અણીનો સમય-આખરી સમય" થાય. તેનો અર્થ સૌ સહેલાઇથી સમજી શકે એવી ભાષામાં લખીએ તો તેનો અર્થ થાય "ચારિત્ર્યના મરણનો સમય"-"ચારિત્ર્ય ભ્રષ્ટતાનો સમય."

અત્યારના સમયમાં ભારતવાસીઓને સૌથી વધારે એકજ પ્રશ્ન મુઝવી રહ્યો છે અને તે છે 'મોંઘવારીનુ સંકટ"– મોંઘવારીનાં સંકટે જ્યારે ભારત આખાને ઘેરી લીધુ છે ત્યારે તેમાંથી જૂનાગઢની પ્રજા તો કયાથી જ બચે?

મોંઘવારીનું સંકટ કેમ આવ્યુ અને કયાંથી આવ્યુ એ પ્રશ્નની ચર્ચામાં સમય ગાળવાની અગત્ય નથી ખાવા પીવાના પદાર્થોના ભાવો શામાટે દિનપ્રતિદિન વધતા જ જાય છે એની મીમાંસામાં પણ ઊતરવાની અગત્ય નથી.

અત્યારે અગત્ય છે મોંઘવારીનું એ સંકટ ટાળવાની અત્યારે અગત્ય છે ખાવાપીવાની ચીજોના દિનપ્રતિદિન વધતા જતા ભાવોને ઓછા કરવાની ભારતમાં જૂના જમાનાની સોંઘવારી પાછી કેમ આવે તે માટે તનતોડ પ્રયત્ન કરવાનો છે. ભારતની સમસ્ત પ્રજા અન્નવસ્ત્રથી બહુ સુખી થાય એ માટે તનતોડ પ્રયત્ન કરવાની જરૂર છે.

જૂના યુગના સુખમય જીવનનું સ્મરણ થતાં અત્યારે પણ આપણા મનમાં આનંદ ઊભરાય છે અને એ યુગનું સુખમય જીવન જીવવાનું મન થાય છે. એ સુખમય સમય કેવો હતો?

વનવાસમાં જતાં ભગવાન્ રામચંદ્રજીનું સ્વાગત કરવા માટે જ્યારે ભિલ્લરાજા ગુહ આવ્યા ત્યારે ભગવાને તેને કહ્યું,

"હે ગુહરાજા? તમે આ સમગ્ર પદાર્થો મને અર્પણ કર્યા છે તેનો મારાથી સ્વીકાર થાય તેમ નથી મને પિતાની કેવી આજ્ઞા થયેલી છે તે તમે જાણો છો? વનવાસની અવધિ પૂરી થયા પર્યંત શરીર પોષણ અર્થે માત્ર ફળમૂળાદિ અને શરીર રક્ષણાર્થે દર્ભ વગેરેનાં ચીરવસ્ત્ર કિંવા મૃગચર્મ ઇત્યાદિ પદાર્થોને ગ્રહણ કરી શકું, માટે મારા અર્થે તો કશુંએ નહિજ, પણ મારા પિતાના આ અશ્વોને માટે જે કાંઇ પદાર્થ તમે લાવ્યા હશો, તે હું મોટા આદરપૂર્વક ગ્રહણ કરીશ; ને તેથી તમે મારો સંપૂર્ણ સત્કાર કર્યો કહેવાશે આ અશ્વો મારા પિતાને અત્યંત પ્રિય છે."

રામનાં એવાં વચન સાંભળી ગુહે તુરત પોતાના સેવકોને આજ્ઞા કરીને રામના અશ્વોમાટે ઉત્તમ પ્રકારનું તૃણ એટલે ઘાસ અને તે ખાઈ રહ્યા પછી પીવા માટે દૂધ, અને ખાવા માટે ઘી અને સાકર ભેળવેલો જવનો લોટ વગેરે પદાર્થો ત્વરાથી મંગાવી રામચંદ્રજીના સારથિ સુમંત્રને સ્વાધીન કર્યા.

જે દેશના ઘોડા દૂધ, ઘી ને સાકર ખાઇ શકતા હોય તે દેશના મનુષ્યોની સુખસમૃદ્ધિનું શું વર્ણન થઇ શકે?

આ પછી શ્રીવાલ્મીકિરામાયણના અયોધ્યાકાંડના સોમા સર્ગ પર દષ્ટિ કરીએ. ચિત્રકૂટપર બિરાજતા મોટાભાઈ રામચંદ્રજીને જ્યારે ભરતજી મળ્યા ત્યારે પ્રભુએ નાનાભાઈ ભરતને આપેલો "રાજનીતિ" નો બોધ મનનીય છે.

ત્યાં રામચંદ્રજી ભરતજીને પ્રશ્ન પૂછે છેઃ–, "વળી હે ભરત! કૃષિ એટલે ખેડ અને ગો રક્ષણ કરનારા સર્વ વૈશ્યોપર તું નિરંતર પ્રીતિ રાખે છે કે? વળી તું અપાર ધેનુઓનું–ગાયોનું પાલન કરે છે કે?"

ગોરક્ષણ અને ગોપાલનદ્વારા ભારતવાસીઓનું કલ્યાણ છે તે દેખાડવા ભગવાન્ કૃષ્ણે કરેલી ગોકુલની લીલા નીરખીએ. શ્રીમદ્ ભાગવતના દશમસ્કંધના પૂર્વાર્ધમાં ભગવાનની બાલલીલાના અદ્ભુત પ્રસંગો છે.

"પૂતનાના વધ પછી ગોપીઓએ ઘણા સંભ્રમથી તુરત આવીને બાળક ભગવાન્ કે જે પૂતનાની છાતી ઉપર નિર્ભય રીતે રમતા હતા તેમને તેડી લીધા. યશોદા અને રોહિણીની સાથે તે સઘળી ગોપીઓએ તે બાળક ઉપર ગાયનાં પૂછડાં ફેરવવા આદિ ક્રિયાઓથી સારી રીતે રક્ષા કરી બાળકને ગોમૂત્રથી, ગાયની રજથી અને ગાયના છાણથી નવરાવ્યા."

ગાયમાતાનો મહિમા જગતને દેખાડવા ભગવાન્ કૃષ્ણનો જન્મ કેમ ન થયો હોય! કૃષ્ણજી અને બલભદ્રજી વાછરડાંઓનાં પૂછડાં ઝાલતા અને વાછરડાંઓ તેમને ચારેકોર ખેંચી જતાં એ પ્રસંગ, ચાલતાં શીખ્યા એટલે કનૈયાજી દોહવાના સમય વગર ગોપીઓનાં વાછરડાં છોડી મૂકતા એ પ્રસંગ, ગોવાળીઓઓની સાથે વનમાં વાછરડાંઓને ચરાવવા જતા એ પ્રસંગ અને વત્સહરણ લીલાનો પ્રસંગ આ બધા પ્રસંગો બહુ સુંદર પ્રસંગો છે. ગોકુલ ગામ ગાયોની

વિપુલતાનું સ્મરણ આપે છે. શ્રીકૃષ્ણના પિતા નંદરાયજી કોણ હતા? મોટા ગોપતિ–મોટા ગોપાલ–મોટા ગોવાળ. તેમની પાસે મોટું ગોધન હતું, એટલેજ કૃષ્ણજન્મ પ્રસંગે તેમણે બ્રાહ્મણોને અનેક શણગારેલી ગાયો દાનમાં આપી હતી. ગોકુલનો ઇતિહાસ એ ગાયોનો ઇતિહાસ છે. યશોદામાતાનું ગોદોહન શાનું સ્મરણ આપે છે? ગોપના બાલો સાથે દૂધ, દહીં, ને માખણ આરોગતા બાલકૃષ્ણ શાનું સ્મરણ આપે છે? અને પોતે સાક્ષાત્ ભગવાન્ છતાં ગોકુલમાં વસી ગોપાલ બન્યા, ગોવાળ બન્યા એ શામાટે? બંધુઓ! માનવજાતને ગાયનું મહત્ત્વ દાખવવા, જગતમાં ગાયની પ્રતિષ્ઠા સ્થાપવા, ગાય સામાન્ય પ્રાણી નથી, પણ પશુઓમાં સર્વશ્રેષ્ઠ સાત્ત્વિક પ્રાણી છે તે સિદ્ધ કરવા.

ભારતમાં રાજાઓને ત્યાં ગોધન હતાં; ભારતમાં અરણ્યમાં જીવન જીવનારા ઋષિઆશ્રમોમાં કામધેનુઓ હતી; ભારતવાસીઓને ઘેર ઘેર ગાય હતી. ગાયોનું આટલું બાહુલ્ય ન હોત તો વસિષ્ઠજીની એક કામધેનુના બદલામાં રાજા વિશ્વામિત્ર હજારો ગાયો આપવા તૈયાર કયાંથી થાત? ગાયોનું આવું બાહુલ્ય ન હોત તો પાંડવોના અજ્ઞાતવાસ સમયે કૌરવો વિરાટનગર પર ચઢી આવી વિરાટ રાજાની ગાયોનાં ધણો કયાંથી લઇ જાત? ગાયોનું આવું બાહુલ્ય ન હોત તો યજ્ઞ કરતા રાજાઓ બ્રાહ્મણોને દાનમાં હજારો ગાયો કયાંથી આપી શકત?

ભલે ભારત અત્યારે ગાયોનો મહિમા ભૂલ્યો હોય, પણ

પશ્ચિમની પ્રજા તેનું મહત્ત્વ સમજવા લાગી છે તેનું એક દૃષ્ટાંત અંગ્રેજી લેખક શ્રી. રિચર્ડ બી ગ્રેગે આપ્યું છે અને "ગોધન" માં તેનો હિંદી અનુવાદ આપ્યો છેઃ–

બાલ્ટિક સમુદ્રથી સો માઈલ અગ્નિ ખૂણામાં જર્મનીમાં "મેરિયન હોહે" નામનું એક સ્થાન છે. ત્યાં વર્ષમાં માત્ર ૧૩–૧૪ ઈંચ વરસાદ થાય છે. આખો પ્રદેશ રેતાળ અને ખાડાખબડાવાળો હતો ત્યાં વાવાઝોડાં એવા પ્રકારનાં થાય કે નાના નાના છોડાને તો જડમૂળથી જ ઊખેડી નાખે ત્યાં વસવાનો ઘણા માણસોએ પ્રયાસ કર્યો, પણ તેઓ માત્ર ધન ગુમાવી હતાશ થઈને પાછા આવ્યા, ઈ. સ ૧૯૨૮ માં ડૉ. અરહર્ટ બાર્ટ્સ આ સ્થાનમાં આવ્યા. તેમણે ગાયોને તેમાં મુખ્ય સ્થાન આપ્યું અને તેના આધાર પર બધા કામનો આરંભ કર્યો. પ્રારંભમાં તેણે બાર ગાયો રાખી. જેમાંની ઘણી દુબળી, બીમાર તથા ક્ષય અને ગર્ભપાત આદિ રોગોથી પીડાતી હતી આ પ્રમાણે બીમાર ગાયોની મદદથી બીમાર ધરતીપર ગણેશ માંડયા. ગાયના છાણ ને મૂત્રનું બનાવેલું ખાતર જમીનને આપવું શરૂ કર્યું, અને તે દ્વારા જમીનમાંથી ગાયો માટે ચારો ઉત્પન્ન થવા લાગ્યો બહારથી કાંઈ લાવવામાં તેનો વિરોધ હતો. ધીમે ધીમે ઝાડો મોટાં થવા લાગ્યાં અને તોફાની પવનનું જોર ઓછું થવા લાગ્યું. શીંગવાળા ચારાથી ઢોરો પુષ્ટ થવા લાગ્યાં, અને જમીન પણ પુષ્ટ થવા લાગી.

એ ખાતરથી ચારાનો પ્રકાર પણ ઉત્તમ થવા લાગ્યો અને ગાયો એ ચારો ખાઇને એટલું દૂધ દેવા લાગી કે વધારાનું દૂધ આજુબાજુના લોકોને આપવું પડયું. ત્યાંની ગાયો, તેનાં સંતાનો અને ત્યાંની પેદાશ–પાક જોવાને બહારનાં માણસો આવવા લાગ્યાં આ જોઈ જોનારને નવાઇ લાગી કે બહારથી ખાતર અને ખોળ લાવવામાં આવ્યાં નહતાં, (જેની વૈજ્ઞાનિકો બહુ અગત્ય બતાવે છે) એટલુંજ નહિ પણ ત્યાં રહેતાં પશુઓ, પક્ષીઓ, પાક અને આસપાસ રહેનારા સૌનું સ્વાસ્થ્ય નવાઇ પમાડે એવું સુધરી ગયુ.

ડૉ. હાવર્ડ પણ ઈ. સ ૧૯૦૫ માં ઇકોનોમિક બોટનિસ્ટ બનીને ભારતમાં આવ્યા હતા અને અહીંના ખેડૂતો પાસેથી શિક્ષણ મેળવ્યું હતું કે, "ધરતીનું જીવન ગાયનું છાણ છે." પોતાના અંગ્રેજી ગ્રંથ "Agricultural Testament" માં–"એગ્રીકલ્ટયૂરલ્ ટેસ્ટેમેન્ટ"–"ખેતીવાડી વિષે સંહિતા" માં તેમણે લખ્યું છે કે વાસ્તવિક ખેતી મેં નિશાળ છોડયા પછી છ વર્ષ બાદ પૂસાના ખેડૂતો પાસેથી શીખી લીધી અને જાણ્યું કે બનાવટી ખાતર, કીટાણુનાશક દવાઓ, અને વૈજ્ઞાનિક સાધનો વગર પણ ગાયનાં છાણ ને મૂત્ર અને લીલાં ખાતરથીજ ઉત્તમ પાક પેદા કરી શકાય છે.

જો ભારતમાં ગોસદન અને ખેતરોનું જોડાણ થાય તો કસવગરની અને અફલદ્રુપ જમીન પણ કસવાળી અને ફલદ્રુપ બની જાય. નબળામાં નબળી ગાયની ઉપેક્ષા પણ રાષ્ટ્ર ન

કરી શકે, કેમકે ગાય એટલે હાલતું ચાલતું ખાતર આપનારું કારખાનું. ગાય જેવાં જીવંત કારખાનાની ધરતીમાતાને અગત્ય છે.

ટ્રેકટર છાણ દેતું નથી તેમ મૂત્ર દેતું નથી, તેમ દૂધ પણ દેતું નથી. ન તો ટ્રેકટર પોતાની પાછળ કાંઇ સંતાન મૂકી જાય છે.

રિચર્ડ બી. ગ્રેગ નામના અંગ્રેજી લેખકનું કહેવું છે કે, "જો તમે ભારતવર્ષમાં બળદનો નાશ કરીને તેને બદલે ખેતરમાં ટ્રેકટર ચલાવશો અને રાસાયણિક ખાતરોનો ઉપયોગ કરશો તો સંભવ છે કે તમે છ દશકામાં સમાપ્ત થઇ જશો. ત્યારે બળદગાડીની સભ્યતાને બદલે ઊંટગાડીની સભ્યતા અથવા ખાસ કરીને રણની સભ્યતા રહેશે–રહેવા પામશે–રહી જશે."

એક લેખક લખે છે:–

"ગાયમાતાએ આયુર્વેદને સાચવ્યો છે. હું જ્યારે લખીશ કે ગાયમાતાએ આયુર્વેદને સાચવ્યો છે ત્યારે ખરેખર લોકોને નવાઇ લાગશે, પણ કહોને કે પચાસ ટકા દરદીઓ ગાયની છાશ અને દૂધના પ્રયોગ વડે સારા થયા છે અને જે સારા સાજા થયા છે તે આયુર્વેદનો પ્રચાર કરનાર થયા છે–પ્રચાર કરતા રહ્યા છે. પેટના રોગોમાં તો ખાસ કરીને સંગ્રહણી ઉપર ગાયની છાશેજ ભાગ ભજવ્યો છે એટલે કે ગાયની છાશેજ સંગ્રહણી મટાડી છે."

આ ઉપરથી એમ કહી શકાય કે જો ગાયમાતા ન રહી હોત અને તેનું મહત્ત્વ ભૂંસાઈ ગયું હોત તો આયુર્વેદ પણ રહ્યોજ નહોત. ગાયમાતાના ગોમૂત્રે અનેકના પાંડુરોગને મટાડયો છે. ગાયના ગોરોચને તો બાળકોને ગરમી આપી છે અને ગાયનાં દૂધથી બાળકો હિંદમાં માતાનું ધાવણ બંધ પડયા પછી ગાયના દૂધથી ઊછરે છે અને ગાયનું દહીં શુકનમાં ગણાય છે."

માણસને બચપણથી વૃદ્ધાવસ્થા સુધી હમેશાં ગાયના દૂધની અત્યંત જરૂર છે. માણસની શક્તિ અને બળ વધારનાર ગાયના દૂધથી શ્રેષ્ઠ બીજો પદાર્થ નથી. સ્વર્ગમાં રહેલું અમૃત પરમાત્માએ માણસો માટે આ અવનીપર ગાયના દૂધમાં ઉતાર્યું છે.

સર આર્થર આલ્વર કે જેઓ ભારત સરકારના સૌથી પ્રથમ પશુ અને ખેતીના કમિશ્નર હતા તેમણે ઇ.સ. ૧૯૩૬ માં જે ગ્રંથ લખ્યો તેમાં લખ્યું છે કે "ખોરાકની ઉત્તમતાની દષ્ટિએ ગાયનું દૂધ ભેંસના દૂધથી બહુ ઉત્તમ છે."

મધ્યપ્રદેશની વિધાનસભાના ભૂતપૂર્વ અધ્યક્ષ શ્રી ઘનશ્યામસિંહજી ગુપ્તા લખે છે કેઃ

"ગાયનું દૂધ પરમ સાત્વિક છે અને તે માનવની સ્મરણશક્તિને સતેજ કરે છે. તેનું સેવન માનવની વૃત્તિઓને

અહિંસક, સાત્ત્વિક અને સંયમી બનાવે છે અને સાથે સાથે તેમાં પરાક્રમ અને વીરતાને પણ વધારે છે. ગાયના દૂધનું સેવન કરનાર ક્રૂર તો બનતો નથી, પરંતુ શૂર અવશ્ય બને છે.”

ડૉકટર ભડકમકર કહે છેઃ— ગાયનું દૂધ અન્ન પણ છે અને ઔષધ પણ છે.

ક્ષયના રોગના નાશમાટે ગાયનું દૂધ જરૂરી છે. જો ગાયનું દૂધ પૂરતા પ્રમાણમાં દરેકને મળે તો ક્ષયનો રોગ ઓછો થાય અને પ્રજાનું આરોગ્ય સારું રહે.”

જર્મન ડૉ. સીમન્સ લખે છેઃ—“ગાયના મૂત્ર અને છાણથી ઘરમાં ગાર થાય તો કીડી, મચ્છર આદિ કીટાણુ વધતાં નથી.”

“ગોપાલન-શિક્ષા” માં લખ્યું છેઃ—

“ભેંસનું દૂધ ગરમ છે. ભારતવર્ષમાં ઘોડાના વછેરાને પણ ભેંસનું દૂધ કદીપણ પાવામાં આવતું નથી, કેમકે ભેંસનું દૂધ ગરમ હોવાથી ભેંસના દૂધથી ઊછરેલા ઘોડા ગરમી સહન કરી શકતા નથી અને જલદી થાકી જાય છે. ઘોડા ન થાકી જાય માટે તેને ગાયનું દૂધ પાવામાં આવે છે.”

“ગાય” નામક હિંદી પુસ્તિકામાં લખ્યુ છેઃ—

"ગાય કરતાં ભેંસ પ્રમાણમાં દૂધ વધારે આપે પરંતુ ભેંસ તમોગુણી છે એટલે ભેસના દૂધનું સેવન કરવ બ્રહ્મચર્ય પાલન થઈ શકતું નથી અને મનમાં કામાદિ વિ ઉત્પન્ન થાય છે. ગાયનું દૂધ અમૃતતુલ્ય પરમ સાત્વિક અને તેના સેવનથી મનુષ્ય બ્રહ્મચર્યરક્ષા, મનનો સંય બુદ્ધિની સ્ફૂર્તિ, શરીરની નીરોગ સ્થિતિ અને આત્મા ઉન્નતિ આદિ સઘળું પ્રાપ્ત કરવા સમર્થ થાય છે. મનુ નીરોગ અને બલવાન્ રાખવાને જે જે રસાયણોની જરૂર તે બધાં ગાયનાં ધમાં વિદ્યમાન છે"

હવે ભારતમાં ધ ઘીની નદીઓ વહેતી અથવા અને ઘી બહુ પ્રમાણમાં સસ્તાં મળતાં તેનો ઐતિહાસિ પુરાવો જોઇએ.

ઇતિહાસનાં પાનાંઓ ઉપર દષ્ટિ કરો અને જુઓ ભારતનો વૈભવ કેવો હતો. જુઓ કે ભારત ધન અને ધાન્ય કેટલો વિપુલ હતો અથવા ધન અને ધાન્ય ભારતમાં કેટ વિપુલ હતાં? જુઓ કે ભારતમાં દૂધ અને ઘી કેટલાં વિ; અને સસ્તાં હતાં?

મેગેસ્થિનિસ પોતાના "ભારતના વર્ણન" માં લ છે કે, "ખેતીના પાક અને ખનીજદ્રવ્યોની સંપત્તિ વડે દે ભરપૂર હતો. ખાદ્યપદાર્થોની વિપુલતાને લઈ માણસો કદા અને કાંતિમાન્ હતાં માણસો સત્યપ્રિય અને પ્રામાણિક હતાં'

એવું તે પ્રબલ પ્રમાણો આપીને સાબીત કરે છે.

પ્રાચીન ભારતીય ઇતિહાસના સુવર્ણયુગસમા ગુપ્ત અમલ દરમિયાન ભારતની જાહોજલાલીનો ખ્યાલ તો ફા–હ્યાન નામના ચીની યાત્રિકના વર્ણનમાંથી મળે છેઃ– "ગંગા યમુનાના સુંદર નગરો મેં જોયાં. મને ભારતવાસીઓ સુખી અને સમૃદ્ધ લાગ્યા. ચાંડાલો વિના કોઈ મદ્યપાન કરતું ન હતું–દારૂ પીતા ન હતા. અતિથિસત્કાર સરસ થતો. રસ્તામાં સ્થળે સ્થળે મુસાફરો માટે કુવાઓ ખોદાવેલા હતા અને ધર્મશાળાઓ બંધાવેલી હતી. રસ્તા બધે સુરક્ષિત હતા. મુસાફરી કરવાનું સલામત હતું"

હિંદના બાદશાહ અલાઉદ્દીન ખીલજીના વખતમાં એક રૂપીઆનું છ મણ દૂધ મળતું અને એક રૂપીઆનું ચોવીશ શેર ઘી મળતું.

અકબર બાદશાહના સમયમાં એક રૂપીઆનું પાંચ મણ દૂધ મળતું અને એક રૂપીઆનું એકવીશ શેર ઘી મળતું.

ઈ. સ. ૧૮૫૭ માં એક રૂપીઆનું ચાર મણ દૂધ મળતું.

ઇ. સ. ૧૮૯૦ માં એક રૂપીઆનું ચોસઠ શેર દૂધ મળતું.

લાલા લજપતરાય પંજાબના મહાન્ નેતા પોતાના અંગ્રેજી ગ્રંથ "અનહેપી ઇન્ડિયા" અથવા "દુઃખી ભારત"માં લખે છે કે અકબર બાદશાહના સમયમાં અરધો મણ દૂધ દેનારી ગાય ફક્ત રૂપીઆ દશમાં જ મળતી.

અત્યારના આપણા સમકાલીન વૃદ્ધો પ્રામાણિક જુબાની આપે છે અને આનંદપૂર્વક કહે છે કે "અમે બાર રૂપીઆનું મણ ઘી ખરીદેલ છે, અમે વીશ રૂપીઆનુ મણ ઘી ખરીદેલ છે અમે બે પૈસાનું એટલે અરધા આનાનું એક રતલ દૂધ ખરીદેલ છે, અમે એક આનાનું એક રતલ દૂધ ખરીદેલ છે."

વળી કેટલાક ગામડામાં વસના-નો અનુભવ એમ પણ કહે છે કે "ગામડામાં દૂધની જરૂર પડે અને પાડોશમાંથી માગીએ ત્યારે અત્યારે જેમ માણસ પાણીનો લોટો ભરી આપે છે તેમ અમને દૂધનો લોટો ભરી આપે અને તેની કિમ્મત કશી નહિ-પ્રેમભાવથી તદ્દન મફત."

હવે આ યુગનો આપણો અનુભવ શું કહે છે? અત્યારે પાંચ આનાનું એક રતલ દૂધ એટલે સાડાબાર રૂપીઆનું એક મણ દૂધ મળે છે. અત્યારે સાડાત્રણથી ચાર રૂપીઆનુ એક રતલ ઘી એટલે એકસો અને ચાલીશ અથવા એકસો ને સાઠ રૂપીઆનું એક મણ ઘી મળે છે.

બંધુઓ! કયાં સવા રૂપીઆનું અથવા અઢી રૂપીઆનુ એક મણ દૂધ અને કયાં સાડાબાર રૂપીઆનુ એક મણ દૂધ!

કયાં બાર રૂપીઆનું એક મણ ઘી? કયાં સોળ રૂપીઆનું એક મણ ઘી? કયાં વીશ રૂપીઆનું એક મણ ઘી અને એકસો અને ચાલીશ રૂપીઆનું અથવા એકસો અને સાઠ રૂપીઆનું એક મણ ઘી કયાં?

બંધુઓ! મોંઘારતની પ્રજા ઉપર ભીંસનું સ્વરૂપ જોયું? પ્રજાને ઘેરીવળેલી મોંઘારતના સ્વરૂપનું ભયંકર સંકટ જોયું? આ તો આપણે ફક્ત દૂધ અને ઘીના પ્રશ્નોનો વિચાર કર્યો. અત્યારે જીવતા આપણા સમકાલીન વૃદ્ધ પ્રજાજનોના અનુભવોનો અને આધુનિક સમયની સ્થિતિના તફાવતનો વિચાર કર્યો ખાવા અને પીવાના બીજા પદાર્થોનો–ચીજોનો આપણે વિચાર કરીએ તો તેમાં પણ એટલો જ તફાવત દેખાશે. જો અત્યારના યુગની ભીષણ આર્થિક સ્થિતિનો ખ્યાલ જોઇતો હોય, જો અત્યારના સમયની મોંઘવારીનું પ્રમાણભૂત ચિત્ર જોઇતું હોય, જો ભારતની આજની સ્થિતિનો પરિચય મેળવવો હોય તો આપણે મનવડે ભુવનેશ્વરમાં ગોપબંધુનગરમાં ભરાયેલ કોંગ્રેસના અધિવેશનમાં જઇએ અને કોંગ્રેસની વિષય વિચારિણી સમિતિમાં લોકશાહી અને સમાજવાદના ઠરાવપર બોલતા મહારાષ્ટ્રના એક મોટા કોંગ્રેસ નેતા, પંજાબના ભૂતપૂર્વ ગવર્નર શ્રીમાન્ એન વી. ગાડગીલને ધ્યાનપૂર્વક સાંભળીએઃ–

"છેલ્લા બજેટ પછી મને પણ બે છેડા ભેગા કરવા મુશ્કેલ પડે છે. લખાણો અને બીજાં કામો કરીને હું મારી

કમાં વધારો કરું છું. જો મારી આ સ્થિતિ હોય, તો ાન્ય માણસની હાલત કેવી હશે તેની કોઈપણ વ્યક્તિ ાના કરી શકે."

જોયો ભારતની ભયંકર આર્થિક સ્થિતિનો ચિતાર? " ભારતવાસીઓની કરુણ હાલતનું દર્શન? જોઇ મોંઘવાએ કરેલી આપણી દુઃખમય અવદશા?

આપણે સૌ નાનામોટા આ સંકટનો અનુભવ કરીએ છીએ.

જો ભારતમાં ચાલી રહેલું અન્નસંકટ ઓછું કરવું ાય, માણસોને ધનધાન્યથી સુખી કરવા હોય અને આ ારતદેશને પાછો સુખમય દશામાં લાવવો હોય તો ભારતવર્ષ ેવા ખેતીપ્રધાન દેશમાં જૂના સમયની પેઠે ગાયોનું પ્રમાણ ાધવું જોઇએ. ભારતવર્ષ જેવા ખેતીપ્રધાન દેશમાં બળદોનું ામાણ વધવું જોઈએ. જો ગાયો અને બળદોનું પ્રમાણ વધે ો ગાય બળદનાં છાણ અને મૂત્રવડે બનેલું ખાતર ખેતરોને ફળદ્રુપ બનાવી શકે. બળદો બરાબર જમીનને ખેડી શકે અને ખેતરોને અનાજથી ભરપૂર બનાવી શકે. વિપુલ અનાજ ઉત્પન્ન થાય તો અનાજ સોંઘું થાય અને બધાને પૂરતા પ્રમાણમાં મળે અને અન્નસંકટ ઓછું થાય.

ગાયોનો વધારો થવાથી દૂધનું પ્રમાણ વધે એટલે દરેક પ્રજાજન ગાયનું શુદ્ધ દૂધ, દહીં, છાશ, માખણ અને ઘી પૂરતા પ્રમાણમાં સસ્તે ભાવે મેળવી શકે અને ભારત-

વાસીઓનાં માયકાંગલાં શરીર બલવાન્ બને, તેજસ્વી બને, બુદ્ધિ સતેજ બને અને તેઓ તેમના પૂર્વજોની પેઠે સયમી, શૂરવીર અને પ્રભાવશાલી બને.

પ્રત્યેક ભારતવાસીને પૂરતા પ્રમાણમાં ચોખ્ખું અને સસ્તું અનાજ મળવા લાગે તો પછી અન્નસંકટ રહી શકે ખરું કે?

બંધુઓ! ભારતની એ જૂની સમૃદ્ધિને પાછી લાવવી છે? ભારતના દુનિયાને આંજી દેનાર બુદ્ધિ બળને પાછો જાગ્રત્ કરવો છે? ભારતને અન્નસંકટમાંથી મુક્ત કરવું છે? તો આપણે નાનામોટા સૌ કટિબદ્ધ બનીએ, તો આપણે નાનામોટા સૌ ગૌમાતાનું સંવર્ધન અને સંરક્ષણ કરીએ, તો આપણે ભારતને ગામડે ગામડે ઘાસચારો મોટા પ્રમાણમાં આપનારાં જૂના જમાનાનાં ગૌચરો પેદા કરીએ. એટલું જ નહિ પણ આપણે નાનામોટા સૌ નંદજીના ગોકુલને ખરું ગોકુલ બનાવનાર કનૈયાજીની અનન્ય ગોપાલનવૃત્તિ કેળવીએ અને ભગવાન્ રામચંદ્રજીના પૂર્વજ રાજા દિલીપ જેવી ગોસેવાની ઊંચી ભાવના જાગ્રત્ કરીએ.

ભારતના નાના ને મોટા દરેકમાં, પછી તે ગમે તે વર્ણનો કે વર્ગનો હોય, પછી તે ગમે તે ધર્મનો કે સંપ્રદાયનો હોય, પછી તે ગમે તે રાજકીય વાદમાં માનનારો હોય કે ન માનનારો હોય, પછી તે ગમે તે સિદ્ધાંતને કે વિચારને

અનુસરનારો હોય-તે દરેકમાં જો ભગવાન્ કૃષ્ણચંદ્રજી જેવી ગોપાલનવૃત્તિ અને દિલીપ રાજા જેવી ગોસેવાની ભાવના પ્રકટી જાય તો તે દહાડે ભારતવર્ષમાં સોનાનો સૂરજ ઊગશે. એવો ભારતવાસી અત્યારના ભૌતિક વિજ્ઞાન કરતાં સનાતન ધર્મમાં રહેલું આધ્યાત્મિક વિજ્ઞાન શ્રેષ્ઠ છે એમ સમજનાર બનશે. એવો ભારતવાસી પછી ગાયને ગાયમાતા માનનાર થશે અને તેની બુદ્ધિની ધર્મપાલનવડે શુદ્ધિ અને સ્થિરતા થતાં તે સાચો માનવ બનશે. તેની બુદ્ધિની વધારે શુદ્ધિ અને સ્થિરતા થતાં તે વિશ્વબંધુત્વની સાચી ભાવનાવાળો બનશે અને તેની બુદ્ધિની શુદ્ધિ અને સ્થિરતાનો છેલ્લો વિકાસ થયા પછી તે સર્વાત્મભાવવાળો બનશે અને પછી નીચેના શબ્દોમાં ગુંજતી ભાવના સદા ગાયા કરશે:-

"સર્વેઽત્ર સુખિનઃ સન્તુ,
સર્વે સન્તુ નિરામયાઃ ।
સર્વે ભદ્રાણિ પશ્યન્તુ,
મા કશ્ચિદ્ દુઃખમ્ આપ્નુયાત્ ॥"

"આ વિશ્વમાં બધા સુખી થાઓ, બધા નીરોગ થાઓ, બધાનું કલ્યાણ થાઓ, કોઈપણ દુઃખી ન થાઓ."

સૌનું કલ્યાણ ઇચ્છતી આવી સુંદર ભાવનાનું સંગીત જો સૌથી પહેલું જૂનાગઢમાંથી જાગે તો કેવું સારું?

'જૂનાગઢ" નામક આ ગ્રંથ ઉપસંહારની અણીઉપર છે અથવા સમાપ્તિની તૈયારીમાં છે ત્યારે ભારતના એક સુવિખ્યાત કવિનું કાવ્ય સાંભરી આવે છે. એ કાવ્યનું શીર્ષક—મથાળું છે "એકલો જાને". એ કાવ્યમાં કવિ ભારતવાસીઓને એક પ્રશ્ન પૂછે છેઃ—"ભારત ઉપર આક્રમણ થાય ત્યારે તમે શું કરો?" અને આ પ્રશ્નનો જવાબ કવિ પોતે જ આપે છે કે "એકલો જાને" એટલે કે એવે સમયે ભારતના પ્રત્યેક પ્રજાજને પોતાની મદદમાં બીજો કોઇ આવે છે કે નહિ એ વિચાર પડતો મૂકીને રણમેદાનને મોખરે એકલાએ જ ઝંપલાવવું—કૂદી પડવું.

જૂનાગઢ પણ ભારતનું એક અવિભાજ્ય અંગ છે જ્યારે ભારત ઉપર ભીષણ મોંઘવારીનો મહિષાસુર ચડી આવ્યો છે ત્યારે તે અસુરનું મર્દન કરવા એકલા જૂનાગઢે મેદાને પડવું જોઇએ. એવે કપરે સમયે બીજાની રાહ ન જોવાની હોય.

ભાગવતકાર વ્યાસજીએ જૂનાગઢ માટે એવાં બે દૃષ્ટાંતો પૂરાં પાડયાં છે. એક તો છે કાળયવનના નાશનું અને બીજું છે દ્વિવિદ વાનરના નાશનું.

ભગવાન્ કૃષ્ણચંદ્ર પાછળ દોડયા આવતા કાળયવનના સંહાર સમયે રાજા મુચકુંદે કોની રાહ જોઇ હતી?

યાદવકુલને રંજાડતા દ્વિવિદ વાનરનો રૈવતગિરિ—

ગિરનારમાં–નાશ કરતી વેળાએ ભગવાનના મોટાભાઈ બલદેવ-જીએ બીજા કોની રાહ જોઈ હતી?

બંધુઓ! એ બરાબર સ્મરણમાં રાખશો કે આપણું આ જૂનાગઢ મહાભારતના સમય જેટલું જૂનું છે અને ગિરિવર ગિરનારની છાયામાં વસેલું હોવાથી પવિત્ર છે. જો જૂનાગઢ દુઃખીઓના દુઃખ વખતે દધીચિઋષિનો ત્યાગ દેખાડનારું બની જાય, જગડુશા અને ભામાશાની જેમ જો જૂનાગઢ નિરાધાર માણસોની મદદે દોડતાં શીખી જાય અને રાજા રતિદેવની પેઠે જો જૂનાગઢ બીજાની પીડાને પોતાની પીડા માનતું બની જાય તો પછી જૂનાગઢની કુરબાનીની કથા ભલા કોણ સાંભળવા ન આવે? પછી કુરબાનીની એ કથા માત્ર કથા જ ન રહે, પણ તે માનવજાતને પ્રેરણાનું અમી પાનારી સંહિતા બની જાય અને ભારતને ગામડે ગામડે ગવાતું મીઠું સંગીત બની જાય.

"ભદ્રં ભદ્રં વિતર ભગવન્, ભૂયસે મંગલાય"–
'મહાન્ કલ્યાણ માટે હે ભગવાન્! આશિષ્ આપવાની કૃપા કરો'

જૂનાગઢના મહાન્ કલ્યાણ માટે હે ભગવન્ આશિષ્ આપવાની કૃપા કરો એવી હે વાચકબંધુઓ આપણે ભગવાનને પ્રાર્થના કરીએ અને પછી એક રંગથી, એક રાગથી, એક હૃદયથી બોલીએ:–) ×

"આનંદ ઉપજે અપાર, રૂડો જોઇને ગિરિ ગિર;
સંસાર લાગે અસાર, રૂડો જોઇને ગિરિ ગિરન





---

મુદ્રણસ્થાનઃ- પ્રદીપ પ્રી. પ્રેસ, માંડવી ચોક-જૂનાગઢ.